શ્રી વીર-શાસનની ત્રીજા વર્ષની ભેટ.

# સુંદર રાજાની સુંદર ભાવના

યાને

# શીલસત્વની કસોટી.

રચયિતા

મુનિશ્રી મનોહરવિજયજી.

# સુંદર રાજાની સુંદર ભાવના

યાને

# શીલસત્વની કસોટી.

લેખક:-
શમામ્ભોનિધિ પરમગુરૂ આચાર્ય શ્રીમદ્દવિજય સિદ્ધિસૂરીશ્વર
શિષ્યરત્ન અનુયોગાચાર્ય શ્રીમાન્ મેઘવિજયજી
વિનેય મુનિશ્રી મનોહરવિજયજી.

પ્રકાશક

શેઠ સુબાજી રવચંદ જયચંદ.
જૈન વિદ્યાશાળા–ડોશીવાડાની પોળ
અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૨૫૦.

વીર સંવત ૨૪૫૦. વિક્રમ સં. ૧૯૮૦. ઈ. સ. ૧૯૨૪.

મૂલ્ય રૂ. ૧-૦-૦

# સુલલિત કાવ્યો.

દૃષ્ટિ કરૂણા રસ ભરી,
વચન શમામૃત પાન:
જ્ઞાન ધ્યાનમાં મગ્ન મુનિ,
નમો નમો ગુણવાન.

જ્ઞાન ગજેંદ્રો ગાજતા,
નાચે રંગે નાચ:
ધ્યાન રૂપી અશ્વો જીહાં,
શમસંપદ મુનિ સાચ.

પરિષહ તપ મહાવીર છે,
દાને જે મહાવીર;
મોહ મહા શત્રુ હણ્યો,
નમો નમો મહાવીર.



વિવેક હસ્તિ વિદારવા,
કેશરીસિંહ સમાન;
સમાધિ ધન તસ્કર વિષય,
જીતે તેહ ભગવાન.

વિષય સુખ તૃપ્તિ નહિ,
પામે ઈંદ્ર ઉપેંદ્ર;
સુખી નહિ તેથી તત્ત્વથી,
જ્ઞાને જેહ અમંદ.

વીર શાસન છે વ્હાલું, જેને શુદ્ધ સ્વભાવથી;
મળ્યું અમૃતનું પ્યાલું, હવે ભય રહેવો નથી.

## શ્રી વીર-સમાજ તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

| | |
|---|---|
| શ્રી બન્ધશતક પ્રકરણ ભાષ્યવૃત્તિ અને લઘુભાષ્ય સહિત. | ... ૧-૦-૦ |
| શ્રી શતક પ્રકરણ ચૂર્ણિ સહિત. | ... ૧-૮-૦ |
| સત્યનું સમર્થન ... ... | ... ૨-૦-૦ |
| સતી ચિલ્લણા દેવી. ... | ... ૧-૮-૦ |

આ પુસ્તક શ્રી અમદાવાદ વીર-સમાજના શ્રી "વીર-શાસન" પ્રેસમાં પરીખ વીઠ્ઠલભાઇ મોહનલાલે છાપ્યું અને શેઠ સુબાજી રવચંદ જયચંદ જૈન વિદ્યાશાળાના ટ્રસ્ટીઓએ પ્રસિદ્ધ કર્યું.

# મહર્ષિઓનાં ગુણોત્કિર્ત્તન પદ્યો.

## ચોપાઇ.

જય જય જગદોત્તમ **મહાવીર**, **ગૌતમ** ગણધર વડા વજીર;
ધીર વીર ગંભીર ગુણવંત, **પ્રણમું** પદકજ ધરી બહુ ખંત. ૧
શાસન ધુર વહે અણગાર, શ્રી **સુધર્મ** પંચમ ગણધાર;
તાસ પરંપર ગુરૂ ગુણ ભર્યા, સૂરિ પુરંદર બહુ વિસ્તર્યા, ૨
એકસઠમી. પાટે સૂરિરાય, **વિજયસિંહ** થયા ગુરૂરાય;
**સત્ય કપુર** તસ **ક્ષમા** નિવાસ, જેહની ધારે સુરગણ આશ. ૩

## સવૈયા છંદ. ( ઇંગ્રેજી ચાલમાં )

**શ્રી જિન ઉત્તમ** વદન મલયથી, વચન સરસ ચંદન સુખદાય;
આતમ પ્રદેશે સ્પર્શ થયાથી, અપૂર્વ પરમાનંદ પમાય. ૧
ગુરૂપદ **પદ્મ**ની સેવા વિધીથી, પ્રગટ શુદ્ધ નિજ આતમ સ્વરૂપ;
પ્રત્યક્ષ થાતાં અવિચળ **કીર્તિ**, જગ જયકારી વધે અનૂપ. ૨
શુદ્ધ ભાવની આતમ પરિણતિ, કસ્તુરીની સહજ સુગંધ;
તપસી શ્રી **કસ્તુરવિજયજી**, ભરી પાપના તોડે બંધ. ૩
શ્રદ્ધા સમ્યગ્ મહા વ્રતધારી, ગિરૂઆ ગુણ મણિ આગર જેહ;
ક્ષમા સહિત નીત્યે તપ કરતા, **મણિવિજયજી** દાદા તેહ. ૪

## કવાલી–ગઝલ.

**મણિ** સાચું સ્વગુણ રૂપી, પ્રકાશે દિવ્ય શક્તિથી;
સ્વપરને શાન્તિકારક તે, **મણિ દાદા** ગુરૂ વંદું. ૧
ક્ષમા તપ એક રૂપે રહી, સરલ શિવમાર્ગમાં વિચર્યા;
અલૌકિક આત્મભાવે તે, **મણિ દાદા** ગુરૂ વંદું. ૨
જિનાગમને અનુસારે, જગતમાં શ્રેષ્ઠ ઉપકારી;
દયા રસથી ભરેલા તે, **મણિ દાદા** ગુરૂ વંદું. ૩

## શાર્દૂલવીક્રિડિત.

જે ચારિત્રિચુડામણિ પુરૂષની, પંક્તિ વિષે રાજતા,
જેની શાંતિ ક્ષમા અને સરળતા સર્વ સ્થળે ગાજતા;
જે ત્યાગી તપસી સદા સુગુરૂના શિષ્યો બહુ વિચરે,
તે દાદા **મણિવિજયજી** મુનિ તણી કીર્તિ લતા વિસ્તરે. ૧

પૂજ્યપાદ પરમગુરૂ પન્યાસજી મહારાજ શ્રીમાન્

# મણિવિજયજી ગણી દાદા!

અલ્પ સમય પહેલાં આપ સાહેબ એક મહા. વિભૂતિરૂપે સ્વરૂપ સિદ્ધ હતા; એ સુવિશ્રુત છે. ઓગણીસમી સદિને પાછલો સમય ત્યાગ ધર્મ માટે ઘણી કટોકટીનો હતો. એ સમયે પારમેશ્વરી પ્રવ્રજ્યા-ધર્મની દીક્ષા અંગીકાર કરવા માટે કોઇકજ તૈયાર થતું હતું. અને અંગીકાર કરીને પણ કોઇ વીરલાજ તેમાં અણીશુદ્ધ રહી શકતા હતા. એ સમયે નિર્ગ્રંથ ત્યાગીઓની સંખ્યામાં જબ્બર ઘસારો પહોંચી રહ્યો હતો હજારો અને સેંકડોમાંથી ત્રુટેલી સંખ્યા આંગળાના વેઢા ઉપરઆવી રહી હતી

હે તપોજીવી! ગુરૂવર્ય!! ચિંતા અને પડતીના આવર્ત્તમાં ઝઝુમી રહેલા સમયમાં આપનો જન્મ અને આપની દુષ્કર દીક્ષા થઈ હતી પોતાના અજબ ત્યાગ અને કર્ત્તવ્ય પરાયણતા તથા કષ્ટ સાધ્ય વિહારોથી શ્રી જિનશાસનનો તેજસ્વી દીનમણિ-સૂર્ય ઉદયાચળ ઉપર સ્થિર છે. એ આપના પુણ્ય તેજે સ્થળે સ્થળે બત્રી આપ્યું છે. આજે સેંકડો શિષ્યોના આપ પિતામહ છો. દુર્ભાગ્યોદયે આપની પ્રત્યક્ષ ચરણસેવા તો મને અલભ્ય છે છતાં, આ એક લઘુ પુષ્પ આપ સદ્‌ગુણરત્નાકરના ચરણે ચઢાવું છું.

આપશ્રીનો પાદપદ્મ મધુકર શીશુ
મનોહર.

प्रशमपीयूष पयोनिधि मुनिगण शिरताज पूज्यपाद (दादा) १००८

# पन्यासजी श्रीमान मणिविजयजीगणी.



जन्म वि सं. १८५२ — पन्यास वि. सं १९२३ ज्येष्ट शुक्ल त्रयोदशी

दीक्षा वि सं. १८७७ — निर्वाण वि सं. १९३५ आश्विन शुक्लाष्टमी



પ્રશમ પીયૂષ પયોનિધિ પરમતપસ્વી પૂજ્યપાદ
પન્યાસજી મહારાજ શ્રીમાન્ મણિવિજયજી ગણી (દાદા)નું

# સંક્ષિપ્ત જીવનચરિત્ર

**શાર્દૂલવિક્રીડિત.**

દાદાદેવ સુધર્મના સદ્ગુરૂ ચિંતામણી તુલ્ય જે
પૂજ્યારાધ્ય પ્રશસ્ત ભાવિજનને દેતા સદાનંદ તે
જે જન્મ બ્રહ્મચારિ શ્રેષ્ઠ તપમી ક્ષાન્ત્યાદિ ધર્મે ભર્યા
તે સાધૂત્તમ પં૦ **મણિવિજયજી** વંદુ થવા નિર્જરા.



## ભૂમિકા

ચૌદસે ચુંમાલીશ ગ્રંથરત્નોના પ્રણેતા પરમર્ષિ શ્રીમાન્ **હરિભદ્ર** સૂરીશ્વરજી મહારાજશ્રીના **લલિતવિસ્તરા** ગ્રંથમાં દર્શાવેલ "**यतितव्यमुत्तमपुरुषनिदर्शनेषु**" આ એકજ વચન જેઓના સ્મરણમાં હશે તેઓને 'મહાપુરૂષોના જીવનચરિત્રો એકથી અનેકવાર શામાટે લખવાં કે વાંચવા!' એનું રહસ્ય અગમ્ય નથી. મકાન ચણનારા કારીગરોને જેમ નકશાનો આધાર લેવો પડે છે, નૂતન ચિત્રકારને જેમ ભિન્ન ભિન્ન શિલ્પિઓના જુદાજુદા નમુનાઓનો આધાર લેવો પડે છે, તેમ આ દુનિયામાં નવીન અસાધારણ અનુભવ પ્રમાણે જીવન ઘડવામાં નિર્બળતાની છેક હદે પહોંચવા જેવી આપણી દયાજનક સ્થિતિમાંથી કાંઇક અપૂર્વ બળ, અપૂર્વ ઉત્સાહ, અપૂર્વ ગુણ તેમજ અપૂર્વ ઉદય પ્રાપ્ત કરવામાં—આપણને આ લોકમાં થઇ ગયેલા તે લોકોત્તર મહાપુરૂષોના જીવનચરિત્રો સત્ય આધાર રૂપે છે. એ ચરિત્રો, વાંચનારને અને સાંભળનારને ખચિત ઉપકારક અને માર્ગદર્શક છે એ નિઃસંશય છે.

અઢારમી ઓગણીસમી સદિના કેટલાક ભાગ સુધી યતિઓનું સામ્રાજ્ય અધિક બળવાન હતું, શિથિલાચાર અધિકાધિક વૃદ્ધિ પામ્યો હતો, પરિણામે શાસનમાં તેવા લોકોત્તર મહર્ષિઓની ઓછાશ થતી ગઈ એટલે કે તેવા સંવેગી ત્યાગી મુનિવરોની સંખ્યા ઘણીજ અલ્પ થઇ ગઇ.

જો કે પરમાત્મા **મહાવીરદેવનું શાસન** આ યુગના અંતપર્યંત પણ જીવતું અને જાગતું રહેવાનુંજ છે, તેના ઝળહળતા પ્રકાશને કોઈપણ આવરી શકે એમ નથી છતાં તેવા સમયમાં તેના વિસ્તારમાં કાંઈક ટુંકી મર્યાદા થાય ખરી પરંતુ વચમાં વચમાં તેવા પ્રભાવક મહાપુરૂષોના પ્રતાપે ફરીથી વિસ્તૃતદશા પ્રાપ્ત થાય છે.

તે અવસરનો શ્રાવકવર્ગ પણ 'યતિઓથી જ અમારાં ધર્મનું સંરક્ષણ થવું છે' એમ સમજી શિથિલાચારીઓનો અંતેવાસી થયો હતો. આવા કટોકટીના સમયમાં પણ તેવા આદર્શ મહાત્માઓએ પ્રાણાંત કષ્ટો વેઠીને જૈનશાસનની ધર્મધ્વજા વિસ્તિર્ણ પ્રદેશમાં ફરકાવી હતી, તે સંવેગી મહાત્માઓએ ગહન પ્રદેશોમાં વિહાર કરી અનેક પરિષહો અને ઉપસર્ગો સહન કરી દુનિયાને ત્યાગ માર્ગનું સાચું ભાન કરાવ્યું હતું. જેથી શ્રાવકવર્ગમાં ધીમે ધીમે શિથિલાચારીઓ પ્રત્યે મંદ આદર થવા લાગ્યો અને ત્યાગી મહાર્ષિઓ પ્રત્યે તેમની અભિરૂચી વૃદ્ધિ પામવા લાગી. ઓગણીસમી સદિમાં પણ તે શિથિલાચારીઓનું જોર હતું. તેઓના તેમજ તે સિવાય ઢુંઢક લુંકા વિગેરે અનેક વિપક્ષીઓના પ્રત્યાઘાતોની સામા થઈ અનેક મહાત્માઓએ અડગ સેવા બજાવી છે.

નિર્ગ્રંથશિરોમણિ પરમગુરૂવર્ય્ય દાદા શ્રી **મણિવિજયજી** આ મહાર્ષિઓમાંના એક હતા તેમના ગુપ્ત પણ અદ્‌ભુત ગુણો—આત્મબળ, ત્યાગ તથા કર્ત્તવ્યપરાયણતા વિગેરે જોતાં આ ટુંક જીવનચરિત્ર તો એક ઘણો અલ્પ પ્રયત્ન કહેવાય તોપણ ઉપકાર, માર્ગદર્શન અને આત્મજીવનના ઉત્કર્ષના ઉદ્દેશથી એ મહામુનિનું જીવન અતિશય ઉપકારક છે. એમના જીવન સંબંધી વિશેષ હકીકત મળી શકી નથી. માત્ર થોડીક હકીકત કંઈક ટીપ્પનકરૂપે મળેલી ત ઉપરથી તથા કેટલીક હકીકત ગુરૂવર્ય આચાર્ય મહારાજ શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજીના મુખથી સાંભળી આ ઉભયના આધારે તે પૂજ્ય ગુરૂ ગુરૂવર્ય્યનું સંક્ષિપ્ત જીવનચરિત્ર લખવાનો પ્રયત્ન કર્યો છે.

**શ્રીમદ્‌નો જન્મ**

હજારો જિનમંદિરો, અનેક લોકોત્તર તથા લૌકિક તીર્થો, પૌષધશાળા, વિદ્યાશાળા, ધર્મશાળા, દાનશાળાઓથી વિભૂષિત, ધનધાન્યાદિથી ભરપૂર, અનેક તપોવીર, દાનવીર, ધર્મવીરોની જન્મભૂમિ, ગુર્જરભૂમિના ચુંઆલ નામે વિભાગમાં, **અમદાવાદ** જીલ્લાના **વીરમગામ** તાલુકામાં, શ્રી(**મલ્લીનાથ**) ભોયણી તીર્થથી નૈઋત્યકોણમાં, **અઘાર** નામના ગામમાં વીસાશ્રીમાલી વણિક જ્ઞાતીય **જીવનદાસ**નામે શ્રેષ્ઠી

રહેતા હતા. જેમને શીલ સુગંધી ગુલાબ સમાન **ગુલાબબાઇ** નામનાં ધર્મ પત્ની હતાં. પતિ પત્ની ઉભય શ્રીજિનધર્મનાં પરમભક્ત હતાં. સંતોષપૂર્વક ગૃહસ્થાવાસનું પાલન કરતાં જિનભકિત, ગુરૂભકિત, અને આવશ્યકાદિ સત્ક્રિયાનું આરાધન કરવામાં મશગુલ રહેતાં હતાં. તેઓને રૂપચંદ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો હતો. ત્યારપછી સં. ૧૮૫૨ ના ભાદરવા મહિનાના શુકલપક્ષમાં રત્નગર્ભા શ્રીમતી **ગુલાબબાઇએ** ઉજ્વલ મૌકિતક સમાન એક પુત્ર રત્નને જન્મ આપ્યો. પૂર્ણચંદ્ર સમાન પુત્રમુખ દેખી માતાપિતાને અતિ હર્ષ થયો. પુત્રનો જન્મ-મહોત્સવ કરી, તેનું **મોતીચંદ** નામ પાડયું. **મોતીચંદ** અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. 'પુત્રનાં લક્ષણ પારણામાં' આ કહેવતને અનુસાર બાલ્યાવસ્થામાંજ તેનામાં ભવિષ્યમાં થનારા મહાન ગુણોની ઝાંખી ખીલવા લાગી. નૈસર્ગિક ઔદાર્ય તેના મુખ ઉપર ઝળકવા લાગ્યું. તેનો આનંદી સ્વભાવ માતાપિતા આદિ કુટુંબીજનો અને અન્ય સર્વ જનસમૂહના અંતરમાં પ્રેમનો ઉભરો ઉત્પન્ન કરતો હતો. અનુક્રમે યોગ્ય અવસરે માતાપિતાએ **મોતીચંદને** ભણવા મુકયો. વિદ્યાગુરૂ પાસે વ્યવહારિક કેળવણી લેવા માંડી. સાથે સાથે માતાપિતા તરફથી ધાર્મિક બોધ પણ મળતો રહ્યો. ઉદાર હસમુખો અને શાંત **મોતીચંદ** પોતાના ઉત્તમ વિનયાદિ ગુણોથી સુજાત પુત્રની આગાહી દર્શાવતો સર્વજનોનું અધિકાધિક આકર્ષણ કરવા લાગ્યો. વિદ્યાગુરૂ પાસે યોગ્ય વ્યાવહારિક જ્ઞાન સંપાદન કરી **મોતીચંદ** પિતાના ધંધામાં જોડાયો અને વિશુદ્ધ વ્યવહારપૂર્વક કાળ નિર્ગમન કરવા લાગ્યો. રત્નકુક્ષીધારક શ્રીમતી ગુલાબબાઇએ **મોતીચંદના** જન્મ પછી **નાનચંદ** અને **પાનાચંદ** નામના બે પુત્રો અને **પાનાબા** નામની એક પુત્રીને જન્મ આપ્યો હતો. **મોતીચંદ** પોતાના પિતાશ્રી **જીવનદાસની** સાથે વ્યવહારમાં કુશળ થયા અને પોતાની પ્રામાણિકતાથી ગ્રાહકવર્ગમાં પણ પંકાયા. એક અવસરે કોઇક પ્રયોજન નિમિત્તે **જીવનદાસ** શેઠ પોતાના કુટુંબ સહિત **ખેડાજીલ્લામાં** રહેલા **પેટલી** ગામમાં ગયા.

## મુનિરાજશ્રી કીર્ત્તિવિજયજી.

પ્રભુશ્રી **મહાવીરદેવના** શાસનસામ્રાજ્યની ધુરા વહન કરનાર અનેક સૂરિપુરંદરો આ ભારતવર્ષમાં પોતાના જીવન પર્યંત પ્રભુના પવિત્ર ધર્મનો દિવ્ય પ્રકાશ ફેલાવી પરલોકમા સધાવ્યા જે પુણ્યશ્લોક જગદ્વંદ્ય મહર્ષિઓએ અદ્યાપિ પર્યંત પ્રભુના ત્રિકાલાબાધિત અવિકારી શાસનને અવિચ્છિન્ન પરંપરાએ જાળવી રાખ્યું છે અને તેવા

મહર્ષિઓ આ યુગના અંતપર્યંત પણ જાળવશે એ નિઃસંશય છે. જેઓમાં પ્રભુના પ્રથમ પટ્ટધર તરિકે સર્વાક્ષરસન્નિપાતિ પંચમ ગણધર શ્રીસુધર્માસ્વામિજી થયા. તેમની પાટે ચરમકેવલી શ્રી જંબૂસ્વામિજી થયા. તેમના પછી શ્રી પ્રભવસ્વામિજી વિગેરે ચતુર્દશ પૂર્વધર મહર્ષિઓ થયા ત્યાર પછી દશ પૂર્વધર શાસનપ્રભાવક પુરૂષસિંહો પટ્ટપરંપરાએ થયા. યાવત્ ૫૮ મી પાટે હિંસકપ્રિય માંસભક્ષી મોગલવંશીય સમ્રાટ્ અકબર જેવાના નિર્ઘૃણ હૃદયમાં કૃપાલુતાને ઉત્પન્ન કરનાર જગદ્ગુરૂશ્રી હીરસૂરિજી થયા તેમના પટ્ટે પ્રવચન પ્રભાવક વિજયસેનસૂરિજી થયા. ત્યાર પછી વિજયદેવસૂરિજી થયા. તેમની પાટે એટલે પ્રભુ શ્રી મહાવીરદેવની પટ્ટપરંપરાએ ૬૧ મી પાટે શ્રી.વિજયસિંહસૂરિજી થયા. તેમના શિષ્ય પન્યાસજી શ્રીસત્યવિજયજી ગણી થયા. એમનો જન્મ સપાદલક્ષ દેશમાં લાડલુ ગામમાં થયો હતો. એમના પિતા દુગડગોત્રીય વીરચંદ નામે હતા. એમની માતાનું નામ વીરમદે હતુ, અને પોતાનું નામ શીવરાજ હતું. વીરચંદ અને વીરમદે બંન્ને લુંકાપંથમાં હતાં. શીવરાજને એ માર્ગ પ્રથમથીજ અરૂચિકર હતો. જ્યારે તેમને દીક્ષાની ભાવના થઈ અને માતપિતાને સમજાવી દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે, માતાપિતાએ લુંકામતમાં દીક્ષા અપાવવા ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ બુદ્ધિશાળી શીવરાજે યુક્તિપૂર્વક તેઓને સમજાવી યોગ્ય માર્ગનું ભાન કરાવ્યું, અને તપગચ્છ નાયક વિજયસિંહસૂરિજીને વિજ્ઞપ્તિ કરી પોતાના ગામમાં બોલાવ્યા. માતાપિતાએ પુત્રનો દીક્ષા મહોત્સવ કર્યો. પોતે યોગ્ય માર્ગે જોડાયા અને ૧૪ વર્ષની ઉમ્મરે પુત્રને દીક્ષા અપાવી. જેમનું નામ સત્યવિજયજી રાખવામાં આવ્યું. મુનિશ્રી સત્યવિજયજી ગુરૂવિનયપૂર્વક સૂત્રસિદ્ધાંત ભણ્યા, સૂત્ર, અર્થનું રહસ્ય જાણી ગીતાર્થ થયા અને ઉત્કૃષ્ટ ક્રિયાનો આદર કર્યો.

આ અવસરે યતિઓનો શિથિલાચાર દિનપર દિન વૃદ્ધિ પામતો જતો હતો. સત્યગવેષક સત્યવિજયજીને આ શૈથિલ્ય પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઇ અને ગુરૂવર્ય્ય પાસે ક્રિયા ઉદ્ધારની આજ્ઞા માગી. ગુરૂવર્યે પણ યોગ્ય જાણી શિષ્યને આજ્ઞા આપી. આજ્ઞાપાલક મુનિ શ્રીસત્યવિજયજીએ પ્રથમ મેવાડમાં વિહાર કર્યો. ઉદયપુરમાં ચાતુર્માસ રહી શુદ્ધ ક્રિયાના પાલનપૂર્વક ઉત્કૃષ્ટ તપસ્યાનો આદર કર્યો.

ઉપદેશક જ્યારે ઉપદેશને અનુસાર પોતાનું શુદ્ધ વર્ત્તન દર્શાવે તોજ તેની અસર યોગ્ય રીતીએ ઉપદેશ્ય વર્ગ ઉપર થઇ શકે છે.

ચૌદસેં ચુંમાલીશ ગ્રંથ રત્નોના પ્રણેતા સૂરિપુરંદર શ્રીમાન્ હરિભદ્રસૂરિજી પણ દર્શાવે છે જે :—" **स्वयमपि च तदाचारस्तद्व्रतो नियमतः सेव्यः** " મતલબ કે કથની અનુસાર રહેણીની અવશ્ય જરૂર છે.

મુનિરાજશ્રી **સ**ત્યવિજયજીએ છઠ છઠની તપશ્ચર્યા કરવા માંડી. ઇંદ્રિયલોલુપતાને દેશવટો દઇ અરસવિરસ આહારનો ઉપભોગ કરવા લાગ્યા અને પોતાની દેશનાશક્તિએ અનેક ભવ્યાત્માઓને પ્રભુ પ્રણિત પરમ શુદ્ધ માર્ગનો ઉપદેશ આપી વિશુદ્ધ માગના પ્રવાસી બનાવ્યા. ત્યાંથી મારવાડમાં વિચરી **મે**ડતા, **ના**ગોર, **જો**ધપુર. **સો**જત, **સાદ્રી** વિગેરે સ્થલોએ ચોમાસાં કર્યાં. આ અવસરમાં સંવત ૧૭૨૯માં શ્રીવિજયપ્રભસૂરિજીએ **સો**જતમાં એમને પંન્યાસપદ **સમ**ર્પણ કર્યું.

**મા**રવાડમાં અનેક પ્રકારના લાભ કરી અનેક પ્રાણીઓને શુદ્ધ ધર્મમાર્ગમાં જોડી તેઓશ્રી વિચરતા વિચરતા અનુક્રમે ગુજરાતમાં આવ્યા અને પાટણ, રાજનગર વિગેરે સ્થળોમાં ચાતુર્માસ કરી વિરોધી વર્ગોના અનેક ઉપસર્ગો સહન કરી, યોગ્ય માર્ગનો ઉપદેશ કરી, સમતા સાગર, સરળ પરીણામી ગુરૂ મહારાજા ૮૨ વર્ષની ઉમ્મરે સંવત ૧૭૫૬ ના પોષ શુદિ ૧૨ અને શનીવારે સિદ્ધિયોગે ચાર પાંચ દિવસની માંદગી ભોગવી નિર્વાણ પામ્યા.

તેમની પાટે કર્પૂરવિજયજી થયા એમનો જન્મ **પા**ટણ પાસે **વા**ગરોડ ગામમાં થયો હતો એમણે પણ ૧૪ વર્ષની ઉમ્મરે સં. ૧૭૨૩ ના માગશર શુદિમાં **પા**ટણમાં દીક્ષા લીધી ૧૭૭૫ ના શ્રાવણ વદિ ૧૪ ને સોમવારે **પા**ટણમાં એમનો દેહોત્સર્ગ થયો.

તેમની પછી અનુક્રમે **ક્ષ**માવિજયજી, **જિ**નવિજયજી, ઉત્તમવિજયજી, **પ**દ્મવિજયજી અને **રૂ**પવિજયજી થયા. આ મહાત્માઓમાં શ્રી **સ**ત્યવિજયજીના જીવનચરિત્રની રૂપરેખા નિર્વાણરાસ તરીકે શ્રી જિનહર્ષે લખી છે. શ્રી **ક**ર્પૂરવિજયજી તથા **ક્ષ**માવિજયજીની જિનવિજયજીએ, **જિ**નવિજયજીના જીવનચરિત્રની રૂપરેખા શ્રી ઉત્તમવિજયજીએ, ઉત્તમવિજયજીની **પ**દ્મવિજયજીએ અને **પ**દ્મવિજયજીના જીવનચરિત્રની રૂપરેખા શ્રી **રૂ**પવિજયજીએ લખી છે.

**રૂ**પવિજયજી મહારાજના શિષ્ય શ્રી **કી**ર્ત્તિવિજયજી મહારાજ. એમનો જન્મ **ખં**ભાતમાં સંવત ૧૮૧૬ માં વીસાશ્રીમાળી જ્ઞાતિમાં થયો હતો. ગૃહસ્થાવસ્થામાં એમનુ નામ કપૂરચંદ હતું. ૪૫ વર્ષની ઉમ્મરે **પા**લીતાણામાં શ્રી **રૂ**પવિજયજી મહારાજ પાસે દીક્ષા અંગી-

કાર કરી હતી. પ્રથમથીજ ઉત્તમ સંસ્કારવાળા હોવાથી તેમજ વિદ્વાન ગુરૂવર્ગના સમાગમથી દિનપ્રતિદિન ચારિત્રમાં વિશેષ તેજસ્વી થયા. નિસ્પૃહી, વિશુદ્ધ વૈરાગ્યવાન આ મહાત્માએ ઓગણીસમી સદિમાં પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણોથી જૈનસમાજ ઉપર મહાન ઉપકાર કર્યો. આ મહર્ષિની ત્યાગવૃત્તિ એવી અપૂર્વ હતી કે જેને નિહાળી મુનિ અને ગૃહસ્થ ઉભયવર્ગના અંતરમાં અતિશય ચમત્કાર ઉત્પન્ન થતો હતો. તેઓશ્રીએ મારવાડ, માળવા, મેવાડ તેમજ ગુજરાતના પ્રદેશોમાં વિચરી અનેક ભવ્યાત્માઓને શાસનના અનુરાગી બનાવ્યા હતા. એમનો શિષ્ય સમુદાય પણ બહોળો હતો.

લગભગ પંદરેક તેમના શિષ્યો હશે. તે બધાનાં નામો ઉપલબ્ધ થઈ શકયાં નથી. જે જાણવામાં આવ્યાં છે તે આ નીચે પ્રમાણેઃ—

૧ શ્રી તપસ્વી કસ્તુરવિજયજી. તેઓશ્રી સોમસુંદરસૂરિ અને શ્રી વિજયહીરસૂરિ મહારાજાની જન્મભૂમિ પાલણપુર નગરમાં વીસા પોરવાડ જ્ઞાતીમાં સંવત ૧૮૩૭ માં જનમ્યા અને તેત્રીસ વર્ષની ઉમ્મરે સંવત ૧૮૭૦ માં દીક્ષા અંગીકાર કરી. શાસ્ત્રાભ્યાસ કરી તપસ્વી બન્યા. આજે પણ તેઓ શ્રીતપસ્વીજીના ઉપનામથી ઓળખાય છે. રસના ઇંદ્રિય ઉપર તેમનો અસાધારણ કાબુ હતો. આંબીલ વર્ધમાન તપની ઓળી લગભગ સંપૂર્ણ કરી હતી. આંબીલમાં પણ બહુ અલ્પ દ્રવ્ય વાપરતા હતા. તેઓ વડોદરામાં નિર્વાણ પામ્યા. વડોદરામાં કોડીપોળની સામે પાર્શ્વનાથજીના મંદિરમાં તથા રાજનગરમાં લુહારની પોળના મંદિરમાં તેમની સ્તુપ છે. આ તપસ્વી ગુરૂના શિષ્ય આપણા ચરિત્રનાયક તપસ્વી મુનિવર્ય શ્રી મણિવિજયજી થયા.

૨ શ્રી ઉદ્યોતવિજયજી—એમના સંબંધી વિશેષ હકીકત જાણવામાં નથી. એમના શિષ્ય અમરવિજયજી તેમના શિષ્ય ગુમાનવિજયજી તેમના શિષ્ય પંન્યાસજી પ્રતાપવિજય ગણી, જેમણે સં. ૧૯૬૯ માં કાળ કર્યો તેમના પ્રશિષ્ય મુનિશ્રી બુદ્ધિવિજયજી વિગેરે હાલ વિદ્યમાન છે. મુનિશ્રી બુદ્ધિવિજયજી વિદ્વાન તથા તપસ્વી છે.

૩ શ્રી જીવવિજયજી—જેમણે—**૧ સકળ તીર્થ વંદુ કરજોડ, ૨ અવધુ સદા મગનમે રહેના, ૩ સુણ દયાનિધિ તુજ પદ પંકજ મુજ મન મધુકર લીનો** વિગેરે અનેક વૈરાગ્યોત્પાદક, ભક્તિરસથી ભરપૂર ભાવવાહી સ્તવન સઝાયો રચ્યાં છે.

૧૧૧૭૩૮ —



૪ શ્રી **માણિક્યવિજયજી**—જેમણે **૧ માતા મરૂદેવીના નંદ. ૨ વિમળાચળ વંદોરે** વિગેરે સ્તવનો રચ્યાં છે.

૫ શ્રી **લક્ષ્મીવિજયજી** એમની પાદુકા લુહારની પોળના મંદિરમાં છે.

એમના બધા શિષ્યોમાંથી હાલમાં ૧ મુનિશ્રી કસ્તુર વિજયજી અને મુનિશ્રી ઉદ્યોતવિજયજીના પરીવારના મુનિઓ વિદ્યમાન છે. સંવત ૧૮૮૦ માં **અમદાવાદ** લુહારની પોળમાં જ્યારે એમનું ચોમાસું થયું હતું તે અવસરે આ બાર મુનિઓ ત્યાં હતા.

૧ મુનિવર્યશ્રી **કીર્ત્તિવિજયજી** મહારાજ; ૨ મુનિશ્રી **લક્ષ્મી-વિજયજી**; ૩ મુનિશ્રી **શાંતિવિજયજી**; ૪ મુનિશ્રી **કસ્તુરવિજયજી**, ૫ મુનિશ્રી **ચતુરવિજયજી**, ૬ મુનિશ્રી **લાભસાગરજી**, ૭ મુનિશ્રી **મણિ-વિજયજી**, (આ ચરિત્રના નાયક) ૮ મુનિશ્રી **મેઘવિજયજી**, ૯ મુનિશ્રી **મોતીવિજયજી**, ૧૦ મુનિશ્રી **મનોહરવિજયજી**, ૧૧ મુનિશ્રી **વૃદ્ધિવિજયજી**, ૧૨ મુનિશ્રી **ઉદ્યોતવિજયજી**.

મુનિરાજશ્રી **કીર્તિવિજયજી** મહારાજશ્રીના સમયમાં **રાજનગરના** નગર શેઠ **હેમાભાઇએ પાલીતાણાના** રાજા **પ્રતાપસિંહને સિદ્ધાચલજીની** રક્ષા નિમિત્ત અમુક દ્રવ્ય આપવાનો બંદોબસ્ત કર્યો હતો એમના જીવન-ચરિત્રમાંથી ઘણું જાણવાનું મળી શકે એમ છે. પરંતુ તે ઉપલબ્ધ નથી.

**ગુરૂ સમાગમ.**

આપણે ઉપર જોઈ ગયા છીએ કે, શ્રેષ્ઠી જીવનદાસ કુટુંબ સહિત **માતરનગર** ( **સુમતિનાથ**—સાચા દેવનું તીર્થ ) પાસે **પેટલી** ગામે રહ્યા હતા. એ **પેટલી** ગામથી **મોતીચંદ** યાત્રા નિમિત્તે **ખેડાનગરે** આવ્યા. ત્યાં ભીડભંજન **પાર્શ્વ**નાથની તથા અન્ય સર્વ મંદિરોની યાત્રા કરી ઉપાશ્રયે ગુરૂવંદન નિમિત્તે ગયા. ત્યાં ઉપર દર્શાવેલા સંવેગી શિરોમણિ શ્રી**કીર્ત્તિવિજયજી** મહારાજા ધર્મ દેશના દઈ રહ્યા હતા. સંવેગી ગુરૂની સંવેગજનની દેશના સાંભળી **મોતીચંદ** અપૂર્વ આ-લ્હાદ પામ્યો. દેશના સંપૂર્ણ થઇ અને સભા વિસર્જન થવા લાગી. સઘળી સભા વિસર્જન થઈ. પરંતુ ગુરૂ મહારાજના વચનામૃતનો પિપાસુ **મોતીચંદ** ત્યાંજ બેસી રહ્યો. જનસમુદાય વિસર્જન થયા બાદ ગુરૂ મહારાજ પાસે જઇ વિનયપૂર્વક બેઠો. ઈંગિત આકારના જાણુ ગુરૂ મહારાજાએ તેની ચેષ્ટા ઉપરથી તેના અર્થીપણાની કલ્પના કરી, યોગ્ય ધર્મ ઉપદેશ આપ્યો. જેમ જેમ **મોતીચંદ** ઉપદેશા-મૃતનું પાન કરતો ગયો તેમ તેમ તેના ચિત્તમાં ચમત્કાર થવા લાગ્યો.

રોમાંચ વિકસ્વર થયા અને અતિ આનંદ પામ્યો. આ અવસરે તેમના અંતરમાં વિશુદ્ધ વિચાર શ્રેણી પ્રગટ થઇ 'અહા ! આવા ધર્મ શ્રવણનો યોગ હમ્મેશાં પ્રાપ્ત થાય તો કેવું સારૂં ! આ ઉપકારી મહાત્માની અહોનિશ સેવા કરવાનો યોગ મને કયારે મળે !' આવા પ્રકારની ભાવના ભાવતાં અને ગુરૂ મહારાજનાં વચનામૃતનું સ્મરણ કરતાં ભાગ્યવાનનો અંતરાત્મા જાગૃત થયો, મોહ નિર્બળ પડયો, અંતર્ચક્ષુ ઉઘડયાં, પદાર્થોની અનિત્યતાનું ભાન થવા લાગ્યું, સોપક્રમી આયુષ્યનું ક્ષણવિનશ્વરપણું જાણ્યું, અને વૈરાગ્ય વાસના જાગૃત થઇ. સંસ્કારી પુન્યશાળી જીવોને સામગ્રીનો સંયોગ મળતાં શુભ વાસનાઓ જાગૃત થવામાં વિલંબ થતો નથી. માત્ર પગે કાંટો વાગ્યો તે કાઢવા જેટલી વાર. ધર્મ શ્રવણ અનાયાસે થયું તેમાં પણ રોહીણીયા ચોર જેવાને પરિણામે ચારિત્રની ભાવના થઇ આવી તો, બાલ્યાવસ્થાથીજ શુદ્ધ સંસ્કારી વિશુદ્ધાત્મા **મો**તીચંદને માટે તો શું કહેવું ? ગુરૂનો સમાગમ વધતો ગયો તેમ તેમ **મો**તીચંદની વૈરાગ્ય વાસના વિશેષ પ્રદિપ્ત થઇ અને સાવધાન થયો.

**ખે**ડામાં પ્રવેશ કરતાં જો કે **મો**તીચંદ યાત્રાનો અર્થી હતો. દેવગુરૂના દર્શનનો અભિલાષી હતો, પરંતુ તે અવસરનો **મો**તીચંદ અને અત્યારના **મો**તીચંદમાં ઘણોજ ભેદ હતો. તે અવસરે ધર્માભિલાષી હતો. પરંતુ તે અભિલાષાના સ્વરૂપને સ્ફુટ જોઇ શકતો ન હતો. અત્યારે તે અભિલાષાને સ્ફુટ જોવા લાગ્યો. તે અવસરે ગમનનો માર્ગ નિર્ણયપણામાં નહોતો. અત્યારે તે માર્ગ નિર્ણિત થઇ ગયો.

અહો ! ગુરૂ કલ્પવૃક્ષ ! તારા સમાગમની શી પ્રશંસા કરીએ ! ભગ્ન પરિણામી **મે**ઘકુમારને કેવો બચાવી લીધો ! રમત માત્રમાં દીક્ષાની વાતો કરનાર નવા પરણેલા બાળકને તારા સમાગમે એક દિવસમાં કેવળ જ્ઞાનનો સ્વામી બનાવ્યો. ભોજનની ભીક્ષા માગતા ભીખારીને જિનશાસનનો શણગાર **સં**પ્રતિ રાજા બનાવ્યો. વૈરાગ્ય પામીને પણ ફરી એશંઆરામી બની દુર્ગતિમાં ઢળતા **સિદ્ધસેન**ને **'बाधति बाधते'** સંભળાવી બચાવી લીધો. મહાહિંસક મહા શીકારી **અ**કબર બાદશાહ જેવાને પણ દયામય બનાવનાર તારો સમાગમ, અરે ! એટલુંજ નહિ ક્રોધાંધ, મહાહિંસક, નરક સન્મુખ થઈ રહેલા દૃઢ પ્રહારીને બચાવનાર કોણ ! વાંસ ઉપર ચઢી નાટક કરતા વિષયાંધ ઇલાચી પુત્રના ચક્ષુઓનું ઉન્મીલન કરી કેવળ જ્ઞાનનો ભોક્તા બનાવનાર કોણ ! ખરેખર ! આવા તારા સમાગમથી વંચિત રહેનાર પ્રાણીઓનું કેવું દુર્ભાગ્ય ! !

**દીક્ષાભિલાષા અને ગુરૂપ્રાર્થના.**

મોતીચંદના હૃદયમાં જ્ઞાનદીપક પ્રગટ થયો. વૈરાગ્ય તરંગોમાં હૃદય ઝીલવા લાગ્યું. સાંસારિક પદાર્થોની મોહકતામાં ભય દેખાવા લાગ્યો. તે મોહમાં મુંઝાઇ રહેલા ધન ધાન્યાદિની સામગ્રીવાળાઓમાં પણ દીનપણાનો આભાસ થવા લાગ્યો. માત્ર જ્ઞાન દર્શન ચારિત્રાદિનું એકાંતે આરાધન કરનાર પોતાના શરીરે પણ નિસ્પૃહી તે મુનિ મતંગજોની મુનિચર્યામાંજ સુખનો આભાસ થવા લાગ્યો. હવે ક્યારે મને મુનિપણાની પ્રાપ્તિ થાય ! ક્યારે ગુરૂ મહારાજની એકાંત સેવાનો લાભ મળે ! અને ક્યારે જ્ઞાનાદિ યોગનો આરાધક હું યોગી થાઉં ! આમ વૈરાગ્ય ભાવનામાં લીન થયેલ મોતીચંદને હવે દીક્ષાની ઉત્કંઠા થઇ રહી, અને ગુરૂ મહારાજને પ્રાર્થના કરી કે:—

પ્રશમ પીયૂષ પયોનિધિ ! જ્ઞાન દિવાકર ગુરૂ મહારાજા ! અત્યાર સુધી વાસ્તવિક રીતિએ હું અંધ હતો. મહારાજા ! આપે દેશના દઇ આજ મારાં નેત્રોમાં અપૂર્વ પ્રકાશ મૂક્યો. પ્રભો ! ભવતારક ! આપ આ સંસારમાં ડુબતાને માટે ઝાઝ સમાન છો. આ વિષય કષાય દાવાનળમાં બળતાને શાંત કરવા આપ જળધર સમાન છો. આપ અમારા વિષય તૃષ્ણારૂપ દાહને સમાવવા અમૃત સમાન છો. હે ઉપકારી ! હવે તો તમારૂંજ શરણ છે માટે આ રંકને ચારિત્ર રત્ન દઇ આપ સમાન ચક્રવર્તી બનાવો આપના સંસર્ગથી અને આપની નિર્મળ કૃપાથી મારી વાંછિત સિદ્ધિ થશે.

ગુરૂ મહારાજશ્રીએ પણ તેની ભાવના જાણી દીક્ષા પરિણામમાં દૃઢ બનાવ્યો. મોતીચંદે પણ હવે શીઘ્ર દીક્ષા લેવાનો નિશ્ચય કરી ઘર તરફ પ્રયાણ કર્યું.

મોતીચંદ ઘેર ગયા અને માતાપિતાને સંસારની વિટંબણા, મોહનું સામર્થ્ય, તેમાં પ્રાણીઓનું પારવશ્ય તેનાથી થતા અનેક અનર્થો અને પરિણામે કર્મબંધ તથા જંબુકુમારાદિનો વૈરાગ્ય, માતાપિતા સહિત દીક્ષાનું અંગીકાર કરવાપણું વિગેરે દર્શાવી પોતાનો આંતરિક વિચાર જણાવ્યો. પરંતુ પુત્ર મોહમાં મુઝાયલાં માતાપિતા તત્કાળ સાનુકુળ ન થયાં. અને મોતીચંદને વ્યવહાર કાર્યમાં જોડાવું પડયું. પરંતુ જેનો અંતરાત્મા ઉજ્વળ થયો છે, સંસાર કારાવાસનું સ્વરૂપ જે બરાબર જોઇ રહ્યો છે, વિષય કષાયની જ્વાળાઓમાં બળતા પ્રાણીઓની વિડંબના જેને પ્રત્યક્ષ થઇ રહી છે, જેણે રૂપ, યોવન, ધન, સ્વજનાદિનો પ્રેમ, અને ઠકુરાઇ સ્વપ્ન સમાન જાણી

લીધી છે, જે વનમાં દાવાનળમાં સપડાએલ હરિણની માફક આ-સંસારમાં પોતાને અશરણ જાણી રહ્યો છે. સંસાર વાસમાં આશ્રવોનાં અનેક સ્થાનો જે જોઈ રહ્યો છે તે મોતીચંદ, માતાપિતાના આગ્રહથી ઘેર રહ્યો પરંતુ વ્યવહારમાં સઘળાં કાર્યોમાં તેનો અનાદરજ રહ્યો. લોભાવનારાં અનેક સાધનો છતાં તેનું હૃદય પલટાયું નહીં અને તેમાંથી મુક્ત થવાનાજ પ્રયત્ન કરવા લાગ્યો. તેની વૈરાગ્ય ભાવના દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. છેવટે વ્યવહાર કાર્યમાં તેનો આવા પ્રકારનો અનાદર દેખી માત્ર એક ધર્મસાધનમાંજ તેની વૃત્તિ જાણી ધર્માત્મા માતાપિતાએ પુત્ર પ્રત્યે અત્યંત રાગ છતાં, પણ તેના ધર્મ સાધનમાં અંતરાયભૂત ન થતાં કેટલીક મુદતે પુત્રની ઇચ્છાને આધીન થયાં.

એ અવસરમાં **રાજનગરનો** સંઘ **રાધનપુરની** યાત્રા કરવા આવ્યો. તેની સાથે **કીર્તિવિજયજી** મહારાજા પણ આવ્યા છે એમ જાણી **મોતીચંદ** **રાધનપુર** આવ્યા. ગુરૂ મહારાજનાં ચરણકમળ ભેટયા. સર્વ મંદિરોની યાત્રા કરી, અને ગુરૂ મહારાજ પાસે અભ્યાસ કરવા રહ્યા. અનુક્રમે ઉગ્રવિહારી **કીર્ત્તિવિજયજી** મહારાજાએ ત્યાંથી **મરૂદેશ** તરફ વિહાર કર્યો. તેમની સાથે **મોતીચંદે** પણ **મારવાડ** તરફ પ્રયાણ કર્યું. વિહાર કરતા ગુરૂ મહારાજા પ્રથમ **તારંગાજી** તરફ ગયા. **તાર**-ણગિરિની યાત્રા કરી માર્ગમાં અનેક ગ્રામોમાં જિનમંદિરોની યાત્રા કરતા અનેક પ્રાણીઓને ધર્મોપકાર કરતા ગુરૂ મહારાજા **અર્બુદગિરિ** આવ્યા. જૈનોની સંપત્તિ, ઔદાર્ય અને પ્રભુભકિતનું દિગ્દર્શન કરા-વતાં ત્યાંના ચૈત્યોની યાત્રા કરી ત્યાં કેટલાક દિવસ સ્થિરતા કરી, પ્રભુસેવાનો લાભ લીધો. ત્યાંથી **મરૂભૂમિમાં** ઉતર્યા ત્યાં **પિંડવાડા**, **બ્રાહ્મણવાડા**, **વીરવાડા**, **સીરોહી**, **નાંદીયા**, **લોટાણા**, **દેણા** વિગેરે તીર્થોની યાત્રા કરી. **બેડા**, **નાણા** થઈ **રાણકપુરના** ચતુર્મુખ ભવ્ય જિનાલયમાં શ્રી યુગાદિદેવને ભેટયા. ત્યાંથી **સાદડી**, **ઘાણેરાવ**, **દેસુરી**, **નાડુલાઈ**, **નાડોલ** વિગેરે પંચતીર્થીની યાત્રા કરી. ગુરૂમહારાજા ધર્મોપદેશ વૃષ્ટિથી **મરૂભૂમિને** નવપલ્લવ કરતા અનેક પ્રાણીઓને યોગ્ય ધર્મનું સ્વરૂપ દર્શાવી તેમને સુમાર્ગ સન્મુખ કરતા **પાલી** શહેરમાં પધાર્યા અને આપણા ભાવિમુનિ **મોતીચંદ** પણ તેમની સાથે ગૃહસ્થાવાસમાં પણ મુનિ માર્ગની તુલના (અભ્યાસ) કરતા **પાલી** નગરમાં આવ્યા.

આટલો સમય વિદ્વાન, શુદ્ધપ્રરૂપક, મહાત્યાગી ગુરૂમહારા-જની સેવામાં અને તે પણ વિહારમાં સાથે રહેવાથી **મોતીચંદને**

મુનિ માર્ગનો ઘણો સારો અનુભવ મળ્યો. તેમજ ગુરૂમહારાજને પણ **મોતીચંદ**ના સ્વભાવ, વર્તન વિગેરેનો અનુભવ થયો. તેનો હસમુખો ચહેરો, ઉદાર શાંત અને માયાળુ સ્વભાવ, નિષ્કપટીપણું તેનું દાક્ષિણ્ય અને વિશુદ્ધ ભક્તિથી ગુરૂમહારાજની તેના ઉપર અત્યંત કૃપા થઈ. ગુરૂશ્રીના પ્રથમ સમાગમે **મોતીચંદ**ભાઈ ચારિત્ર લેવા ઉત્સુક બન્યા હતા પણ હવે તો તેમણે નિશ્ચય કર્યો કેઃ—ચારિત્ર લેવુંજ અને તે પણ આવા જ ગુરૂ પાસે. **પાલી** નગરની દિવ્ય મંદિરોની યાત્રા કરી ઉપકારી ગુરૂમહારાજાએ ત્યાં કેટલીક મુદત સ્થિરતા કરી જેથી ત્યાંના ભાવિ શ્રાવક શ્રાવિકાઓ વિગેરે ઘણો હર્ષ પામ્યાં. મહારાજની મધુરવાણી અને વૈરાગ્યોત્પાદક દેશના સાંભળી આનંદમાં ગરકાવ થઈ ગયા અને દિવસે દિવસે અપૂર્વ ઉત્સાહ પ્રગટતો ગયો. મહારાજાની સાથે આવેલા **મોતીચંદ**ની પણ લોકો અનન્ય ભક્તિ કરવા લાગ્યા. **મોતીચંદે** પણ પોતાના હમ્મેશનાં પ્રસન્નમુખ, મીલનસાર સ્વભાવ વિગેરે ઉત્તમ ગુણોથી તેમના હૃદયનું એવું આકર્ષણ કરી લીધું કે જેથી લોકોને પણ અહં પ્રથમિકા પૂર્વક તેની ભક્તિની સ્પર્ધા થવા લાગી. હવે શહેરમાં **મોતીચંદ** દીક્ષાના અભિલાષી છે અને થોડીજ મુદતમાં દીક્ષા અંગીકાર કરનાર છે એવી વાતો ફેલાવા લાગી. લોકો **મોતીચંદ**ને મહાભાગ્યવાન માનવા લાગ્યા. વળી અત્યાર સુધીમાં ગુરૂ મહારાજના સહવાસથી પરિપકવ થયેલ તેની વૈરાગ્યવાટિકા અત્યંત ખીલી નીકળી હતી. આ વૈરાગ્ય વાટિકાનો રંગ જોઈ **પાલી**ના સંઘે એકત્ર થઈ ગુરૂ મહારાજને વિજ્ઞપ્તિ કરી જેઃ—'મહારાજા! આ **પાલી**ના સંઘ ઉપર જેવી રીતે આપે કૃપા કરી, આપના દર્શનથી અને દેશનાથી અમોને કૃતાર્થ—પાવન કર્યા તેવીજ રીતે કૃપા કરો ભાગ્યશાળી વૈરાગ્યવાન અમારા સાધર્મિબંધુ **મોતીચંદ**ભાઈને અત્રે દીક્ષા આપી અમારી આ ભૂમિને પાવન કરી અમારી અભિલાષા પૂર્ણ કરો.' ગુરૂ મહારાજાએ પણ યોગ્ય અવસર જાણી પોતાની સમ્મતિ દર્શાવી. કહેવાની જરૂર નથી જે **મોતીચંદ** તો અનગાર થવાને અતિ ઉત્સુક હતા, અને મુહૂર્ત્તની રાહ દેખતા હતા.

**મહોત્સવ અને દીક્ષા**

ગુરૂમહારાજશ્રીની સંમતિ મળવાથી સંઘમાં અપૂર્વ આનંદ થયો. મંદિરોમાં અષ્ટાન્હિકા મહોત્સવ શરૂ થયો. નાટક, ગીત, વાજીંત્રોના નાદ થવા લાગ્યા. **મોતીચંદ**ભાઈની ઘેર ઘેર પધરામણી થવા લાગી. સાધર્મિભાઇઓ અનેક પ્રકારે તેમની ભક્તિ કરવા લાગ્યા.

અનુક્રમે દીક્ષા દિવસ આવ્યો. આડંબરપૂર્વક વરઘોડો ચઢયો. દીક્ષા સ્થાને આવ્યા. ઉત્સાહપૂર્વક મહાન સમુદાય એકઠો થયો. યાચકોને દાન દેવાયાં. દીક્ષા વિધિ શરૂ થઇ. **મોતીચંદભાઇએ** જ્યારે આભરણો ઉતારવા માંડયાં. ત્યારે સુકોમળ હૃદયવાનનાં હૈયાં ભરાવા લાગ્યાં. કેટલાકની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. કેટલાક અનુમોદન કરવા લાગ્યા. કેટલાક **મોતીચંદભાઇને**, કેટલાક ગુરૂમહારાજને અને કેટલાક ઉભયને ધન્યવાદ દેવા લાગ્યા. અને કેટલાક વિષય કષાયરૂપ કીચડમાં ખુંચેલા પોતાના આત્માની નિંદા કરવા લાગ્યા. પરંતુ **મોતીચંદભાઇના** મુખ ઉપર તો આજે અપૂર્વ આનંદની રેખાઓ તરવરતી હતી. આજે પોતાની અભિલાષા પૂર્ણ થાય છે, બંધનથી મુક્ત થવાય છે, અને ચારિત્ર રત્નની પ્રાપ્તિ થાય છે, જેથી તેમના હૃદયમાં હર્ષના કલ્લોલો ઉછળતા હતા. વિધિ ચાલુ થતાં સામાયિક ઉચ્ચરાવવાનો અવસર થયો એટલે ગીત વાજીંત્રોનો નાદ બંધ થયો. સર્વત્ર શાંતિ ફેલાઇ અને ગુરૂ મહારાજાએ મનોહર દિવ્ય વાણીથી " **નવકાર** પૂર્વક **કરેમિ ભંતે** " નો પાઠ ત્રણવાર ઉચ્ચરાવ્યો અને **મોતીચંદભાઇને** પોતાના શિષ્ય તપસ્વી મુનિવર્ય શ્રી કસ્તુરવિજયજીના શિષ્ય તરિકે સ્થાપન કરી તેમનું '**મણિવિજયજી**' નામ આપ્યું. સુવર્ણમાં સુગંધ ભળી. વિનયી, વિવેકી, વૈરાગી **મોતીચંદને** ૧૮૭૭ માં ચારિત્ર રત્ન પ્રાપ્ત થયું. ચોવિહાર ઉપવાસનું પચ્ચખાણ કર્યું. આગલે દિવસે એકાસણું કર્યું હતું ત્યાર પછી પણ યાવત્ જીંદગી પર્યંત એકાસણાથી ઓછી તપસ્યા કરી નથી. દીક્ષાવિધિ સંપૂર્ણ થઇ એટલે લોકો વૈરાગ્ય તરંગોમાં ઝીલતા મોતીચંદભાઇના ગુણોનું સ્મરણ કરતા સ્વસ્થાને ગયા. ગુરૂમહારાજાએ પણ નૂતન શિષ્ય સહિત અન્યત્ર વિહાર કર્યો.

**વિહારાદિ ચર્યા.**

બાલ્યાવસ્થામાંજ જેના કોમળ અંતઃકરણમાં ઉચ્ચ સંસ્કારો સ્થાપિત થયા હતા તે **મો**તીચંદ હવે **મો**તીચંદ મટીને **મ**ણિવિજયજી બન્યા. આગાર છોડી અણગાર થયા. દુન્યવી પ્રપંચોથી વીરમી એકાંતે આત્મહિતના અવિચળ માર્ગના પ્રવાસી બન્યા. પૂજ્યપાદ શ્રી **કીર્ત્તિ** વિજયજી મહારાજશ્રીના **ખેડાના પ્રથમ** પરિચય વખતે તેમના દુગ્ધ સહોદર ઉજ્વલ હૃદયમાં ઉદ્‌ભવેલી પવિત્ર ભાવનાને તો લગભગ સાત વર્ષ જેટલો દીર્ઘ સમય વીતી ગયો. આટલા સમય પર્યંત તો માતા પિતાના સ્નેહ-તંતુએ **મોતીચંદભાઇને** દૃઢ બંધનથી બાંધ્યા હતા તેઓ પણ સર્વ વિરતિના આવારક નિબિડ પ્રતિબંધકોને

વિચારી તેને ત્રોડવા માટે ગૃહજીવનમાં પણ અણગાર જેવું જીવન વ્યતીત કરી રહ્યા હતા. છેવટે અંતરાય ત્રુટયો, તે શુભ સમય આવી પહોંચ્યો, અને પ્રવ્રજ્યાના દઢ રંગી મોતીચંદભાઇની આશા સફળ થઇ. માતા, પિતા, બંધુ, ભગીની વિગેરે સ્વજન સંબંધી સ્નેહના દઢ બંધનો ક્ષણવારમાં ત્રોડી નાખ્યાં. સંસારની માયા છોડી. પૌદ્‌ગલિક સુખ વૈભવોનો પરિત્યાગ કર્યો. કારાવાસના કિલષ્ટ દુઃખથી વિહ્વળ પ્રાણી જેમ શરણ્યનું શરણું અંગીકાર કરે તેમ મુનિવર્યશ્રીએ ગુરૂ વર્ય્યશ્રીના પવિત્ર ચરણે પોતાનું શીર ઝુકાવ્યુ અને જીંદગી ભરને માટે તેમનાજ અનુચર થયા. તેઓશ્રી જે આજ્ઞા ફરમાવે તેજ પ્રમાણે કરવું આવો દઢ નિશ્ચય તેમના ઉજ્વળ અંતરમાં સુવર્ણાક્ષરે કોતરાઈ રહ્યો. સુકોમળ શય્યામાં શયન કરનાર મોતીચંદભાઇએ આજે ભૂશય્યા સંથારા ઉપર શયન કરવાનો સ્વીકાર કર્યો. ઇષ્ટિ મિષ્ટ ભોજનનો પરિત્યાગ કરી અંત પ્રાંત અરસ વિરસ ભોજનમાં જ સંતોષ વૃત્તિ ધારણ કરી પરિગ્રહ મમત્વ દશાને દેશવટો આપ્યો. પ્રયાણ માટે વાહન અને ઉપાનહના ઉપભોગ કરનાર મોતીચંદભાઇએ કાંટા કાંકરા અને કચરાથી ભરપૂર માર્ગમાં પણ અણવાણે પગે ચાલવાની વૃત્તિ અંગીકાર કરી. સમગ્ર વિશ્વ પ્રત્યે મૈત્ર્યાદિ ભાવનાથી તેમનું હૃદય ઓતપ્રોત થયું. એક કુટુંબનો ત્યાગ કરી સમગ્ર વસુધાને પોતાનું કુટુંબ બનાવ્યું. પરભાવને છોડી સ્વરમણતામાંજ મન વાળ્યું. પરિષહ અને ઉપસર્ગોના સૈન્ય બળને હંફાવવા સિંહ પરાક્રમી બન્યા. રણાંગણમાં મોહરાજાનો વિજય કરવા ધર્મધ્વજા ધારણ કરી ધર્મધુરાને હસ્તગત કરી ૧૮૦૦૦ શીલાંગરથને વિશ્વ ઉપર વહન કરાવવા લાગ્યા. ઇર્યા સમિતિ વિગેરે અષ્ટ પ્રવચનમાતાના પાલક સુજાત પુત્રે પોતાની માતાની અને માતાના ચરણે પડેલા અનેક સુપુત્રોની કીર્તિલતાને સમગ્ર વિશ્વમાં વિસ્તારી. ટુંકાણમાં એટલુંજ કે મુનિવર્ય્યશ્રી મણિવિજયજીએ, ચિરંતન મુનિવરોએ સ્વીકારેલા નિર્મળ અને નિષ્કિંચન સંયમ રથમાં આરૂઢ થઈ મુક્તિ માર્ગે પ્રયાણ કર્યું.

ગુરૂકુલ વાસમાં રહી જ્ઞાન, દર્શન ચારિત્રનો અનુભવ લેતા ચરણ સિત્તરી, કરણ સિત્તરીનું આરાધન કરતા મુનિવર્ય્ય ગુરૂ મહારાજા તેમજ અન્ય મુનિ સમુદાયના વિનય વેયાવચ્ચાદિમાં અપ્રતિબદ્ધ સતત ઉદ્યમ કરવા લાગ્યા. જેના પરિણામે થોડીજ મુદતમાં સર્વ મુનિ મંડળની પ્રીતિ સંપાદન કરી લીધી. સર્વ કોઈ એમના પ્રત્યે સ્નેહ ભરી દષ્ટિએ જોવા લાગ્યા. અને એમના વિનયાદિની એક

અવાજે પ્રશંસા થવા લાગી. દુનિયામાં વિનય ગુણ એ એક મહાન વશીકરણ છે. ગુણોનું મૂળ છે. સદ્જ્ઞાન, દર્શન અને ચારિત્રનું મૂળ છે, મોક્ષનું પણ એ મૂળ છે. ચાહે દેશવિરતિ હો કે સર્વ વિરતિ હો. એ વિનય વિના કોઇપણ શોભા પામી શકતા નથી !! વિનિત **લોકપ્રિય** બને છે અને લોકપ્રિય અન્યોનું સ્વમાર્ગે આકર્ષણ કરી શકે છે. ધર્મ ઉપર બહુમાન કરાવી શકે છે. તથા અન્યને બોધિ-બીજની પ્રાપ્તિનું કારણ બને છે. અન્યને ધર્મ માર્ગમાં જોડવામાં આ ગુણની અવશ્ય જરૂર છે. વિદ્વત્તા છતાં લોકપ્રિયતાના અભાવે બીજાઓને જોઇએ તેવા લાભ આપી શકાતો નથી.

**કીર્તિ**વિજયજી મહારાજાની આજ્ઞાથી ગુરૂ સાથે વિહાર કરતા પ્રથમ ચાતુર્માસ તેમણે ૧૮૭૭ માં **મેડતા** નગરમાં કર્યું. ચાતુર્માસ સંપૂર્ણ થયા પછી **મ**રૂભૂમિમાં વિચરતા અનેક તીર્થોની યાત્રા કરી ભવ્ય કુમુદ વનને વિકસ્વર કરતા **ગુજરાતમાં રા**ધનપુર નગરે આવ્યા અને સં. ૧૮૭૮ માં ચાતુર્માસિક સ્થિરતા ત્યાંજ કરી, ત્યારપછી **શં**ખેશ્વરજી આદિ તીર્થોની યાત્રા કરી ગુરૂવર્ય સાથે **રા**જનગર આવ્યા અને ગુરૂવર્ય સાથે સંવત ૧૮૭૮, ૭૯, ૮૦ ત્રણ ચોમાસાં **રા**જનગરમાં કર્યાં. આ અવસરે **કીર્તિ**વિજયજી મહારાજા વૃદ્ધાવસ્થા પામ્યા હતા. મહારાજશ્રી **મ**ણિવિજયજી દીક્ષા દિવસથી માંડી ઉપ-વાસાદિ તપ શિવાયના બીજા દિવસોમાં એકાસણું જ કરતા હતા. તે પણ ઠામ ચોવિહાર એટલે આહાર અવસરેજ પાણી વાપરતા. તે શિવાય બીજા અવસરે પાણી પણ લેતા ન્હોતા. નાની કે મોટી તપસ્યા હોય, વિહારમાં હોય કે સ્થાને હોય, શરીરે આબાધા હોય કે શાંતિ હોય, પરંતુ પ્રાયઃચોવિહાર એકાસણું કરતા હતા. તપના ઉત્તર પારણે અને તપને પારણે પણ એકાસણું કરતા. ખરૂંજ છે જેઃ—**महाजनो येन गतःस पंथाः ।** ગુરૂમહારાજશ્રી કસ્તુરવિજયજી વર્ધમાન તપનાં આયંબીલ દરરોજ કરે અને તેમના આ નૂતન શિષ્ય ચોવિહારાં એકાસણાં કરે. આ સ્થિતિમાં ૧૮૭૯ ના ચોમાસામાં ૨૭ વર્ષની ઉમ્મરે સોળ ઉપવાસ કર્યા, અને બીજે વર્ષે સં. ૧૮૮૦ માં અઠ્ઠાવીસ વર્ષની ઉમ્મરે માસક્ષમણ કર્યું અને ત્રીજા ચોમાસામાં સં. ૧૮૮૧ માં બત્રીસ ઉપવાસ કર્યા. આવી રીતે **રાજનગરનાં ત્રણે ચોમાસામાં** મહાન તપસ્યા કરી, ત્યાગી તપસ્વી ગુરૂના શિષ્યમુનિશ્રી **મણિ**વિજયજી તપસ્વી બન્યા. આટલી નાની વયમાં અને માત્ર પાંચ વર્ષના દીક્ષા પર્યાયમાં આવી મોટી તપસ્યા થાય એ પુદ્ગલાનંદી

શરીર સેવકોને તો ખરે આશ્ચર્ય ઉપજાવે. પરંતુ સંસારની સ્થિતિ જાણી, કર્મબંધના સ્થાનોને વિચારી, નિર્જરાના અભિલાષી થઇ, શરીરની મૂર્છા છોડી, આત્મશકિતની જેણે પીછાન કરી છે તેને તપસ્યામાં મૂઝવણુ થતી નથી, પરંતુ તે તે અંશે શારીરિકાદિ મૂર્છાના બંધનથી મુક્ત થવાથી અધિકાધિક આનંદ થાય છે. **રાજનગરનાં** ત્રણે ચોમાસામાં શ્રીમદ્‌ને આવી રીતે તપસ્યા, ગુરૂભક્તિ વિગેરેનો અપૂર્વ લાભ મળ્યો.

આ અવસરમાં સંવત ૧૮૮૦ માં **અમદાવાદમાં લુહારની** પોળમાં બાર મુનિવરોનાં ચોમાસાં હતાં. **અમદાવાદથી વિહાર કરી** **કાઠિયાવાડ** ગયા અને સંવત ૧૮૮૨ નું ચોમાસુ **પાલીતાણામાં** કર્યું. એ ચોમાસામાં સોળ ઉપવાસ કર્યાં. ત્યાંથી વિચરતા **રાજનગર** આવ્યા અને સંવત ૧૮૮૩ નું ચોમાસું **રાજનગરમાં** કર્યું. એ ચોમાસામાં પણ સોળ ઉપવાસ કર્યા. સંવત ૧૮૮૪ નું ચોમાસુ **ખંભાતમાં** કર્યું, ત્યાં આઠ ઉપવાસ કર્યા. સંવત ૧૮૮૫ નું ચોમાસુ **રાજનગરમાં** કર્યું. સં. ૧૮૮૬ માં **રાધનપુર** ચોમાસુ કર્યું. ચોમાસા પછી **કચ્છમાં** વિચર્યા ત્યાંની **ભદ્રેશ્વર** વિગેરે અનેક સ્થળોની યાત્રા કરી. સં. ૧૮૮૭ અને ૧૮૮૮ માં **ભૂજનગરમાં** બે ચોમાસા કર્યા. ત્યાંથી પાછા વળતાં સં. ૧૮૮૯ માં **રાધનપુર** ચોમાસુ કર્યું. **રાધનપુરના** ચોમાસા પછી વિહાર લંબાવ્યો. **ગુજરાતથી** નીકળી **મરૂધરમાં** વિચર્યા. ત્યાં પંચતીર્થી આદિ અનેક તીર્થોની યાત્રા કરતા અનેક ભવ્ય જીવોને ઉપકાર કરતા મુનિવર્ય **બનારસ** પહોંચ્યા અને સંવત ૧૮૯૦ નું ચોમાસુ **બનારસમાં** કર્યું. **મારવાડ** અને **પૂર્વદેશમાં** જ્યાં શ્રાવકોની વસ્તિ થોડી થોડી હોવા છતાં નિરતિચાર ચારિત્રનું પાલણ કરતા **પદ્મસુંદર** નામના મુનિ સાથે ગુરૂ મહારાજ ત્યાં વિચર્યા. **બનારસના** ચોમાસામાં આયંબીલ ઉપર નવ ઉપવાસનો તપ કર્યો. **બનારસના** ચોમાસા પછી ત્યાંથી આગળ પૂર્વ દેશમાં વિચરી **સમ્મેત શીખરજીની** યાત્રા કરી. ત્યાંથી પાછા ફરી સંવત ૧૮૯૧ નું ચોમાસુ **કીસનગઢમાં** કર્યું. ૧૮૯૨ નું ચોમાસુ પણ **મારવાડમાં** **પુષ્કરણામાં** કર્યું. ત્યાંથી વિચરતા **મારવાડ ગુજરાત** થઈ ૧૮૯૩નું ચોમાસુ **જામનગરમાં** કર્યું. એ ચોમાસામાં અઠ્ઠાઇની તપસ્યા કરી. **૧૮૯૪ માં રાજનગર ૧૮૯૫, ૯૬ કચ્છદેશમાં ભૂજનગરમાં (ભૂજનાં ચાર ચોમાસાં ૮૭, ૮૮, ૯૫, ૯૬ માં કર્યાં તેમાં દશ અને બાર ઉપવાસની તપસ્યા કરી. કયા ચોમાસામાં કરી તે જાણવામાં નથી)**

સં. ૧૮૯૭ માં **પાલીતાણા**માં ચોમાસુ કર્યું. ૧૮૯૮ જાણવામાં નથી. ૯૯ **પીરાનપુર**, ૧૯૦૦ **લીંબડી**. ૧૯૦૧ **વાંકાનેર**, ૧૯૦૨ **લીંબડી**, ૧૯૦૩ **વિસલપુર**, ૧૯૦૪ **પીરાનપુર**, ૧૯૦૫ જાણવામાં નથી. ૧૯૦૬ **રાજનગર**. ૧૯૦૭ જાણવામાં નથી. ૧૯૦૮ **રાધનપુર**, ૧૯૦૯ થી ૧૯૧૫ સુધી **રાજનગર**. ૧૯૧૬ **પાલીતાણા**માં શ્રીદયાવિમળજીને **ભગવતિ**ના યોગોદ્વહન કરાવી **ભાવનગર**માં ગણિપદ આપી ત્યાં ચોમાસુ કર્યું. ૧૯૧૭ **રાધનપુર**. ૧૯૧૮ જાણવામાં નથી. ૧૯૧૯ **પાલીતાણા**. ૧૯૨૦ **પીરાનપુર**. ૧૯૨૧ **વસો**. ૧૯૨૨ થી ૩૫ સુધીનાં છેવટનાં ૧૪ ચોમાસાં **રાજનગર**માં કર્યાં. ૧૯૨૩ ના જેઠ શુદ ૧૩ પંન્યાસ શ્રી **સૌ**ભાગ્યવિજયજીએ પંન્યાસ પદ આપ્યું.

અન્ય અન્ય સ્થળોમાં સર્વ મળી ૫૯ ચોમાસાં થયાં તેમાં ૧ **મે**ડતા, ૧ **ખં**ભાત, ૧ **બ**નારસ, ૧ **કી**સનગઢ, ૧ **પુ**ષ્કરણા, ૧ **જામ**નગર, ૧ **વાં**કાનેર, ૧ **વિ**સલનગર, ૧ **ભા**વનગર, ૧ **વ**સો, ૨ **લીં**બડી, ૩ **પા**લીતાણા, ૩ **પી**રનપુર ૪ **ભૂજ**, ૪ સ્થળો જાણવામાં નથી ૫ **રા**ધનપુર, ૨૮ **રા**જનગર.

અઠ્ઠાવન વર્ષની અવસ્થા થઇ ત્યાં સુધીમાં **ગુ**જરાત, **કા**ઠિયાવાડ, **રા**જપુતાના અને **પૂર્વ**દેશમાં **સ**મ્મેત શીખર પર્યંત વિચર્યા પછી કારણસર સાત ચોમાસાં લાગલાગટ **અ**મદાવાદમાં થયાં. ત્યાર પછી વૃદ્ધાવસ્થા છતાં પણ **કા**ઠિયાવાડ, પછી ઉત્તર **ગુ**જરાત, વળી **કા**ઠિયાવાડ, ત્યાંથી **ગુ**જરાતમાં જૂદે જૂદે સ્થળે વિચરી, શારીરિકબળ અતિ ક્ષીણ થવાથી લગભગ સીત્તેર વર્ષની અવસ્થા પછીના ૧૪ ચોમાસાં **રા**જનગરમાં કર્યાં.

**તપસ્યાઃ**—શ્રીમદ્‌ની તપશ્ચર્યા તો કોઈ અવર્ણનીય હતી. સતત વિહાર છતાં પણ નિયમિત તપસ્યા તો તેઓની ચાલુજ રહેતી હતી એકંદરે ૧ બત્રીસ ઉપવાસ, **૧ માસક્ષમણ**, ૩ સોલ ઉપવાસ, ૧ બાર ઉપવાસ, ૧ દશ ઉપવાસ, ૫ અઠ્ઠાઈ, ચાર ઉપવાસ તે શિવાય અનેક અઠમ, છઠ અને તિથિ વિગેરેના છૂટા ઉપવાસો જેની ગણત્રી કરવામાં આવી નથી. તથા આંબીલ વર્ધમાન તપની એકત્રીસ ઓળીઓ કરી હતી ઉપવાસ શિવાયના દિવસોમાં આંબીલ એકાસણાં તો ચાલુજ રહ્યાં. એકાસણાં કરવા છતાં એકવારજ એટલે ભોજનના અવસરેજ પાણી પીવું એ બહુ વિચારણીય છે શારીરિક અને માનસિક કાબુના અભાવે કેટલાકો જો કે રાત્રીભોજન કરતા નથી પરંતુ શયનપર્યંત પાણી પીયે છે. એકાસણામાં પણ નિયમિત આહારના અભાવે કેટલાકોને સાંઝ સુધીમાં અનેકવાર પાણી પીવાની જરૂર પડે છે, પરંતુ એકાસણું કરનારને ઉનોદરી કરે

અને સ્નિગ્ધ આહારની લોલુપતા છોડે તો અભ્યાસના પરિણામે ચોવિહાર એકાસણાનો તપ સુખપૂર્વક કરી શકે છે. આ તપ કરનારને આહાર પાણીનું પારવશ્ય અને તેનાથી ઉત્પન્ન થતાં અનેક દુઃખોમાંથી કેટલો બચાવ થઈ શકે છે તે વિચારવાથી સહેજે જણાઇ આવશે. ભૂખ્યો થાય એને ભૂખનું દુઃખ અને તેનાં સાધનોની પ્રાપ્તિ માટે અનેક વિટંબણાઓ. એવીજ રીતે તરસ્યાને પણ. પરંતુ જેણે ક્ષુધા અને તૃષા ઉપર કાબુ મેળવ્યો છે તેને એ દુઃખ અને વિટંબણાઓ નથી. જો કે ઔદારિક શરીરની સ્થિતિજ એવી છે કે તેને આહાર પાણી તો અવશ્ય જોઇએ છે પરંતુ નિયમિત મનુષ્ય અભ્યાસના પરિણામે એમાંથી ઘણા અંશે મુક્ત થઈ શાંતિ મેળવે શકે છે. જ્યારે અનિયમિત અને આહારાદિનો લોલુપી મનુષ્ય જીંદગીભર અશાંતિ સેવે છે. માટે સર્વાંશે મુક્ત ન થવાય તો પણ તપનો અનુક્રમે અભ્યાસ કરનાર અનેક વિટંબણાઓથી મુક્ત થઈ શકે છે, એને આત્મશક્તિનું નિદર્શન થાય છે, મહાન નિર્જરાનો ભાગી થાય છે, એનો આત્મા હળવો થાય છે. અને જિનેશ્વર ભગવાનની આજ્ઞાનું આરાધન થાય છે.

મુનિવર્ય્યશ્રીમાં માત્ર બાહ્ય તપસ્યાનોજ આદર હતો એટલુંજ નહીં પરંતુ અભ્યંતર તપસ્યા વિનય, વૈયાવચ્ચ વિગેરે તો તેમનાં અસ્ખલિત ચાલુજ રહેતાં. કહેવાય છે જે ' **अजीर्णे तपसः क्रोधः** ' ક્રોધ એ તપનું અજીર્ણ છે. વાતોમાં અને અનુભવોમાં એવા ઘણા પ્રસંગો જોવામાં આવે છે. પરંતુ પ્રશમોદધિશ્રી **મ**હાવીર પ્રભુનું અહોનિશ ધ્યાન ધરતા આ મહાત્માશ્રીના નિર્મલ હૃદયમાંથી પ્રશમ પરિણતિના સદ્‌ભાવે ક્રોધ તો ક્યારનોએ પલાયન કરી ગયો હતો. કહેવું પડશે કે આ મહર્ષિ ક્ષમા અને શાંતિની તો અપ્રતિમ મૂર્ત્તિ હતી.

**શિષ્ય વર્ગ.**

૧. **અમૃતવિજયજી**;—કચ્છ દેશના **ગઢ** ગ્રામનિવાસી વીસા ઓસવાલ જ્ઞાતીય **આ**શપાળ શ્રેષ્ઠી અને કર્માલા નામની તેમની સ્ત્રી તેમના પુત્ર ઉભયચંદ્રે ( **અ**ભયચંદ્ર નામ સંભવિત લાગે છે. ) ૧૮૯૮ માં દીક્ષા અંગીકાર કરી તેમનું નામ **અ**મૃતવિજયજી રાખવામાં આવ્યું. આ એમના પ્રથમ શિષ્ય થયા. એમના શિષ્ય મુનિશ્રી **નેમ**વિજયજી થયા. **નેમ**વિજયજીને બે શિષ્યો **પુ**ન્યવિજય અને **મોતી**વિજય થયા તેમાં હાલ એક **મો**તીવિજયજી વિદ્યમાન છે.

૨. **બુદ્ધિવિજયજી** ( **બુ**ટેરાવજી )—એમનો જન્મ **પં**જાબ દેશમાં ૧૮૬૩ માં થયો હતો. તેઓ બાળબ્રહ્મચારી હતા એમણે

યોગ્ય ગુરૂના અભાવે ૧૮૮૮ માં ઢુંઢક મતમાં દીક્ષા ગ્રહણ કરી હતી. પરંતુ પાછળથી જેમ જેમ સૂત્રો વાંચતા ગયા, તેમ તેમ એ મત વિપરીત લાગવાથી સંવત ૧૯૦૩ માં સ્વયમેવ મુહપત્તિ તોડીને સત્યમાર્ગ અંગીકાર કરી સંવેગી બન્યા, પરંતુ તે દેશમાં સદ્‌ગુરૂનો યોગ ન હોવાથી ત્યાં કેટલીક મુદત વિચરી કેટલાક ગૃહસ્થોને યોગ્ય માર્ગ દર્શાવી, તેમને મૂર્તિપૂજકો બનાવી, બીજા બે પોતાના સાધુઓને પણ પોતાના માર્ગે જોડ્યા, વળી એક શ્રાવકને પણ ૧૯૦૮ માં સંવેગમાર્ગની દીક્ષા આપી. પછી પંજાબથી નીકળી મારવાડ થઇ ગુજરાતમાં આવ્યા. અને રાજનગરમાં મહારાજશ્રી મણિવિજયજી પાસે સંવેગી તપગચ્છની દીક્ષા અંગીકાર કરી. યોગવહનાદિ ક્રિયા પંન્યાસ સૌભાગ્યવિજયજીના હાથે થઈ. વડી દીક્ષા અવસરે તેમનું બુટેરાવજી નામ બદલી બુદ્ધિવિજયજી નામ રાખવામાં આવ્યું. સાથે આવેલા બે મુનિઓ મૂળચંદજી અને વૃદ્ધિચંદજી તેમને પણ દીક્ષા આપી મુનિવર્યશ્રી બુદ્ધિવિજયજીના શિષ્ય તરીકે સ્થાપન કર્યા. તેમનાં નામ અનુક્રમે મુક્તિવિજયજી અને વૃદ્ધિવિજયજી દેવામાં આવ્યા. જો કે આ નામો ફેરવવામાં આવ્યાં ખરાં પરંતુ પ્રથમનાં નામો અતિ પરિચિત હોવાથી અદ્યાપિ તેઓ પ્રથમનાં નામથીજ ઓળખાય છે. આ મહાત્માએ પંજાબમાં મૂર્તિપૂજકોનો ઉચ્છિન્ન થતો માર્ગ પુનઃ સજીવન કરવામાં પ્રયત્ન કર્યો તેમાં કેટલેક અંશે ફળીભૂત થયા. સંવેગીપણાની દીક્ષા અંગીકાર કરી ફરી પંજાબ ગયા. પુનઃ શુદ્ધમાર્ગનું સિંચન કરી ગુજરાત આવ્યા. અને ૧૯૩૮ ના ફાગણ વદિ અમાસને દિવસે કાળ ધર્મ પામ્યા— એમનો શિષ્ય પરિવાર મહાન છે હાલ વિચરતા મુનિવરોમાં મોટો ભાગ એમનો છે. એમના પ્રથમ શિષ્ય—

(૧) મુક્તિવિજયજી (મૂળચંદજી) પંજાબમાં સ્યાલકોટ નગરમાં એમનો જન્મ ઓસવાળ જ્ઞાતિમાં સં. ૧૮૮૬માં થયો હતો. ૧૯૦૨માં બુટેરાવજી પાસે ઢુંઢકમતમાં દીક્ષા લીધી હતી અને ૧૯૦૩ માં તેમનીજ સાથે મુહપત્તિ તોડી સંવેગી માર્ગ અંગીકાર કર્યો. ૧૯૧૨ માં યોગોદ્‌વહન કરી વડી દીક્ષા લીધી અને મહારાજશ્રી બુટેરાવજીના શિષ્ય બન્યા. સંવત ૧૯૨૩ માં તેમને પંન્યાસજી મણિવિજયજી મહારાજે ગણીપદ આપ્યું હતું. અમદાવાદ, બોરૂ, શીહોર વિગેરે સ્થળોમાં એમણે સારો ઉપકાર કર્યો છે. શેઠ દલપતભાઇ તથા શેઠ પ્રેમાભાઈ વિગેરેને એમના પ્રત્યે બહુ સારૂં માન હતું.

એમનો શિષ્ય પ્રશિષ્યાદિ પરિવાર પણ મોટો છે. જેમાં તેમના શિષ્ય કમળવિજયજી (વિજય કમળસૂરિજી) નો પરિવાર વિશેષ છે. એમના અન્ય શિષ્યો હંસવિજયજી, ગુલાબવિજયજી, થોભણવિજયજી, ન્યાયશાસ્ત્રના સારા અભ્યાસી દાનવિજયજી વિગેરે હતા. હાલમાં શ્રીવિજયકમળસૂરિજી તથા ગુલાબવિજયજી તથા દાનવિજયજી તથા થોભણવિજયજીના પરિવારના મુનિઓ વિદ્યમાન છે. સમુદાયના મુનિવર્ગો ઉપર એમનો વિશેષ કાબુ હતો તેમજ વૃદ્ધિચંદજી વિગેરે ગુરૂભાઇઓ પણ એમનું બહુ માન કરતા હતા. સંવત ૧૯૪૫ ના માગશર વદિ છઠને દિવસે ભાવનગરમાં તેઓ કાળ ધર્મ પામ્યા. અગ્નિસંસ્કાર સ્થાને એમનાં પગલાં સ્થાપન કરવામાં આવ્યાં છે.

(૨) વૃદ્ધિવિજયજી (વૃદ્ધિચંદજી) પંજાબ રામનગર શહેરમાં એમનો જન્મ ઓસવાળ જ્ઞાતિમાં સંવત ૧૮૯૦ માં થયો હતો. ૧૯૦૮ ના આષાઢ માસમાં મહારાજશ્રી બુટેરાવજી પાસે દિલ્લીમાં દીક્ષા લીધી અને ૧૯૧૨ માં યોગોદ્વહન કરી વડી દિક્ષા લીધી અને મુનિશ્રી વૃદ્ધિવિજયજી નામથી મુનિવર્યશ્રી બુદ્ધિવિજયજીના શિષ્ય થયા. એઓ શાંત સ્વભાવી હતા. એમના ઉપદેશની અસર બહુ સારી થતી હતી. ભાવનગર વિગેરે સ્થળોમાં એમણે બહુ ઉપકાર કર્યો છે અત્યારે પણ ભાવનગર એમના ઉપકારનું સ્મરણ કરે છે. એમના ૧ કેવળવિજયજી, ૨ ગંભીરવિજયજી, ૩ ઉત્તમવિજયજી, ૪ ચતુરવિજયજી, ૫ રાજવિજયજી, ૬ હેમવિજયજી, ૭ ધર્મવિજયજી, ૮ નેમવિજયજી, (વિજયનેમિસૂરિજી) ૯ પ્રેમવિજયજી અને ૧૦ કર્પૂરવિજયજી એ દશ શિષ્યો હતા એ સઘળાઓમાં માત્ર મુનિશ્રી રાજવિજયજી શિવાય નવ શિષ્યોનો પરિવાર હાલ વિદ્યમાન છે તથા નેમવિજયજી (વિજયનેમિસૂરિજી) અને કર્પૂરવિજયજી પોતે વિદ્યમાન છે. એમનો શિષ્ય પ્રશિષ્ય વર્ગ વિશેષ છે તેઓમાં ઘણા વિદ્વાનો છે. આચાર્યશ્રી વિજયનેમિસૂરિજી વિગેરે તેમનો શિષ્ય પ્રશિષ્ય વર્ગ શાસનને ઉપકાર કરી રહ્યો છે. એમણે ભાવનગરમાં ૧૯ અને અમદાવાદમાં ૧૨ બાર ચોમાસાં કર્યા હતા. શારીરિક સ્થિતિ રોગગ્રસ્ત હોવાથી ભાવનગરમાં વિશેષ રહેવાનું થયું હતું. કુલ્લ ૪૧ વર્ષ દીક્ષા પર્યાય પાળી. સંવત ૧૯૪૯ ના વૈશાખ શુદિ સાતમે ભાવનગરમાં કાળધર્મ પામ્યા. એમના અગ્નિસંસ્કારના સ્થાને એમની પાદુકા સ્થાપન કરવામાં આવી છે.

(૩) નીતિવિજયજી, એમનો જન્મ સુરતમાં થયો હતો. એમનું નામ

ન ગીનદાસ હતું. એમણે ૧૯૧૩માં ભાવનગરમાં મુનિવર્યશ્રી મુળચંદજીના હાથે દીક્ષા લીધી અને બુટેરાવજીના શિષ્ય થયા. એ પણ મહાપ્રતાપી હતા, કાવ્યશક્તિ પણ સારી હતી. ઉપદેશ શૈલી એવી અસરકારક હતી જે એમની પાસે આવેલો મનુષ્ય અવશ્ય વૈરાગ્ય પામે. એમણે સંવત ૧૯૨૨ માં ડીસામાં એકી સાથે પાંચ શ્રાવકોને દીક્ષા આપી હતી તથા વ્રત નિયમો પણ એમણે બહુ કરાવ્યા હતા. એમના હાલ વિદ્યમાન શિષ્ય મુનિવર્યશ્રી સિદ્ધિવિજયજીનો પણ વૈરાગ્ય, શાંતિ અને ઉપદેશ શૈલી બહુ ઉપકારી છે. અતિ વૃદ્ધાવસ્થા છતાં પણ અપ્રમત્તભાવને દર્શાવતું એમનું વર્ત્તન અનુકરણીય છે. મહારાજશ્રી નીતિવિજયજી વૃદ્ધાવસ્થામાં ખંભાતમાં વિશેષ રહ્યા હતા. એમના શિષ્ય પ્રશિષ્યો પણ સારી સંખ્યામાં છે. એમના શિષ્યો ૧ વિનયવિજયજી, ૨ મોતીવિજયજી, ૩ ભક્તિવિજયજી, ૪ દોલતવિજયજી, ૫ પ્રતાપવિજયજી, ૬ દર્શનવિજયજી, ૭ તિલકવિજયજી, ૮ સિદ્ધિવિજયજી વિગેરે અનેક હતા. હાલમાં મુનિશ્રી તિલકવિજયજી અને સિદ્ધિવિજયજી વિદ્યમાન છે અને મુનિશ્રી વિનયવિજયજી અને સિદ્ધિવિજયજીનો પરિવાર વિદ્યમાન છે સંવત્ ૧૯૪૭ના ભાદરવા શુદિ આઠમે ખંભાત શહેરમાં તેઓ કાળધર્મ પામ્યા.

(૪) ખાંતિવિજયજી ( ખયરાતિમલ્લજી ) એમનો જન્મ પંજાબમાં થયો હતો. એમણે ઢુંઢકમતમાં સંવત ૧૯૧૧ માં દીક્ષા લીધી હતી. અને સંવત ૧૯૩૦ માં સંવેગી મુનિવર્ય શ્રી બુટેરાવજી પાસે દીક્ષા લીધી હતી. તેઓને શાસ્ત્રબોધ સારો હતો. વૃદ્ધાવસ્થામાં અશકત છતાં પણ છઠ, અઠમની તપસ્યાઓ લાગલાગટ કર્યા જતા હતાં. તેઓ તપસીજીના ઉપનામથી પ્રસિદ્ધ છે. એમના શિષ્ય મુનિશ્રી મોહનવિજયજી હાલ વિદ્યમાન છે. પાલીતાણામાં ૧૯૫૯ માં એમનો સ્વર્ગવાસ થયો.

(૫) આનંદવિજયજી ( આત્મારામજી–વિજયાનંદસૂરિજી ) એમનો જન્મ પંજાબ દેશમાં લેહરા ગામમાં સંવત ૧૮૯૩ ના ચૈત્ર શુદિ ૧ ને દિવસે થયો હતો. સંવત ૧૯૧૧ માગશર શુદિ પંચમીએ ઢુંઢક મતની દીક્ષા લીધી, સૂત્રો ભણ્યા અને બુદ્ધિમાન હોવાથી અર્થ ગવેષણા કરતાં મૂર્તિપૂજાની શ્રદ્ધા થઇ એટલે શ્રાવકોને શુદ્ધ માર્ગનો ઉપદેશ દઇ મૂર્તિપૂજાના શ્રદ્ધાળુઓ બનાવ્યા એમના ઉપદેશથી લગભગ સાત હઝાર શ્રાવકોએ ઢુંઢક મત છોડી શુદ્ધ સનાતન જૈન મત અંગીકાર કર્યો પછી પંજાબથી વિહાર કરી ગુજરાત આવવા નીકળ્યા. માર્ગમાં મારવાડમાં

મુહપત્તિ તોડી અને વિહાર કરતા બીજા પંદર સાધુ સહિત **અમદાવાદ** આવ્યા, ત્યાં **બુટેરાવજી** મહારાજ પાસે સં. ૧૯૩૧ માં સંવેગી તપાગચ્છની દીક્ષા અંગીકાર કરી મુનિશ્રી **આનંદવિજયજી** નામે તેમના શિષ્ય થયા. અન્ય પંદર મુનિઓ મુનિવર્યશ્રી **આનંદવિજયજીના** શિષ્યો થયા. સંવત. ૧૯૪૩ ના કારતક વદિ પંચમીને દિવસે **આનંદવિજયજીને પાલીતાણામાં** સૂરિપદ મલ્યું. ત્યારપછી તેઓશ્રી વિજયાનંદસૂરિજીના નામથી પ્રસિદ્ધ થયા જો કે ખરી પ્રસિદ્ધિમાં તો **આત્મારામજી** નામજ રહ્યું. અત્યારે પણ તેઓશ્રી **આત્મારામજી** નામથીજ ઓળખાય છે. આ મહાત્માનું જ્ઞાન અતિ વિશાળ હતું. ઉપદેશ શક્તિમાં તો કોઈ એવું પ્રભાવકપણું હતું કે જેથી સ્વપર દર્શનોના શ્રોતાઓ ઉપદેશ સાંભળી આશ્ચર્યચકિત થતા. અસ્ખલિત ગંભીર વાગ્ધારા, વચન માધુર્ય, પદાર્થને સ્ફુટ દર્શાવવાની કળા અને સમયસૂચકતા વિગેરે એટલાં બધાં લોકપ્રય થઇ પડયાં હતાં કે જેથી તેમનો ઉપદેશ સાંભળવા લોકો તલસી રહેતાં હતાં. અન્ય દર્શનીયોનાં શંકાના સમાધાનો પણ એવી શાંતિપૂર્વક અને યુકિતપૂર્વક કરવામાં આવતાં કે જેથી તે સાંભળનાર વારંવાર આવવાની ઇચ્છા ધરાવતા હતા. પોતાના સાચા પાંડિત્યથી તેઓ દેશ પરદેશમાં પ્રસિદ્ધિ પામ્યા હતા, **નહિં કે આડંબર અને કોલાહલથી**. મુનિવર્ગને પણ વાચના આપવામાં ઉત્સાહી હતા અને તે પણ એવી શાંતિપૂર્વક આપતા કે જેથી હમ્મેશાં તેમની પાસે મોટો મુનિ સમુદાય કાયમ રહેતો. ભવ્ય આકૃતિ અને ગાંભીર્યાદિ ગુણોથી મુનિ સમુદાયમાં તેમનો કાબુ પણ પ્રશંસનીય હતો. એટલા બધા લોકપ્રિય હતા કે જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં આજુબાજુના ગામોમાંથી પણ મહાન્ લોક સમુદાય ભેળો થતો. લોકો તેમનો સામૈયા વિગેરેથી મહાન સત્કાર કરતા. અદ્યાપિ **સુરત** વિગેરેમ તેમનું સામૈયું લોકો સંભારે છે. **ચિકાગો** (**અમેરિકા**)માં ધર્મ પરિષ મળી હતી. તેમાં મહારાજશ્રીને આમંત્રણ કરવામાં આવ્યું હતું પરંતુ વાહનમાં મુસાફરી કરવાથી મુનિ આચારમાં સ્ખલના થાય માટે તેઓશ્રી ત્યાં ગયા નહીં પરંતુ તેમણે **જૈનધર્મ** સંબંધી એક મોટો નિબંધ લખ્યો, તે લઈને ગાંધી **વીરચંદ રાઘવજી** ચિકાગો ગયા અને પરિષદમાં વ્યાખ્યાન દીધું. ડૉકટર **રુડોલ્ફ** હોર્નલને પણ એમના તરફ બહુ માન હતું. તેઓશ્રી વ્યાખ્યાન દેવું, વાચના આપવી, અન્યોની શંકાનાં સમાધાન કરવા છતાં પોતાના નિયમિત સ્વાધ્યાયમાં સ્ખલના થવા દેતા નહીં. આ ઉપરાંત તેમણે અનેક ગ્રંથો પણ લખ્યા

છે કે જે ગ્રંથો તેમના અનેક શાસ્ત્રોના અભ્યાસનું સુચન કરાવતા આદરપૂર્વક વંચાય છે. તે ગ્રંથોમાં ૧ તત્ત્વનિર્ણય પ્રાસાદ, ૨ જૈન તત્ત્વાદર્શ ૩ ચિકાગો પ્રશ્નોત્તર, ૪ અજ્ઞાન તિમિર ભાસ્કર ૫ સમ્યક્ત્વ શલ્યોદ્ધાર ૬ જૈનધર્મ વિષયક પ્રશ્નોત્તર વિગેરે અનેક છે. તેઓએ અનેક પૂજાઓ, સ્તવનો, સઝાયો વિગેરે રચી પોતાના કવિત્વનો પણ અનુભવ દર્શાવ્યો છે. સંગીત કળા પણ તેમની પ્રશંસનીય હતી.

તેઓશ્રી ૧૯૪૭ માં પુનઃ પંજાબમાં ગયા અને શ્રાવકોને દૃઢ કર્યા. ૧૯૫૧ ના માહ શુદિ ૧૩ ને દિવસે પટ્ટીમાં ૫૦ જિનબિંબની પ્રતિષ્ઠા કરી. પુનઃ ૧૯૫૨ ના વૈશાખ શુદિ ૧૫ ને દિવસે ૧૭૫ બિંબોની પ્રતિષ્ઠા કરી. આવી રીતે જૈન શાસનમાં અનેક ઉપકાર કરી, સંવેગી માર્ગમાં ૨૧ વર્ષ દીક્ષા પર્યાયનું પાલણ કરી, સંવત ૧૯૫૨ ના જેઠ શુદિ ૭ ને મંગળવારે મધ્ય રાત્રીએ પંજાબ દેશમાં ગુજરાંવાલા ગામમાં અનેક શિષ્યાદિ મુનિવર્યો અને શ્રાવકવર્ગોને શોકાતુર મુકી આ જૈન શાસનનો ઝગમગતો તારો છેવટે પંજાબમાંજ અસ્ત પામી ગયો.

ગુજરાંવાલામાં એમના અગ્નિદાહના સ્થાને એક મહાન સમાધિમંદિર બંધાવવામાં આવ્યું છે; એ શિવાય ગુજરાત, માળવા. મારવાડ, પંજાબમાં અનેક ગામો અને શહેરોમાં એમની મૂર્ત્તિ સ્થાપન કરવામાં આવી છે તથા એમના પુનિત નામથી અંકિત અનેક પાઠશાળાઓ ચાલે છે. સિદ્ધગિરિ ઉપર મુખ્ય ટુંકમાં પણ એમની મૂર્ત્તિ સ્થાપન કરવામાં આવી છે. એમના શિષ્યો ૧૩ થયા હતા તેમનાં નામો આ પ્રમાણેઃ—૧ લક્ષ્મીવિજયજી, ૨ સંતોષવિજયજી, ૩ રંગવિજયજી ૪ રત્નવિજયજી ૫ ચારિત્રવિજયજી ૬ કુશળવિજયજી પ્રમોદવિજયજી ૮ ઉદ્યોતવિજયજી ૯ સુમતિવિજયજી ૧૦ વીરવિજયજી ૧૧ કાંતિવિજયજી ૧૨ જયવિજયજી ૧૩ અમરવિજયજી. સુમતિવિજયજી કાંતિવિજયજી અને અમરવિજયજી એ ત્રણ હાલ વિદ્યમાન છે. તથા શ્રી લક્ષ્મીવિજયજી, ચારિત્રવિજયજી, પ્રમોદવિજયજી ઉદ્યોતવિજયજી, ઉપાધ્યાય શ્રીવીરવિજયજી, પ્રવર્તક શ્રીકાંતિવિજયજી, જયવિજયજી તથા અમરવિજયજીનો શિષ્ય પ્રશિષ્યાદિ પરિવાર વિદ્યમાન છે. સર્વ મળી એમના શિષ્ય પ્રશિષ્યાદિ પરિવાર લગભગ ૯૦ની સંખ્યામાં છે. એમના પરિવારના મુનિ વર્ગમાં કેટલાક સારા વિદ્વાનો, વક્તાઓ, અને લેખકો છે. તેમજ ગુજરાત, માળવા, મેવાડ મારવાડ, પંજાબ દક્ષિણ વિગેરે સ્થળોમાં વિચરી અનેક પ્રકારે ઉપકાર કરી રહ્યા છે.

એમના મુખ્ય પટ્ટધર આચાર્યશ્રી **વિજયકમળસૂરીશ્વરજી** છે જેઓ મહાન ભવ્યાકૃતિવાળા, પ્રતાપી, સરળ અને નિસ્પૃહી મહાત્મા છે. એમનું જન્મસ્થળ, માતાપિતા. જન્મતીથી વિગેરે જાણવા માટે અનેકવાર પ્રયત્નો થવા છતાં એ નિસ્પૃહી મહાત્માના મુખથી કાંઇ પણ જાણી શકાયું નથી. તેમજ એમના શિવાય કોઇપણ અન્ય જણાવી શકે એવું નથી. લગભગ સિત્તેર વર્ષની ઉમ્મરે પહોંચ્યા છે, શરીર અશક્ત થયું છે, છતાં બાળકની માફક શ્લોકો ગોખે છે. ગામડાઓમાં વિચરતાં ત્યાંના ઠાકોરો વિગેરેને જીવદયાનો ઉપદેશ દેતાં તેમની શરમથી જરા પણ સ્ખલના ન પામતાં બેધડક સ્પષ્ટ ઉપદેશ દે છે. એમના ઉપદેશથી અનેક હિંસકોએ હિંસા છોડી છે. પ્રાયઃ ગામડાઓમાં વિશેષ વિચરે છે. કોઇપણ સમુદાયના ગુણવાન મુનિવર્ગ ઉપર તેઓ બહુ પ્રેમ ભરી દૃષ્ટિએ જુએ છે.

(૬) **આનંદવિજયજી** (પંન્યાસ) એમનું જન્મસ્થળ વિગેરે કાંઇ જાણવામાં નથી. એમના શિષ્ય વર્ગમાં હાલ મુનિવર્યશ્રી **હર્ષવિજયજી** શિષ્ય પરિવાર સહિત વિચરે છે. એમના પરિવારમાં નવ મુનિઓનો પરિવાર છે.

(૭) **ચંદનવિજયજી**–એમને શિષ્ય પરિવાર નહોતો.

૩–**પ્રેમવિજયજી**–સંવત ૧૯૨૪માં **વાગડ** (કચ્છ) માં રહેતા યતિ **પદ્મવિજયજી**ને સંવેગી દીક્ષા અંગીકાર કરવા ભાવના જાગ્રત થઇ અને ગુરૂની શોધ માટે ગુજરાતમાં આવ્યા ત્યાં **મણિવિજયજી** મહારાજની સરળતા, શાંતિ વિગેરે ગુણોથી આકર્ષાઇ તેમની પાસે ફરી દીક્ષા લેવા વિચાર કર્યો અને યોગોદ્વહન કરી વડી દીક્ષા લઇ તેમના શિષ્ય થયા. તેમનું નામ પ્રેમવિજયજી દીધું. ત્યાર પછી તેઓ પ્રાયઃ **વાગડ**માં વિચર્યા છે. તેમના શિષ્ય મુનિવર્યશ્રી **જિતવિજયજી** થયા તેમનો જન્મ પણ **વાગડ**માં થયો હતો. ગુજરાત કાઠિયાવાડમાં કેટલાંક ચોમાસાં કરી તેઓશ્રી પણ વૃદ્ધાવસ્થામાં **વાગડ**માં વિશેષ રહ્યા તેઓશ્રી પણ એક મહાન ત્યાગી, તપસ્વી હતા, **વાગડ** દેશમાં એમણે મહાન ઉપકાર કર્યો છે આજે આખો **વાગડ** દેશ એમના ઉપકારને સંભારે છે. ગયા વર્ષના આષાઢ માસમાં **પલાસવા** ગામે તેમનો દેહોત્સર્ગ થયો તેમના શિષ્યો મુનિવર્યશ્રી **હીર**વિજયજી, **વીર**વિજયજી તથા–**ધીર**વિજયજી અને **હર્ષ**વિજયજી હતા. હાલ મુનિવર્યશ્રી **હીર**વિજયજી અને **હર્ષ**વિજયજી છે. શ્રી**હીર**વિજયજીના શિષ્ય વર્ગમાં પંન્યાસજી **કનક**વિજયજી ગણી મુનિશ્રી **બુદ્ધિ**વિજયજી અને **તિલક**વિજયજી છે. સર્વ મળી ૮ મુનિઓ વિદ્યમાન છે.

૪. **ગુલાબવિજયજી** એમનાં જન્મસ્થાન વિગેરે હકિકત જાણવામાં નથી.

૫. **શુભવિજયજી** તેઓના સંબંધમાં પણ વિશેષ માહિતી નથી.

૬. **સિદ્ધિવિજયજી** ( આચાર્યશ્રી વિજય **સિદ્ધિસૂરીશ્વરજી**) રાજનગર ક્ષેત્રપાળની પોળમાં શ્રેષ્ઠીવર્ય મનસુખરામ તેમનાં સુપત્નિ ઉજમબાઈ–તેમને ૭ પુત્રો અને એક પુત્રી હતાં. સૌથી નાના પુત્ર ચુનીલાલ હતા. તેમનો જન્મ સંવત ૧૯૧૧ ના શ્રાવણ શુદ ૧૫ને દિવસે થયો હતો.

બાલ્યાવસ્થાથીજ વૈરાગ્યવાન છતાં માતાપિતા વિગેરેના અત્યાગ્રહથી લગ્નગ્રંથીથી જોડાયા, પરંતુ વૈરાગ્યવાસનામાં ન્યુનતા થઇ નહીં. સુભાગ્યે સ્ત્રી સુકુલીન સાનુકુળ મળી, જેથી ભાવનાને પુષ્ટિ મળી. છેવટે સંવત ૧૯૩૪ ના જેઠ વદિ ૨ ને રોજ ચારિત્ર ગ્રહણ કર્યું અને વયોવૃદ્ધ દાદાશ્રી પં. મણિવિજયજીના શિષ્ય થયા. સ્ત્રીની ઇચ્છા પણ તે અવસરે દીક્ષા લેવાની હતી. પરંતુ પ્રતિકૂળ પ્રસંગો હોવાથી પાંચ વર્ષ પછી સંવત ૧૯૩૯ માં ચારિત્ર ગ્રહણ કર્યું. હાલમાં તેઓ લગભગ ૭૦ વર્ષનાં વયોવૃદ્ધ થયાં છે. તેમનો શિષ્યા વર્ગ પણ મોટો છે.

મુનિવર્યશ્રી **સિદ્ધિવિજયજીએ** પ્રથમ ચોમાસામાંજ પોતાના વિનયગુણથી ગુરૂવર્યની પ્રીતિ સંપાદન કરી. વૃદ્ધ અને અશક્ત ગુરૂની સેવાનો સારો લાભ લીધો. ચોમાસુ સંપૂર્ણ થયા બાદ અનિચ્છા છતાં ગુરૂ આજ્ઞાને આધીન થઇ પોતાના ગુરૂભાઇશ્રી **શુભવિજયજી** સાથે વિહાર કરી રાંદેર ગયા અને ત્યાં વયોવૃદ્ધ અને ગ્લાન મુનિવર્યશ્રી રત્નસાગરજીની સેવામાં હાજર થયા. લગભગ આઠ વર્ષ પર્યંત વિનયપૂર્વક સેવા કરી તેમની પ્રીતિ સંપાદન કરી, વ્યાકરણ તથા પ્રકરણાદિ શાસ્ત્ર જ્ઞાન મેળવ્યું લોક પ્રિયતાદિ ગુણોથી સંઘમાં પણ બહુ માનનીય થયા. ત્યાર પછી કેટલીક મુદત સુધી શ્રીમદ્ **આત્મારામજી** મહારાજના સમાગમમાં રહ્યા અને સૂત્ર સિદ્ધાંતોનો સારો અભ્યાસ કર્યો. પછી પાછા રત્નસાગરજી પાસે રહ્યા. કેટલીક મુદત તેમની સેવા કરી પોતાના શિષ્ય રિદ્ધિવિજયજીને તેમની સેવામાં મૂકી અનેક સ્થળોએ ચોમાસા કર્યા અને શાસન સેવા બજાવી. સંવત ૧૯૫૭ માં સુરતના સંઘે આગ્રહ કરી પંન્યાસજી શ્રી **ચતુરવિજયજી** ગણીને બોલાવ્યા. તેમની પાસે ભગવતિ સૂત્રના યોગોદ્વહન કર્યા અને આષાઢ શુદિ ૧૧ દિવસે ૨૭ મુનિવરો અનેક સાધ્વીઓ તથા અન્ય શ્રાવક

શ્રાવિકા વિગેરે સમુદાય મળી લગભગ પંદર હઝાર મનુષ્યોના સમુદાયમાં પંન્યાસ પદારોહણ કર્યું. મહારાજશ્રીની પંન્યાસ પદવીનો મહોત્સવ સુરતમાં અપૂર્વ થયો લગભગ એક પખવાડીયાં સુધીમાં દેશાંતરોથી સાધર્મિ બંધુઓનું આવાગમન, તેમનો અનન્ય સત્કાર, મંદિરોમાં અષ્ટાન્હિકા મહોત્સવ, વાડીમાં પાંચ પર્વતોની રચના, સમવસરણ, લોકનાલિકાની રચના, લગભગ ત્રીસ છોડનું ઉદ્યાપન તેમાં મધ્યમાં રહેલ અમૂલ્ય છોડની આકર્ષકતા તથા અન્ય છોડોમાં રહેલ ચંદ્રુઆ, પુઠીયા, રૂમાલ વિગેરેમાં રહેલી ચિત્રરચના, વિવિધ પૂજાઓ, ભાવના, ગવૈયાઓનાં આકર્ષક ગાન, વિવિધ પ્રકારનાં વાજીંત્રોના નાદ અપૂર્વ અપૂર્વ ધાર્મિક વરઘોડાઓ અને બૃહત્ સ્નાત્ર વિગેરે ક્રિયાઓ અને તેમાં થતા મંત્રોચ્ચારોના માંગલિક ધ્વનિથી એ અવસરે સૂર્યપુરની શોભા એક અવર્ણનીય આનંદમય બની રહી હતી. શાસનભક્તિ અને તેમાં ધનાઢયોનું ઔદાર્ય દેખી હઝારો મનુષ્યો અનુમોદના કરી પુન્યઉપાર્જન કરી રહ્યા હતા. આ મહોત્સવમાં લગભગ એકલાખ દ્રવ્યનો વ્યય થયો હશે દેશાંતરોથી છેક કલકત્તા પર્યંતના શ્રાવકોનો અગ્રગણ્ય ઘણોખરો સમુદાય તે અવસરે આ મહોત્સવમાં એકત્ર થયો હતો. એવીજ રીતે ૧૯૭૫ ના માહ શુદિ પંચમીને દિવસે મહેસાણામાં એમનો આચાર્ય પદારોપણ મહોત્સવ ભારે ધામધુમથી થયો હતો.

એઓશ્રી ૧૯૫૭ થી માંડી અદ્યાપિ પર્યંત દરવર્ષે ચોમાસી તપ કરે છે. એકવાર વર્ષી તપ પણ કર્યો હતો. વીસ સ્થાનક તપ પણ એકાંતરે ઉપવાસ કરી સંપૂર્ણ કર્યો. આ વર્ષના ચાતુર્માસમાં ચોમાસી ચાલુ તપમાં અઠાઇનો તપ કર્યો હતો. ત્રણવાર ત્રણ ત્રણ માસ પર્યંત મૌનાવસ્થામાં રહી સૂરિ મંત્રની આરાધના સંબંધી ઉપવાસ, આંબીલ, નીવી વિગેરે તપ કર્યા હતો એવી રીતે તપસ્વી ગુરૂના શિષ્ય પણ તપસ્વી થયા છે.

એમણે અનેક ગ્રંથોનું શોધન કર્યું છે. લગભગ સીત્તેર વર્ષની વૃદ્ધાવસ્થામાં પણ આખો દિવસ ગ્રંથ શોધન કર્યે જાય છે. એમના શિષ્યો ૧ રિદ્ધિવિજયજી ૨ કમળવિજયજી ૩ ખાંતિવિજયજી ૪ ચતુરવિજયજી ૫ વિનયવિજયજી ૬ પ્રમોદવિજયજી ૭ શાંતિવિજયજી ૮ રંગવિજયજી ૯ મેઘવિજયજી ૧૦ કેસરવિજયજી ૧૧ જયવિજયજી વિગેરે હતા. હાલ ૧ રિદ્ધિવિજયજી ૨ રંગવિજયજી ૩ મેઘવિજયજી એ ત્રણ શિષ્યો વિદ્યમાન છે. તથા રિદ્ધિવિજયજી, વિનયવિજયજી, રંગવિજયજી, મેઘવિજયજી અને કેસરવિજયજીના

શિષ્યાદિ પરિવાર વિદ્યમાન છે. સર્વ મળી લગભગ ૩૫ મુનિઓ વિદ્યમાન છે.

૭ **હી**રવિજયજી:–એમના સંબંધી વિશેષ હકીકત જાણવામાં નથી.

સર્વ મળી પંન્યાસજી **મ**ણિવિજયજી દાદાનો શિષ્ય પ્રાશષ્યાદિ મુનિવર્ગ લગભગ ૩૫૦ ની સંખ્યામાં વિદ્યમાન છે અને અન્ય અન્ય સ્થળોએ વિચરી ચારિત્ર આરાધન કરી શાસનમાં અનેક પ્રકારે ઉપકાર કરી રહ્યો છે તેમાં લગભગ ૨૭૫ ઉપરાંત મુનિવર્યો તો **બુ**દ્ધિવિજયજી (બુટેરાવજી) મહારાજના સમુદાયમાં છે.

**સમકાલીન મુનિવરો**

શ્રીમદ્‌ના સમયમાં પંન્યાસજી **સૌ**ભાગ્યવિજયજી તથા **ર**ત્નવિજયજી વિગેરે ડહેલાનાં સમુદાયમાં તથા મુનિવર્યશ્રી પં. **ઉ**દ્યોતવિજયજી **અ**મરવિજયજી વિગેરે **લુ**હારનીપોળના સમુદાયમાં તથા **સા**ગર સમુદાયમાં મુનિવર્યશ્રી **ર**વિસાગરજી તથા **ર**ત્નસાગરજી વિગેરે અને **વિ**મળ સમુદાયમાં મુનિવર્યશ્રી **દા**ન વિમળજી, પં. **દ**યાવિમળજી વિગેરે હતા.

**ભગવતિસૂત્રના યોગોદ્વહન તથા ગણીપદ અને પંન્યાસપદ.**

શ્રીમદ્‌ના ગુરૂ તપસ્વી **ક**સ્તુરવિજયજી અને તેમના ગુરૂશ્રી **કી**ર્તિવિજયજી મહારાજનાં ગણી અથવા પંન્યાસપદ સંબંધી કાંઈ ઉલ્લેખ મળી આવ્યો નથી જેથી શ્રીમદે યોગોદ્વહન કર્યાં અને કોની પાસે કર્યાં તે જાણવામાં નથી પરંતુ તે અવસરે પંન્યાસજી **રૂ**પવિજયજી મહારાજ હયાત હતા. તેમની પાસે અથવા સમુદાયના અન્ય કોઈ પંન્યાસજી પાસે કર્યાં હોય એમ સંભવે છે. શ્રીમદે **ભ**ગવતિ સૂત્રના યોગોદ્વહન તો પંન્યાસ **સૌ**ભાગ્યવિજયજી પાસે કર્યાં છે. પરંતુ તે ક્યારે કર્યાં તે સંબંધી બે ઉલ્લેખો જૂદા જૂદા મળી આવે છે.

૧ પં. ગુલાબવિજયજીના ટીપ્પનકમાં લખ્યું છે જે:–**ગુરુશ્રી મणिविजयेषु भद्रिकभावि धर्मरुच्यादि प्रधान गुणदर्शनात् पंन्यास श्री सौभाग्यविजय गणिभिः संवदक्ष्यक्षिनन्देन्दु ज्येष्ट शुकल त्रयोदश्यां सिद्धान्त भगवत्यादि योगोद्वहनं कारयित्वा गणिपद पुर्वकं पंन्यासपदं दत्तं।**

અર્થ:—ગુરૂશ્રી **મ**ણિવિજયજીમાં ભદ્રિકભાવ તથા ધર્મરૂચી વિગેરે શ્રેષ્ઠ ગુણો દેખી પંન્યાસ **સૌ**ભાગ્યવિજયજી ગણિએ તેમને **ભ**ગવતિ વિગેરે સિદ્ધાંતના યોગોદ્વહન કરાવી **સં**વત ૧૯૨૨ ના જેઠ શુદિ તેરસને દિવસે ગણિપદ સાથે પંન્યાસપદ આપ્યું.

આ ઉલ્લેખમાં સંવત ૧૯૨૨ માં ગણિપદ અને પંન્યાસપદ બે સાથે થયાં એમ લખ્યું છે.

બીજો ઉલ્લેખ:—પં; **સૌભાગ્યવિમળજી** વિરચિત પં. દયાવિમળજી ગણિ ચરિત્ર રચના ગર્ભિત–**દયાવેલી** ઢાળ ૫ મી.

આવ્યા સિદ્ધગીરીનીમાંહ, **સોલની** સાલેરે,
ત્યાં **મણિવિજય** મહારાજ, સાધુમાં માલેરે;
વહ્યા ભગવતીના જોગ તેમની પાસેરે,
આવ્યા ભાવનગરની માંહ, પછી ઉલ્લાસેરે ॥૩॥
ત્યાં જોડયું ઉપધાનનું કામ, સંઘનું દુઃખ કાપ્યું રે,
જોગ્ય જાણી **દાદાએ** તામ ગણી પદ આપ્યું રે;
વૈશાખ વદિ પંચમી દીન વીસની સાલે રે,
ગુરૂ દાનવિમલ મહારાજ, સ્વર્ગ સધાવે રે ॥૪॥

આ ઉલ્લેખ ઉપરથી જણાય છે જે સં. ૧૯૧૬ પહેલાં ગણિ પદ થયું છે વળી પં. દયાવિમળને **પાલીતાણામાં** યોગ વહેવરાવી **ભાવનગરમાં** ગણિપદ આપ્યું એ સંભવિત પણ લાગે છે કેમ જે મહારાજશ્રીનાં ચોમાસાઓમાં સં. ૧૯૧૬ નું ચોમાસુ **ભાવનગરમાં** થયું છે. માટે ભગવતિસૂત્રના યોગોદ્વહન અને ગણિપદ તો સં.૧૯૧૬ પહેલાના ગણી શકાય. અને પંન્યાસ પદ મહારાજશ્રીનું સં. **૧૯૨૨** માં પંન્યાસ **સૌભાગ્યવિજયજીના** હાથે થયું હોય, એમ કલ્પના કરી શકાય.

**શ્રીમદ્‌નો બોધ.**

મહારાજશ્રીનો અભ્યાસ પ્રકરણોમાં જીવવિચાર, નવતત્ત્વ દંડક, સંગ્રહણી, ભાષ્ય છત્રિસીયો વિગેરે છ કર્મ્મ ગ્રંથ પર્યંતનો હતો તેમજ સિદ્ધાંતોનું પણ તેમને સારૂં જ્ઞાન હતું. તેમનું વ્યાખ્યાન શાંતિજનક હતું તેમની શાંતિ અને લોકપ્રિયતાદિ ગુણોથી ઉપદેશની અસર બહુ સારી થતી જેથી મહારાજશ્રીએ જ્યાં જ્યાં વિહાર કર્યો ત્યાં ત્યાં લોકોને જ્ઞાન, દર્શન, વ્રત, જપ, તપ નિયમાદિ સંબંધી બહુ પ્રકારે ઉપકાર કર્યો છે.

**વ્રતારોપણાદિ.**

શ્રીરત્નવિજયજી, અને ઉમેદવિજયજી એ બે **ડહેલાના** ઉપાશ્રયના સમુદાયના તથા **હર્ષવિજયજી વીરના** ઉપાશ્રયના સમુદાયના તથા દયાવિમળજી એ ચાર મુનિઓને ભગવતિસૂત્રના યોગોદ્વહન કરાવ્યા. શ્રી રત્નવિજયજી, ઉમેદવિજયજી તથા હર્ષવિજયજીને ગણી પદ તથા પંન્યાસપદ આપ્યાં. અને દયાવિમળજી તથા **મૂળચંદજીને** ગણી પદ આપ્યાં. એ શિવાય એ પરમ પુનિત મહાત્માએ અનેક ભવ્યાત્માઓને દીક્ષા તથા વ્રતારોપણ વિગેરે ધર્મ ઉપકારો કર્યા છે. એમના ઉપદેશથી નવીન મંદિરોની પ્રતિષ્ઠાઓ તથા જીર્ણોદ્ધારાદિ કાર્યો થયાં છે. એકવાર લુહાર-

નીપોળે તથા એકવાર પાટણ અને ભાવનગર ઉપધાન વહન કરાવી માળ પહેરાવી હતી એ શિયાય પણ ઉપધાન વહન અને માળ પહેરાવવાની વિધિઓ તેમને હાથે અનેકવાર થઇ સંભવે છે. શા. બહેચરદાસ સીરસ્તેદાર જેઓ પોતાના સજ્જન્યથી રાજનગરમાં એક નામાંકિત પુરૂષ થયા છે, તેમણે મહારાજશ્રી પાસે ઉપધાન વહન કરી માળા પહેરી હતી. તે અવસરે ઉપધાન વહનની ક્રિયાનો આદર વિશેષ હતો, એમ તે કાલીન મુનિવર્યોનાં ચારત્રો ઉપરથી જાણવામાં આવે છે.

સંવત ૧૯૨૩ ના આશો શુદિ બીજને રવિવારે મહારાજશ્રીના ઉપદેશથી એક પુસ્તકાલયની સ્થાપના કરવામાં આવી હતી. શ્રાવક મગનલાલ વખતચંદ તેમાં અગ્રેશ્વરી તરીકે ભાગ લેતા હતા. જ્યારે સ્થાપના કરવામાં આવી, ત્યારે ગુરૂ મહારાજના પવિત્ર હસ્તે સ્થાપના કરાવી. એ અવસરે મુનિ કર્પૂરસાગરજી વિગેરે અનેક મુનિઓ તથા ૧ નગરશેઠ મયાભાઇ પ્રેમાભાઈ ૨ શા. ઉમાભાઇ હઠીસીંગ કેસરીસીંહ ૩ શા. ભગુભાઇ પ્રેમચંદ [ મનસુખભાઈ શેઠના પિતાશ્રી ] ૪ શા. ડાહ્યાભાઇ અનુપચંદ ૫ મંછાભાઇ ગોકળભાઈ ૬ કાઉશાહ ૭ ત્રિકમદાસ નથ્થુભાઈ ૮ વાડીલાલ પાનાચંદ ૯ વકીલ માણેકચંદ મોતીચંદ ૧૦ વિમળના ઉપાશ્રયવાળા જોઇતારામ મોદી ૧૧ વિદ્યાશાળાવાળા રેવચંદ જેચંદ સુબાજી ૧૨ શા. ગીરધરલાલ હીરાભાઇ ન્યાયાધીશ ૧૩ શા. મગનલાલ વખતચંદ વિગેરે મહાન શ્રાવક સમુદાય એકઠો મળ્યો હતો. પુસ્તકાલયની સ્થાપના જેવા એક ધર્મ કાર્યમાં પણ ભાગ લેનારા શ્રાવક વર્ગનાં જે નામો જોવામાં આવે છે તે ઉપરથી તે અવસરે શ્રીમાન વર્ગનો પણ ધર્મ કાર્યોમાં ભાગ લેવામાં કેવો સારો રંગ હતો તે જણાઈ આવે છે. પ્રથમ નામ નગરશેઠનું જોવામાં આવે છે ત્યારે બીજું પણ અમદાવાદ શહેર બહાર વાડીમાં દહેરાસર બંધાવી લાખો દ્રવ્યનો વ્યય કરનાર શેઠ હઠીસંગ કેસરીસીંગના સુપુત્ર ઉમાભાઇ શેઠનું નામ જોવામાં આવે છે. ત્રીજું પણ આણંદજી કલ્યાણજીની પેઢીમાં તન મન ને ધનથી તનતોડ મહેનત કરનાર, ઉદાર અને બાહોશ શેઠ મનસુખભાઇના પીતાશ્રી ભગુભાઇ શેઠનું નામ જોવામાં આવે છે. તે શિવાયના બીજાઓ પણ તે અવસરના પ્રખ્યાત નેતાઓ છે. એ ખરૂંજ છે જે:–અગ્રેશ્વરીઓ જે ધર્મ કાર્યોમાં ભાગ લે છે તેમાં બીજાઓ પણ હોંસથી જોડાય છે. મંદિરો, ઉપાશ્રયો, પુસ્તકાલયો, ધર્મશાળાઓ, દાનશાળાઓ, વિગેરે સાધનો કરી કરાવી જ્ઞાન, દર્શન,

ચારિત્રનાં આરાધનોમાં જ્યારે જ્યારે અગ્રેશ્વરીઓએ સારો ભાગ લીધો છે. ત્યારે ત્યારે મધ્યમ વર્ગોએ પણ તેમાં સારો ભાગ લીધો છે. એ આપણે જૈન શાસનના પૂર્વના ઇતિહાસથી સારી પેઠે જાણી શકીએ છીએ. જ્યારે **વ**સ્તુપાળ જેવા એક મંત્રીએ સંઘ કાઢ્યો, ત્યારે અનેક સંઘપતિઓ તૈયાર થયા અને તીર્થયાત્રા, સાધર્મિવાત્સલ્ય, દીનોદ્ધારાદિ અનેક કાર્યો થયાં. એક **થા**વચ્ચા પુત્રે બત્રીસ સ્ત્રીઓને ત્યાગી, ક્રોડો સોનૈયાનો મોહ નિવારી, માતાને સમજાવી, દીક્ષા અંગીકાર કરી; ત્યારે એક હઝાર શ્રેષ્ઠી પુત્રાદિઓએ તેમની સાથે દીક્ષા અંગીકાર કરી, વિદ્યાવિલાસી **ભો**જ રાજાનું નગર બધું વિદ્વાન, થોડાં વર્ષો ઉપર **અ**મદાવાદમાં સુબાજી **રવ**ચંદ **જે**ચંદની વિદ્યાશાળામાં શેઠ **મ**નસુખભાઈ, ઝવેરી **છો**ટાભાઇ, શા. **મ**ગનલાલ વિગેરે પોતાની બાલ્યાવસ્થામાં શાસ્ત્રાભ્યાસ કરતા હતા, તે અવસરે **વિ**દ્યાશાળામાં શહેરના અનેક વિદ્યાર્થીઓ શાસ્ત્રાભ્યાસ કરતા હતા. જેમાંના કેટલાએ શાસ્ત્રના જાણ સારા શ્રોતાઓ થઇ શકયા હતા. શાસ્ત્રકારો પણ કહે છે જેઃ–**महाजनो येन गतःस पन्थाः**। અગ્રગામીઓને આમાં કરવું, કરાવવું અને અનુમોદન કરવું એ ત્રણેનો લાભ મળી શકે છે.

**તીર્થયાત્રાઓ–"तीर्थेषु बम्भ्रमणतो न भवेभ्रमन्ति।"** **તીર્થ**યાત્રાનો મુસાફર સંસારની મુસાફરીથી મુક્ત થઈ જાય છે લગભગ **૫૯** વર્ષના દીક્ષા પર્યાયમાં શ્રીમદે તીર્થયાત્રાનો પણ અનન્ય લાભ લીધો છે. જ્યારે **સ**મ્મેત શીખરજીની યાત્રાની અભિલાષા થઇ ત્યારે તીર્થ સ્થાન અતિદૂર, આહાર પાણીની અગવડ અને વિકટ વિહાર હોવાથી અન્ય કોઈ મુનિ હામ ભીડી શકયા નહીં; ત્યારે શાસ્ત્ર આજ્ઞાને સંપૂર્ણ માન આપી, એકાકી વિહારનો કોઇ પણ પ્રકારે આદર ન કરતાં, અન્ય મુનિની ગવેષણા કરવા માંડી, તે અવસરે **પ**દ્મશેખર નામના એક ખરતર ગચ્છીય મુનિવર મળી આવ્યા. શુદ્ધ હૃદયની ઉત્કટ અભિલાષા આગળ અંતરાય કયાં ટકી શકે ! બે મુનિવરો તૈયાર થયા. કોઈપણ ગૃહસ્થની સહાય વિના ગગનની માફક નિરાલંબ અને વાયુ પેરે અપ્રતિબદ્ધ વિહાર કરી, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ અને અને રસ ત્યાગ રૂપ તપનું બહુમાન કરતા, સંવત ૧૮૮૯, ૯૦ અને **૯૧** માં અનુક્રમે **બ**નારસ, **કી**સનગઢ અને **પુ**ષ્કરણામાં ચાતુર્માસિક સ્થિરતા કરી, **સ**મ્મેતશીખરાદિ તીર્થોની યાત્રા કરી, તીર્થંકર મહારાજાઓનાં પુનિત પાદકમળથી પવિત્ર થયેલ ભૂમિની સ્પર્શના કરી, જન્મ સફળ કર્યો. પુરૂષ પ્રયત્ન શું ન કરે ! પીસ્તાલીસવાર **સિદ્ધા**-

ચળજીની યાત્રાઓ કરી, તેમાં ત્રણ ચોમાસાં કર્યાં અને કેટલીએ વાર નવ્વાણુ યાત્રાઓ કરી. સાતવાર ગિરનારની યાત્રાઓ કરી. પાંચવાર અર્બુદગિરિની યાત્રા કરી. ત્રણવાર અમદાવાદની શહેર-યાત્રા કરી. બેવાર સૂર્યમંડન પાર્શ્વનાથને ભેટ્યા. એકવાર સૌરાષ્ટ્રનાં સર્વ તીર્થોનાં દર્શન કર્યાં. એકવાર શંખેશ્વર પાર્શ્વનાથજીનાં ચરણોની સ્પર્શનાં કરી. ગૃહસ્થાવાસમાં પણ એકવાર સિદ્ધાચલજી, એકવાર ગિરનાર અને બેવાર આબુતીર્થની યાત્રાઓ કરી હતી, રેલ્વે વિગેરે સાધનોનો જ્યારે અભાવ હતો તેવા અવસરમાં પણ સિદ્ધાચળ, ગિરનાર અને આબુજીની તીર્થયાત્રાનો લાભ અપાવનાર માબાપની ધાર્મિક સ્થિતિ કેવી સુંદર ભાવનાવાળી હશે તે આ ઉપરથી જ જણાઇ આવે છે.

**ગુરૂપ્રેમ—**

એમની દીક્ષા પછી એઓશ્રી ગુરૂ મહારાજ સાથે કેટલાં વર્ષ રહ્યા તે સાધનના અભાવે જાણવામાં આવ્યું નથી, પરંતુ એમનો ગુરૂ પ્રેમ અને ગુરૂ ભક્તિ તો અદ્વિતીય હતી, એમ તેમના આચરણો ઉપરથી પણ જાણી શકાય છે. કહેવાય છે કે ગુરૂ મહારાજના અવસાન પછી પણ જ્યારે સમુદાયમાં કોઈ મુનિને પેટમાં દુઃખાવો વિગેરે સામાન્ય વ્યાધિ થાય ત્યારે એ (સરળ અને ગુરૂ ભક્ત દાદાશ્રી મણિવિજયજી મહારાજ) પોતાના ગુરૂવર્ય તપસ્વી કસ્તુરવિજયજી મહારાજના નામનો જાપ કરતા કરતા દર્દીના પેટ ઉપર હાથ ફેરવતા એટલે તેનો દુઃખાવો શાંત થઈ જતો. જોકે એ પોતેજ સરળ અને શાંત તપસ્વી હોવાથી એમનો હાથજ એવો લબ્ધિવાન હોઇ શકે છતાં ગુરૂ પ્રત્યે કેટલું બધું એમના હૃદયમાં માન અને શ્રદ્ધા હશે? આજે હશે કોઇ એવો પુન્યશાળી શ્રદ્ધાળુ ગુરૂ ભક્ત!

**શ્રીમદ્દના અપ્રતિમ ગુણો.**

બાલ્યાવસ્થાથીજ સદ્ગુણી અને ધર્માત્મા માબાપના ઉત્સંગમાં ઉછરેલા આ મહાત્માના ગુણોનું શું વર્ણન કરવું! એ માબાપે એમનામાં તે તે સદ્ગુણોની એવી અક્ષય સુવાસ ફેલાવી હતી કે જે તેમની જીંદગીપર્યંત અખુટજ રહી. આ વિનિત મુનિવરે પોતાની શારીરિક શક્તિ પહોંચી ત્યાં સુધીમાં નાના મોટા સર્વની ગોચરી પાણી વિગેરે વેયાવચ્ચમાં સતત ઉદ્યમ કર્યો. પ્રસન્ન મુખ કદિ મ્લાન થયું નહીં, સાનુકુળ પ્રતિકુળ પ્રસંગોમાં, વિહારમાં, તપસ્યામાં કદિપણ વચન અને વદન વિકારી ન થયાં. મળતાવડાપણું એટલું બધું કે જેથી સ્વપર સમુદાયના કોઇ પણ મુનિઓની એમના પ્રત્યે ભિન્ન ભાવના

ન્હોતી એ એમના અન્ય અન્ય સમુદાયના મુનિઓ સાથેના સહવાસોથી જાણી શકાય છે. ડહેલાના કે **વીર**ના કે **લુહાર**ની પોળના **સાગર** સમુદાયના કે **વિમળ** સમુદાયના સઘળા મુનિઓ સાથે વિચર્યાં છે. અને ચોમાસાંઓ પણ તેમની સાથે કર્યાં છે. વળી પાછળ જણાવ્યા મુજબ ખરતર ગચ્છીયમુનિ સાથે પણ સમ્મેત શીખર પર્યંતનો વિહાર કર્યો, તેમની પ્રીતિ સંપાદન કરી, આટલું છતાં પણ શ્રદ્ધા અને આચારમાં ખામી ન આવી. અન્યનું કાર્ય કરવામાં કેટલી બધી તીવ્ર અભિલાષા કે જ્યારે મુનિવર્ય શ્રી **સિદ્ધિવિજયજી**ને દીક્ષા આપી ત્યારે પોતાની લગભગ બ્યાસી વર્ષની પૂર્ણ વૃદ્ધાવસ્થા અને શરીર બીલકુલ અશક્ત છતાં **રાંદેર**માં **રત્નસાગરજી** મસાના દર્દથી પીડાતા હતા તેમની સેવા કરવા માટે પોતાની શારીરિક સ્થિતિનો વિચાર ન કરતાં મુનિવર્યશ્રી **સિદ્ધિવિજયજી**ને તેમની પાસે મોકલ્યા. તેઓ એકલા જઈ શકે એમ ન હોવાથી સાથે પોતાના બીજા શિષ્ય **શુભવિજયજી**ને પણ મોકલ્યા. જો કે આવી અવસ્થામાં ગુરૂવર્યને છોડી જવું એ તેમને ભયંકર લાગ્યું, છતાં ગુરૂઆજ્ઞાને આધીન થઈ વિનિત શિષ્યે ગુરૂને વંદના કરી, તેમની આજ્ઞાથી વિહાર કર્યો. હૃદય ભેદાયું પરંતુ ગુરૂ આજ્ઞાપાલનમાં સ્વકર્ત્તવ્યને અધિક ગણતા છૂટા તો પડયા, છૂટા પડયા તે પડયાજ, પછી ગુરૂ શિષ્યનો મેળાપ ન થયો. અન્યની સેવા માટે આવા સ્વાર્થ ત્યાગી તે મહાત્માને કોટીશઃ વંદના હો ! કેટલીક વાર તપસ્વીઓમાં સહનશીલતાની ન્યૂનતા હોવાથી કષાય પ્રકૃતિ વિશેષ જોવામાં આવે છે પરંતુ આ પ્રશાંત મહાત્માએ તેને તો પ્રથમથીજ દેશવટો દીધો હતો. રાજનગરમાં ઉપાશ્રયોનો કાંઈક પક્ષપાત હોવાથી ગૃહસ્થોનું અન્ય ઉપાશ્રયે જવામાં કાંઇક શૈથિલ્ય હતું પરતું આ મહાનુભાવ મહાત્માની પ્રસન્ન મુખાકૃતિ, ગાંભીર્ય, શાંતિ અને અસાધારણ નિસ્પૃહતા વિગેરે ગુણોથી આકર્ષાઈ પ્રાયઃ સર્વ કોઈ એમના દર્શન અને વંદનનો લાભ લેતા એમના અનુભવીઓ કહે છે જે આહારપાણી કે ક્રિયાકાંડ શિવાયના અન્ય કોઇ પણ અવસરે એમના હાથમાં પુસ્તક કે નવકારવાળી પ્રાયઃ હોય, નવકારવાળી ગણવાનો વિશેષ અભ્યાસ હતો. જ્ઞાન દશામાં જાગ્રત, પ્રમાદના પરિહારી, હઠ કદાગ્રહથી વેગળા રહી, જ્ઞાનાદિ આચારનું સેવન કરતા જ્યાં સુધી શારીરિક સ્થિતિ નભી શકી ત્યાં સુધી અપ્રતિબદ્ધ વિહાર કરી, તપસ્યાઓ કરી, સામાચારીનું યથાર્હ શુદ્ધ આરાધન કરી, અકિંચન, નિરૂપલેપ, નિસ્સંગી આ બાળ બ્રહ્મચારી મહાત્માએ લગભગ

૫૯ ઓગણસાઠ વર્ષ પર્યંત વિશુદ્ધ ચારિત્રઆરાધન કરી ભવ્ય જીવોને અનેક ઉપકાર કર્યા અને કરાવ્યા.

## નિર્વાણ.

પાછળ જણાવ્યા મુજબ શારીરિક સ્થિતિની મંદતાથી છેવટનાં ૧૪ ચોમાસાં રાજનગરમાં થયાં ત્યાં પણ યથાશકિત તપસ્યા, ભાવના, ધ્યાન વિગેરેમાં સમય નિર્ગમન કરતા. એવી અવસ્થામાં પણ એકાસણાથી ઓછી તપસ્યા તો કરતાજ નહીં. શરીર દિવસે દિવસે નિર્બળ થવા લાગ્યું.

સંવત ૧૯૩૫ ના આશ્વિન માસની ઓળી આવી એ અવસરમાં શરીર છેક શિથિલ થયું છતાં તપસ્યાના અભ્યાસી અને અભિલાષી મહાત્માએ શુદ ૮ ને દિવસે સવારે ચોવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ કર્યું. એવામાં શેઠ પ્રેમાભાઇ ગુરૂ વંદન કરવા આવ્યા તેમને મહારાજશ્રીના ઉપવાસ કર્યાના સમાચાર મળ્યા એટલે તેમણે મહારાજશ્રીજીને વિજ્ઞપ્તિ કરી જેઃ–'સાહેબ ! આવી સ્થિતિમાં આજે ઉપવાસ !' મહારાજજીએ કહ્યું ' મહાનુભાવ ! આજે તો કરવોજ જોઇએ, જેટલું લેવાય તેટલું લઇ લેવું.' શેઠે ઘણું કહ્યું પરંતુ મહારાજજીએ તો એજ ઉત્તર દીધો જેઃ 'આજે તો અવશ્ય ઉપવાસ કરવોજ છે.' ગુરૂ મહારાજના ગુણોથી વિશેષ પરિચિત હોવાથી શેઠ સમજી ગયા અને વિશેષ આગ્રહ ન કર્યો. જીંદગીભરની આરાધનાના અભ્યાસે ખરેખરૂં કાર્ય બજાવ્યું. અણાહારી પદના સાચા અભિલાષીએ જીંદગીભરમાં અનેકવાર ચારે આહારનો ત્યાગ કરી અણાહારી પદ માટે સતત પ્રયત્ન સેવી છેવટનો આઠમને દિવસે પણ ચારે આહારનો ત્યાગ કર્યો. શરીર બીલકુલ શિથિલ થઈ ગયું છતાં જીંદગીભરમાં જેમણે ક્રિયામાં ખામી ન આવવા દીધી તેને છેવટે પણ કેમ ખામી આવે ! દિવસ સંપૂર્ણ થયો, સાંઝે પ્રતિક્રમણ કર્યું અને સંથારા પોરિસી ભણાવી તે અવસરે પં. ગુલાબવિજયજી વિગેરે મુનિવર્ગ અને શ્રાવકોનો સમુદાય પાસે બેઠો હતો ગુરૂ મહારાજને સંથારામાં શયન કરાવ્યું છતાં ગુરૂ મહારાજ જાગ્રત દશામાં ધ્યાનારૂઢ જણાયા. મહારાજને પૂછ્યું ' આપના હૃદયમાં શેનું ધ્યાન છે ? ' ગુરૂ મહારાજે ઉત્તર દીધો. '**श्रीतीर्थराज राजाय नमः** ' આ પ્રમાણે ધ્યાન કરતાં ક્ષણાંતરમાં તે પરમ પવિત્ર શાસન ઉપકારી અનેક શિષ્ય પ્રશિષ્યોના ગુરૂ મહારાજનો અમર આત્મા અમર વિમાનમાં ગુરૂવર્યોની સેવા કરવા ચાલ્યો ગયો. સઘળું શુન્ય થઇ ગયું. શહેરમાં હાહાકાર થઇ ગયો. આવા શાંત ગુણી મહાત્માના દર્શન હવે નહીં મળે ! અરેરે!!! શું પ્રસન્નમુદ્રા ! શું તેમની દિવ્ય આકૃતિ !

હવે **મણિ દાદા** ક્યાં મળશે ! તે પ્રશાંત દિવ્ય ચક્ષુનાં દર્શન ક્યારે થશે ? તે ગંભીર પ્રસન્ન મુખથી ધર્મલાભના આશિર્વચનો હવે ક્યારે સાંભળીશું ! હા ! દાદા મહારાજ ગયા !

પ્રાતઃકાલે સર્વ સંઘ ભેળો થયો. મહાન ગુરૂ ગુણને સંભારતા આંખોમાંથી આંસુઓ પાડતા શબને શુદ્ધ જળથી સ્નાન કરાવ્યું, ચંદનથી ચર્ચા કરી મુનિ વેશ પહેરાવ્યો. પછી સુંદર સુશોભિત માંડવીમાં શરીરને પધરાવ્યું. હઝારો મુખથી 'જય જય નંદા, જય જય ભદ્દા' ના ઉચ્ચારો થવા લાગ્યા માર્ગમાં સ્થાને સ્થાને હાથ જોડી વંદના કરતા લોકો સોના રૂપાના પુષ્પો વિગેરેથી વધાવવા લાગ્યા એમ કરતાં માંડવી નગર બહાર નીકળી અને શુદ્ધ ભૂમિ ઉપર ચંદનાદિની ચિતામાં શબનો અગ્નિ સંસ્કાર થયો. અને **દાદાશ્રી મણિવિજયજીનું** નામ, સ્મરણ માત્ર રહ્યું.

નિર્વાણના સમાચાર ઠામ ઠામ પહોંચી ગયા. સર્વ કોઇ સાંભળી ઉદાસ થયા. **રાંદેરમાં રત્નસાગરજી** ચોમાસુ હતા ત્યાં પણ સમાચાર પહોંચ્યા સાથે રહેલા દાદાશ્રીજીના શિષ્ય મુનિશ્રી **સિદ્ધિવિજયજીને** સમાચાર સાંભળતાં હૃદય વજ્રાહત થયું, છેવટે પણ ગુરૂવર્યનો સમાગમ ન થયો. ગુરૂ મહારાજની વંદના અને સેવાની અભિલાષા મનમાં ને મનમાંજ રહી, આથી ઘણું લાગી આવ્યું; પરંતુ ભાવિ આગળ શો ઉપાય ? **ગૌતમ** સ્વામી જેવાને પણ છેવટે ગુરૂ દર્શનનો વિરહ રહ્યો તો બીજાને માટે શું કહેવું. છેવટે મુનિવર્યશ્રી રત્નસાગરજી વિગેરેએ તેમને સમજાવી શાંત કર્યા. સંઘ સમક્ષ દેવવંદનની ક્રિયા કરવામાં આવી અને તેમણે ઉપવાસનું પચ્ચખ્ખાણ કર્યું ત્યારથી માંડી અદ્યાપિ પર્યંત આશો શુદ ૮ ને દિવસે તેઓશ્રી દરવર્ષે ઉપવાસ કરે છે ! ધન્ય છે ! એ ગુરૂભક્ત શિષ્યોને !

**આ પ્રમાણે પરમપુજ્ય તપસ્વી દાદાશ્રી મણિવિજયજી મહારાજ ૧૮૫૨ માં જન્મ્યા, ૧૮૭૭ માં દીક્ષા ગ્રહણ કરી, ૧૯૨૨ નાં જેઠ શુદ ૧૩ ના દિવસે પંન્યાસપદ મળ્યું અને ૧૯૩૫ ના આશો શુદ ૮ ને દિવસે સ્વર્ગવાસી થયા.** સર્વ મળી લગભગ ૫૯ વર્ષ ચારિત્ર પાલણ કર્યું.

રાજનગર જૈન વિદ્યાશાળા.
વીર. સં. ૨૪૫૦ વિ. સં. ૧૯૮૦
ભાદ્રપદ કૃષ્ણ દશમી.

**મેઘવિજય.**



# પ્રસ્તાવના.

વીર-શાસનના વાંચક મહાશયોને ત્રીજા વર્ષની આ નવલ રસધાર મળે છે. ગુર્જર સાહિત્યની અભિવૃદ્ધિના આ માંગલિક સમયોમાં નૂતન સાહિત્યાવતાર, જેટલો આવકાર પામે તેટલો ઓછોજ કહેવાય; એ સ્થિતિમાં આવકારને લાયક આ પ્રસ્તુત પ્રસાદી જનસમાજનો આદર મેળવે તેમાં નવાઇ નથી. આ પુસ્તક પ્રાચીનતર લોક કથા-જેમાં ઉત્તમ મધ્યમ તેમજ અધમ સ્વરૂપના લોકો, લોકોના મનોભાવો, લોકમાં લોકોત્તર સ્ત્રીપુરૂષો,-તેમની ધર્મ કસોટી, અડગ ધર્મપરાયણતા ઈત્યાદિક લોકસ્થિતિનું યથાસ્થિત વર્ણનપૂર્વક વાર્તાના નાયક અને નાયિકા વિગેરેના ચારત્ર ઉપરથી અંતિમ કર્ત્તવ્યમાર્ગનો ઉપદેશ કરવામાં આવે છે (તેવી કથા)માં લખાયું છે; એથી આદરણીય સાહિત્યના નિયમને એ અનુસરતું છે એ નિર્વિવાદ છે. આપણે વિચારીએ તો આદરણીય સાહિત્યનો આ એક નિયમ છે કે:-'**સાહિત્ય રચના, વસ્તુ અને વિચાર ઉભયથી નિર્વિકાર અને પાયાદાર હોવી જોઇએ અર્થાત તેમાં એટલું તો બીજ બળ હોવુંજ જોઇએ કે જેનું વાંચન કરવાથી વાંચનારને દૈવી ગુણોના શ્રેણી ઉપર ચઢવાનું મન થાય;-વાંચનાર પોતાની માણસાઈ ઉપર એવો કાબુ મેળવતો થાય કે તે પોતાના જીવન ઉપર સાચા અભિમાન પૂર્વક જોઇ શકે.**' વાઙ્મય પવિત્રતાનો લોપ નહિ કરનારા આ સિદ્ધાંતને આ પુસ્તક આબાદ વળગી રહેલું છે તે વાંચકોને વાંચેથીજ સ્વયં સમજાશે.

આ વાર્તાને નવલકથા કે ઐતિહાસિક નવલકથા અથવા અર્ધ ઐતિહાસિક નવલકથા કહેવી કે નહિ એનો નિર્ણય, વાંચકો એને સંપૂર્ણ વાંચ્યા પછી કરીલે એ ઇચ્છવા યોગ્ય છે કારણ કે આ વાર્તા, કથા છે ખરી, પરંતુ એમાં વિવિધ ભાવો, વિવિધ જીવન કથાઓનાં વિવિધ ચિત્રો, વિવિધ સ્થળ તથા સમયનાં રેખાદર્શનો વિવિધ અનુભવો, વિવિધ સમાગમો અને પૂર્વભવ-પૂનર્જન્મની વિવિધ તવારીખો, વિવિધ ઉડ્ડયનો તથા તેમાંથી ઝરતા કર્ત્તવ્ય માર્ગના વિવિધ ઉપદેશ વિગેરેનું સુંદર આલેખન કરવામાં આવ્યું છે એટલે કથાના વિડંબક પ્રકારો બાદ કરીને બાકીના સર્વ શિષ્ટ સુશ્લિષ્ટ પ્રકારોનો સમાવેશ આ સુબોધક વાર્તાના અંગમાંજ બહુધા થઈ જાય છે.

વાંચનાર સભ્ય જો રસનો ભોગી હશે તો તેને આ વાર્તામાંથી નવે જાતના રસોનું યોગ્ય રસ પોષણ મળશે, ઇતિહાસનો શોખીન હશે તો તેને આ વાર્તામાંથી આપણી ટુંકી સ્મૃતિ પૂર્વનો મનોહર સત્ત્વ પ્રધાન ઇતિહાસ મળશે, જનસ્વભાવનો અભ્યાસી હશે તો તેને તે પ્રાચીનતર યુગના લોકો અને લોક સંસ્થાઓ, લોકોના ઉદાત્ત અને અનુદાત્ત વિચારો જાણવાના મળશે. **જૈન શૈલીજ કોઇ એવી અપૂર્વ છે કે તેની ગ્રંથ રચનામાં રચનાનું કોઈ પણ તત્ત્વ વિચાર કે વિવેક બાકી રહી જવા પામતું નથી.** વાંચકોને જાણીને સંતોષ થશે કે આ વાર્તા, મહર્ષિ શ્રીમાન્ **ભા**વદેવસૂરિજી કૃત શ્રી**પાર્શ્વ**નાથ ભગવાનના એક સુલલિત પદ્ય ચરિત્રમાંના, અત્યારના **અધઃ**પતન પામેલા જમાનાને ઉપદેશવા યોગ્ય **શીલ** અને **સત્ત્વ** વૃત્તના એક-**સ્વદારા સંતોષ**-પ્રસંગમાંથી લીધેલી છે.

આ વાર્તા મૂળ કથામાં '**સુંદર રાજાની કથા**' એ નામે સંબોધાએલી છે. તેને અનુલક્ષી અહીં પણ તેનું નામ '**સુંદર રાજાની સુંદર ભાવના**' રાખેલું છે. '**શીલ અને સત્ત્વની કસોટી**' એ આ વાર્તાનું ઉપનામ છે. એ ઉપનામજ આ આખી વાર્તાનો વસ્તુતઃ સારાંશ અને કથાની રગે રગમાં રમી રહેલો અજર પ્રસ્તાવ છે. મનુષ્ય જીવનમાં **ભાવનાઓનું** પ્રાબલ્ય એટલું બધુ રહેલું હોય છે કે એને માટે બન્ને-**भावना भव नाशिनी भव वर्धनीच** (ભાવના સંસારનો નાશ કરનારી છે અને ભાવના સંસારની વૃદ્ધિ કરનારી છે) ઉક્તિઓ સાચી ઠરે છે. સારી સાત્ત્વિક ભાવનાઓ-સમ્યગ ભાવનાઓ જેવી રીતે ભવનાશક છે તેવી રીતે તેથી ઉલ્ટી ખરાબ હલકી અને મિથ્યા ભાવનાઓ ભવવર્ધક છે એ એનું તત્ત્વ છે. આ વાર્તાના નાયક **સુંદર** રાજા અને તેમની સ્ત્રી વિગેરેએ ઉચ્ચ અને શુદ્ધ જીવન સંચારક ભાવનાઓ વડે આત્મબળ સુનિશ્ચળ રાખ્યું છે તથા આત્માનો અને શેષ જગતનો-રાષ્ટ્રજનોનો ભવ્ય ઉત્કર્ષ સાધ્યો છે. વાંચનારના આજે શુષ્ક પડી ગયેલા સંકુચિત થયેલા અથવા નહિ ખેડાયેલા ભાવનાત્મક પ્રદેશને ખીલવવાનો,-ઉત્તેજીત અને ઉદાર કરવાનો, સુંદર ફળપ્રદ કરવાનો આ વાર્તાનો શુભ આશય છે.

હવે વાર્તાના પાત્રોની નજર નોંધ કરીએ; તેના ઉપર વાંચનાર મહાશયોનું ધ્યાન ખેંચુ છું:—

આપણા ચરિત્રનાયક શ્રીમાન સુંદર નરેશ પોતાના કટ્ટર વિરોધી કર્મ શત્રુને હંફાવવા અસાધારણ પરાક્રમ ફોરવે છે. જે આપત્તિઓ

ભલભલા સત્ત્વ શાલીઓને હંફાવે તે આપત્તિઓની સામે થઈને તેને આપણા ચરિત્ર નાયક શાંતિપૂર્વક સહન કરી લે છે, સહન કરી આપત્તિઓના ભર દરિયાની સામી પાર ઉતરી જાય છે; એ બધું તેનું શૌર્ય અસાધારણજ કહેવાય. આપણો કથાનાયક એક **રાજાધિરાજ** છે. પોતાના શયન મંદિરમાં **કુળદેવીનો** સંદેશ સાંભળી તે જે ધૈર્યતા જાળવે છે, અરે ! એટલુંજ નહિ પણ દુઃખની સામે દુઃખને સામા પુરમાં તરવાનો જે એ નિશ્ચય કરે છે તે તો ખરેખર તેણે કોઈ અજબજ કાર્ય કરેલું છે. **સુંદર** રાજાની ધર્મપત્નિ રાણી **મદનવલ્લભા** એક અબળા છે, તેણીની પવિત્ર પણ લાવણ્યમયી દેહમૂર્તિ ઉપર અપાર સંકટો આવી પડે છે, છતાં સંકટ સમયની તેણીની શાંતિ, શીલ સંરક્ષણ માટે તેણીએ દર્શાવેલું અદ્‌ભુત શૌર્ય, તેણીની ધીરજતા આપણી ચંચળ અને પામર મનોદશાને હેરત પમાડનારી છે,– તે પુરાતન કાળની સતીઓના સતીત્વની દિવ્ય પ્રભા વ્યક્ત કરનારી છે. કર્મની વિચિત્ર ગતિથી **શ્રીસાર** શેઠના બગીચામાં મહેનત મજુરી કરી કુટુંબનું ભરણપોષણ કરનાર એજ સુકુમાર રાણી **મદનવલ્લભાનું** સ્નેહ ભર્યું વર્તન, સુખ અને સંતોષ માનનારૂં ઉદાર અંતઃકરણ તેણીની પતિભક્તિ તથા બાલુડાંની પ્રેમ ભરી ઉછેર, ( આધુનિક ) જનતાને વ્યવહારકુશળતા, કુંટુંબ વાત્સલ્ય અને ગંભીરતાના અનુપમ પાઠો શીખવે છે. વળી આ વાર્તામાં આવતા **શ્રીસાર** શેઠનો ધર્મ પ્રેમ, આશ્રિત વત્સલતા અને ઉદાર ચરિતતા ઘણી અનુમોદનીય તેમજ અનુકરણીય છે. **સુંદરરાજાના** રાજ્યપાટ છોડી ગયા પછી **સુબુદ્ધિ** મંત્રીનો કાર્યભાર, તેની બુદ્ધિમત્તા, કાર્ય કુશળતા, સ્વામી પ્રત્યે તેનો અવિહડ પ્રેમ, સ્વામીની ચરણ પાદુકા પ્રત્યક્ષ તેની આજ્ઞા ધારકતા વિગેરે વિશિષ્ટ ગુણો જનતાના કર્ણ યુગલોમાં કૃતજ્ઞતા તેમજ સાચા સ્વામી સેવક ભાવનો મધુરો રણકાર આજે પણ રણઝણાવી શકે છે;

વળી આપણા કથા નાયક **સુંદર** રાજા એક પત્નિવ્રત ધારક છે, એ તેના સંતોષની અવધિ સુચવે છે. રાજાના રૂપ લાવણ્ય ઉપર મોહિત થયેલી **દેવરમણી** તેને ફસાવવા માટે ઘણા હાવભાવ કરે છે, કંદર્પ દીપક મીઠાં વચનો; તથા કામોત્પાદક ચેષ્ટાઓ કરે છે,– આકાશ પાતાળ એક કરી નાખે છે છતાંયે તે પ્રલોભનોમાં પોતાનું **સ્વત્ત્વ નહી ગુમાવનાર,** અરે 'એટલુંજ નહિ પણ નિષ્ફળ જવાથી વિફરીને તે દેવરમણી કથા નાયક ઉપર સીતમ ગુજારે છે તે છેક

મારણાંતિક પ્રસંગોમાં પણ પોતાના **શ્રદ્ધાબળને** ટકાવી રાખનાર એ **સુંદર** ભૂપાળ ઇંદ્રિય દમનની પરાકાષ્ટાએ પહોંચેલો દેખાય છે. એજ મુજબ **સોમદેવ** સાર્થવાહના સ્વાર્થ સાધક વિષમય વચનોનો સખ્ત પ્રતિઘાત કરનાર, પ્રાતઃસ્મરણીય સતી ધૌરેય રાણી **મદનવલ્લભાની** પણ **શીલવ્રત** પ્રત્યે અડગશ્રદ્ધા અને તે ખાતર તેણીની વર્તમાન સહચરી સહનશીલતા **અનુપમ** અને **આદર્શ** છે, આ દૈવી ગુણો વાસિત માનુષોત્તર (Super Human) દંપતીના જીવન ચરિત્રમાંથી ઉદ્‌ભવતા આ વિવેકમય **શીલ** અને **સત્વના** પ્રસંગો, શીલ મત્ત્વથી ભ્રષ્ટ અથવા શિથિલ અને નિર્વિવેકી જનોનાં શુચી ભેદ્ય ઘનતિમિરથી આચ્છાદિત નેત્રો સમક્ષ જ્વલવંત પ્રકાશ પાડે છે,–દુરાચાર, સ્વત્વવિક્રય-વિકૃતિ તથા નિર્વિવેકતાનો જડમૂળથી વિનાશ કરવાની પ્રેરણા કરે છે,–કહો કે પ્રભુના નિર્વિકારી શાસનમાં દર્શાવેલી અનુપમ ત્યાગવૃત્તિ–**સ્વગુણ રમણતા** તરફ તે જનસમુદાયનું લક્ષ્ય ખેંચે છે.

સંસારમાં આજે પુનર્લગ્ન-વિધવા વિવાહ વિગેરેની માન્યતા ધરાવનારા લોકોએ આ **શીલ** અને **સત્ત્વનું** મહાત્મ્ય વિચારવા જેવું છે. સતીઓએ બળી મરવાનું પસંદ કર્યું છે પણ **ફરી પરણવાનું** પસંદ કર્યું નથી અને સત્ત્વવાનોએ પ્રાણ વેચવાનું કબુલ કર્યું છે પણ **બેવફા** થવું મંજુર નથી રાખ્યું; એ પૂર્વનો પવન છે અને બાકીનો-એથી વિરૂદ્ધ–પશ્ચિમનો પવન છે. પશ્ચિમના પવનમાં–અર્થાત્ માનસિક વાચિક અને કાયિક દુર્ગુણોમાં સડી નિર્માલ્ય પુરૂષાતન હીન અને ખુનામરકીને વશ થઈ જતી જનતાને જો પોતાનો ઉદ્ધાર વા કલ્યાણ જોઈતું હોય તો તેણે આ **શીલ** અને **સત્ત્વની** ગીતામાં પુનઃ સ્નાન કરવુંજ રહ્યું. જગતના વ્યભિચારો અને ગુણ વિરોધીતાની જો વ્યવસ્થા થઇ શક્તિ હોય તો તે **શીલ** અને **સત્ત્વના** શાસ્ત્રથી થઇ શકે પણ બીજાથી નહિ; જગતને ઉંધુ અથવા છતું ચલાવનાર ભાગ્યજ **શીલ** અને **સત્ત્વને** આધીન છે ?

આગળ જણાવી ગયા તેમ આ કથાનો કાળ નિર્દેશ કરી શકાય તેવો નથી કારણકે મૂળ ગ્રંથકાર મહર્ષિ શ્રી**ભાવદેવસૂરિજી** શ્રી**પાર્શ્વ**નાથસ્વામીનો [1]**સમ્યકત્વ** પામ્યા પછીનો જે પહેલો ભવ–કે જેનો સમય આપણી તો લગભગ સ્મૃતિ બહાર કહીએ તો ચાલે–તેનું વૃત્તાંત

---

૧ જીનેશ્વર ભગવાનનો ધર્મ પામ્યાની પ્રતીતિ. શુદ્ધ દેવ ગુરૂ તથા ધર્મ તત્ત્વની શ્રદ્ધા, પ્રીતિ, ને બહુમાન વિગેરે.

લખે છે તેમાં આ કથા ઉપદેશાયેલી છે. શ્રીભાવદેવસૂરિજી તેમના સમયના એક મહાન્ કવી અને સમર્થ ગ્રંથકાર–૧૩, ૧૪, સદિનામધ્ય સમયમાં થયા છે. તેમણે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ચરિત્ર અને તેમાં આવેલી આપણી આ પ્રાસંગિક વાર્તા જે લખી છે તેની પ્રમાણિકતા કે શાસ્ત્રીયતા વિષે વાદ કિંવા સંદેહને માટે તો જરાયે સ્થાન હોઈ શકે નહિજ. મૂળ ચરિત્ર તો ઘણુંજ રસીક અને જ્ઞાન તથા અનુભવનો ખજાનો છે. આ વાર્તા જોકે તેમાંથી ગ્રહણ કરીને લખાઈ છે છતાં મૂળને અનુરૂપ ભાષા અને રસગૌરવ જાળવવાનો એમાં યથાશક્તિ પ્રયત્ન થયેલો છે તે વાંચકો, વાર્તાનો પરિચય કરીને જોઇ શકશે. વાર્તામાં જરૂરી સ્થળે સ્થળે ઉપયોગી અને ઉપદેશક હોનારાં પ્રાસંગિક અવતરણો કરવામાં આવેલાં છે. એ સરસ્વતી દેવીની બહુવિધ-વાનગીઓને પીરસનારી આ એક કૃપા પાત્ર કથા વાર્તાના તત્ત્વને દૂષણ રૂપ નહિ હોતાં ભૂષણ રૂપ છે એમ હું માનું છું. માત્ર એ ઉપદેશોને વાંચવામાં વાંચક મહાભાગોમાં ધીરજ અને જચાવવાની મનોવૃત્તિ હોવી જોઇશે. વાર્તામાં કદાચ થઈ ગયેલા પ્રમાદ–કવચિત સ્ખલના કાઠિન્ય કિંવા સંદિગ્ધતા વિગેરે–દોષો માટે, લેખક મહોદય,–મુનિ મહારાજ શ્રીમાન્ મનોહરવિજયજી કે જેઓશ્રી ધર્મ પ્રભાવક આચાર્ય મહારાજશ્રી **વિજયસિદ્ધિસૂરીશ્વરજી**ના શિષ્યરત્ન શાંત ગુણાધાર પંન્યાસજી મહારાજશ્રી **મેઘવિજયજી**ના શિષ્ય છે; જેઓશ્રીની મહાવ્રત વાસિત નિષ્પાપ લેખીની તેની માધુર્યતા અલંકાર પ્રિયતા માટે અવશ્ય માન ઉપજાવનારી છે; અને સાહિત્ય સાગરમાં જેઓની આ પ્રથમ મુસાફરી છે તેઓશ્રી–વાંચક મહાશયો તરફથી ક્ષમા અને યોગ્ય સુધારાનીજ આશા રાખે. ત્રણ વર્ષ પહેલાં આ વાર્તા 'વીર–શાસન' માસિકમાં શરૂ થઇ હતી તે લગભગ દોઢ વર્ષે તેમાં સમાપ્ત થયેલી જોવાઈ હતી. સમસ્ત જનતા લાભ લઇ શકે તેવી રીતે આજે વીર–શાસન પત્રની ત્રીજા વર્ષની **પુણ્ય પ્રસાદી** રૂપે એનો સુઘડ પુસ્તકાકારે પુનરાવતાર થાય છે તે જોઇને આપણે, ખચિત હર્ષિત અને ઉપકૃત થવા જેવું છે. આ વાર્તાને શોધી તૈયાર કરનારા નિઃસ્વાર્થ મહાશયોને અને પ્રસિદ્ધ કરનારા ઉદાર પ્રકાશક સહાયકોને ખરેજ ધન્યવાદ ઘટે છે.

**વીર-શાસન**ના વાંચક મહાશયોને આ ઉપહારમાં વધારે લાભ તો એ આપવાની યોજના થયેલી જોવાશે કે ઉપરોક્ત પંન્યાસજી મહારાજશ્રી મેઘવિજયજી મહારાજના હસ્તે લખાયેલું, આ છેલ્લા

અડધા સૈકા ઉપર થઇ ગયેલા પુણ્ય પ્રભાવક મહાગુરૂશ્રી **મણિવિજયજી** દાદાનું જીવન ચરિત્ર આમાં આપવામાં આવેલું છે. એથી, મારી માન્યતા મુજબ, પૂજ્યપાદ પંન્યાસજી મહારાજ શ્રીમેઘવિજયજી મહારાજના અગાધ ઐતિહાસિક અને અનુભવ જ્ઞાનામૃતનો વાંચકોને પ્રસંગાનુસારી સારો લાભ મળશે! આ જીવન ચરિત્રના વધારાથી, પ્રસ્તુત ઉપકારની **ભવ્યતામાં** ઉપયોગિતામાં સાથેજ વિશેષ વધારો થયેલો ગણાશે. વાંચકો આ આખી **રસધાર**ને સંપૂર્ણ વાંચે અને સદ્બુદ્ધિથી સારબોધને ગ્રહણ કરે **શીલ** અને **સત્ત્વ**વાન થાય એ ભાવનાને અંતિમ વ્યકત કરી અત્રે વિરમું છું.

રાજનગર, જૈન વિદ્યાશાળા,<br>
વિ. સં. ૧૯૮૦ ભાદ્રપદ કૃષ્ણ ૧૦ } **મુનિ જંબૂવિજય.**



## અનુક્રમણિકા.

# સુંદરરાજાની સુંદરભાવના.

યાને

# શીલસત્વની કસોટી.

## પ્રકરણ ૧ લું.

### શયનમંદિરમાં કુળદેવી.



મનોહર વૃક્ષ નિકુંજોથી ઉપશોભિત, સુરમ્ય હરીઆળા ઉદ્યાન પ્રદેશોથી સુશોભિત, ચિત્તાકર્ષક અને આનંદદાયી મહાન્ નગરોથી અલંકૃત, અવૃષ્ટિ અને અતિવૃષ્ટિના પરિતાપરહિત, સર્વ દેશોમાં પ્રાધાન્યપદ ધારણ કરનાર, આ ભૂમંડળ ઉપર અંગ નામનો એક વિશાળ દેશ હતો. જેમાં સમગ્ર રાષ્ટ્રના મંડનભૂત, સર્વ નગરમાં શિરોમણી, સુખસમૃદ્ધિથી પરિપૂર્ણ, દેશાન્તરીય જનોને આશ્રયદાતા, વિસ્તીર્ણ અને ગગનાવલમ્બી દેવમંદીરો, રાજમહાલયો, અને મહાન્ ધનાઢયોની સુંદરગૃહપંક્તિથી, અનેક પ્રકારની દર્શનીય સામગ્રીઓથી પરિપૂર્ણ ધારાપુર નામની એક નગરી છે. જે દેશની રાજધાનીનું શહેર છે. ત્યાં પરોપકાર પરાયણ, પરાક્રમશાળી, નીતિનિપુણ, નગર જનોને આનંદદાયી સુંદર નામનો રાજા રાજ્ય કરતો હતો; જેની હૃદયાન્તર્ગત ઉચ્ચતર ભાવનાઓની સુંદરતા, મુખકમલથી ઝરતા વચનામૃતોની મધુરતા, ભવ્યમુખકમલની સુરમ્યસૌરભતા, અને તેજસ્વી તથા મનોહર શરીરની ભવ્યતા અલૌકિક હતી; જેની રાજ્ય પાલનની અલૌકિક કળા સર્વ પ્રજાના અંતકરણને આશ્ચર્યમગ્ન કરતી શુભ આશીર્વાદને જન્મ અપાવતી હતી. સર્વ પ્રજા જેના દર્શનની ઉત્કટ ઉત્કંઠા ધરાવતી હતી.

વિદ્વાન્ કવીશ્વરો પણ દર્શાવે છે કે–"**यत्राकृतिस्तत्र गुणा वसन्ति**" ઘણું કરીને આકૃતિને અનુસાર ગુણસમૂહની સ્થિતિ જોવાય છે. વ્યવહારમાં પણ એજ સ્થિતિ જોવામાં આવે છે, સ્વભાવતઃ જનસમૂહ, આનંદી સ્વભાવ અને ભવ્ય આકૃતિ અનુસાર વિશિષ્ટ ગુણોનું તેમનામાં અનુમાન કરે છે; આથીજ રાજાનો આનંદી સ્વભાવ, અને હર્ષપૂર્ણ છાયાથી વિભૂષિત મંદહાસ્ય યુક્ત મુખાકૃતિ, આંતરિક ઉચ્ચગુણોનું પ્રતિપાદન કરતાં હતાં.

તે ઉદાત્ત ઔદાર્યાદિ ગુણ વિભૂષિત **સુંદર** રાજાને, સૌભાગ્યનીભૂમિકા, માનસિક વાચિક અને કાયિક વિશુદ્ધિપૂર્વક સતીત્વનું સંરક્ષણ કરનારી, દિવ્યવાજીંત્રમાંથી નિકળતા સુંદર સ્વરસમાન સુસ્પષ્ટ અને મધુર વચનામૃતોથી અને અકુંઠિત ભક્તિથી, પ્રિયપતિને નિસ્સીમ આનંદ ઉત્પન્ન કરનારી, રાજવંશીય સતી શિરોમણી **મદનવલ્લભા** નામની એકજ રાણી હતી. પ્રભાવસંપન્ન રાજાના અંતઃપુરમાં, અને મનોમંદિરમાં, માત્ર એકજ **મદનવલ્લભા** હતી. રાજાના ઉચ્ચગુણોથી આકર્ષણ કરાયેલી અનેક રાજકન્યાના પાણીગ્રહણની વિજ્ઞપ્તિઓ રાજાઓ તરફથી આવતી હતી, પરંતુ એક પત્નિવ્રતધારી રાજા સર્વ વિજ્ઞપ્તિઓનો યોગ્ય પ્રત્યુત્તર આપી સર્વને પ્રસન્ન કરતો હતો. અનુક્રમે સાંસારિક જીવન વ્યતીત કરતાં સતી શીરોમણી રાણીની કુક્ષીરૂપ માનસરોવરમાં હંસ સમાન વિનયી અને વિવેકી, પોતાના આદર્શ જીવનથી સર્વને આશ્ચર્ય મગ્ન કરનાર, સ્વકુળને ઉન્નતિના શિખરપર આરોહણ કરાવનાર, કુળલક્ષ્મીના મુકુટ સમાન, બે પુત્ર થયા. મહાન્ વિભૂતિથી પુત્રનો જન્મ મહોત્સવ કર્યા બાદ, રાજાએ બન્ને પુત્રોનાં અનુક્રમે **કીર્તિપાલ** અને **મહીપાલ** નામો ધારણ કર્યાં. નીતિધર્મપાલક ધર્મીરાજાના ઉદાર હૃદયમાં અનેક વિશિષ્ટ ગુણોનો વાસ હતો અને તેથીજ તે સર્વ જનમાન્ય અને અનુલ્લંઘનીય વાક્યોવાળો હતો. સર્વ પ્રજા તેની આજ્ઞા-

પાલનમાં આનંદ માનતી હતી અને એકે અવાજે તેના ગુણોનું યશોગાન કરતી હતી. પ્રજાને સંપૂર્ણ વિશ્વાસ હતો કે અમારા રાજા જે કાંઇ અમોને ફરમાવે તેમાં અમારૂં શ્રેય રહેલું છે, કદી પણ અમોને તે ઉન્માર્ગે ગમન નહિજ કરાવે; કહ્યું છે કે–"**गुणाः पूजास्थानं, गुणीषु न च लिंगं नच वयः**" ગુણવાન્ પ્રાણીઓમાં રહેલા તેમના ઉચ્ચતર ગુણોજ તેમની પૂજનીયતાના પ્રતિપાદક છે, નહિ કે તેઓનો વેષ કે તેઓની ઉમ્મર ગુણાનુરાગી કે ગુણપક્ષપાતીની દૃષ્ટિ માત્ર તેમના ગુણો પ્રત્યેજ હોય છે, ભલે તેના શરીર ઉપર રહેલા સુંદર પોષાકથી ક્ષત્રીય વીર જણાતો હોય, સુંદર જવાહીર અને સુવર્ણ રત્નના આભૂષણથી અલંકૃત હોય, યાતો જીર્ણપ્રાય અને અનેક જગ્યાએ સાંધાવાળા મલીન ચીવર ધારણ કરવાથી દીનદુઃખી કંગાલ જેવો જણાતો હોય. ભલે તે વૃદ્ધ હોય કે યુવાવસ્થાના સૌંદર્યથી વિભૂષિત હોય અથવા તો બાલચેષ્ટામાં રમણ કરનારો બાળ હોય. વિવેકી પ્રાણીઓની દૃષ્ટિ આ સર્વ અવસ્થાઓની ઉપેક્ષા કરી એકાંતગુણગ્રાહિણીજ હોય છે.

ગુણસમૂહથી ભરપૂર રાજાના અંતરમાં લોકોત્તર અને સર્વગુણશિરોમણી એવો એક અસાધારણ ગુણ હતો કે જે ગુણનું નામ શ્રવણ ગોચર થતાં તે ગુણધારી રાજા પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થયા વિના ન રહે. જે મહાન્ ગુણની મુક્તકંઠે પ્રશંસા કરી સમર્થ અને સાતિશય જ્ઞાનસંપન્ન પૂર્વઋષિઓએ પોતાની જીવ્હા પવિત્ર કરી અને સમર્થ શાસ્ત્રકારોએ લેખીનીદ્વારા તેનો ઉલ્લેખ કરી, પોતાના કર કમલોને પાવન કર્યા; તેજ પરનારીસહોદર ગુણ રાજાના નિર્મલ હૃદયમાં રગે રગે પરિણમેલો હતો. વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલક અનર્ગલ પુન્યના સંપ્રાપક થાય એ નિઃસંશય વાત છે; પરંતુ માત્ર અન્ય સ્રીથી પરાઙ્ગમુખ એટલે અન્ય સ્રીને પોતાની માતા યા ભગની તુલ્ય માનનાર એટલે કે દેશથી

બ્રહ્મચારી કાંઈ ઓછા પુન્યના ભાગીદાર નથી થતા. જેમ રણસંગ્રામમાં શત્રુ સૈન્યની સન્મુખ છાતીએ જનારા શત્રુઓને કદી પણ પોતાની પીઠ નહિ દર્શાવનારાઓમાંજ શુરવીરપણુ, નીડરપણું ઈત્યાદિગુણોની વિદ્યમાનતા માની શકાય છે; તેવીજ રીતે અન્ય સ્ત્રી પ્રત્યે તેનાથી ઉલટુંજ વર્ત્તન કરનાર અર્થાત્ તેમના પ્રત્યે માતૃભાવ યા ભગિનીભાવ ધારણ કરતા પોતાની છાતી નહિ દર્શાવનારા, પ્રાણ જવા સુધીના કટોકટીના પ્રસંગે પણ પોતાના કુળને કલંકિત નહિ કરનારા, સ્વધર્મથી અવિચલિત દૃષ્ટિવાળાઓમાંજ સાચી શૌર્યતા, નિડરતા અને અજેયતા માનવામાં આવે છે. તે મહાન તેજસ્વીઓના પ્રત્યે રાજા મહારાજાઓ મનુષ્યો તો દૂર રહો પણ મહાન્ પુન્યશાળી ઋદ્ધિપૂર્ણ દેવતાઓ અને અનેક દેવ દેવીઓના સ્વામી ઇંદ્રોપણ વાત્સલ્યભાવ ધારણ કરે છે, ચરણકમલની સેવા કરે છે અને દરેકે દરેક કાર્યમાં સહાય કરે છે. સ્વકાન્તાસંતોષી પુરૂષ યા સ્વકાન્તસંતોષી સ્ત્રી પ્રત્યે વિધિ પણ અનુકુલ થાય છે. જેઓના સદ્વર્તનના પ્રભાવે વિષમ કાર્યો પણ નિર્વિઘ્ને સમાપ્ત થાય છે. અસહ્ય અથવા દુ:સહ્ય સંકટો પણ દૂર ચાલ્યા જાય છે. ભયાક્રાન્ત અટવી પણ નિર્ભય રીતે ગમન કરવા લાયક થઇ જાય છે. શાસ્ત્રોમાં એ મહાનુભાવોનાં અનેક જ્વલંત દૃષ્ટાંતો દર્શાવવામાં આવ્યાં છે. અનેક સતીશીરોમણી સ્ત્રીઓએ પોતાના સતીત્વના પ્રભાવે મહાભારત કાર્યો કર્યાં છે, અને અનેક દુખીઓને દુ:ખ મુક્ત કર્યા છે. તેવીજ રીતે શીલવાન્ પુરૂષોએ પણ પોતાના આચાર વાણી અને કાર્યોદ્વારા સમગ્ર ભૂમંડલને આશ્ચર્યમગ્ન કર્યું છે. હૃદયની ઉચ્ચતમ ભાવનાપૂર્વક તે પરનારીસહોદરવ્રતનું પાલન કરતા અને નીતિથી રાજ્યપાલન કરતા સત્ત્વશાલિ રાજાની કીર્તિ દિગંતરમાં વિસ્તાર પામવા લાગી. ઉત્તમ સ્વામિની પ્રાપ્તિથી અત્યંત હર્ષપૂર્ણ હૃદયવાળી કીર્તિદેવીએ આકાશમંડળમાં પણ પોતાનું નૃત્ય શરૂ કર્યું,

અર્થાત્ જેના ગુણની પ્રશંસા દેશદેશાંતરમાં તો દૂર રહો પરન્તુ દેવલોકમાં પણ પહોંચી.

એક દિવસ લગભગ મધ્યરાત્રીના સમયે રાજાના શયન મંદિરમાં સૌંદર્યવાન્ અને તેજસ્વી કોઇ સ્ત્રીએ પ્રવેશ કર્યો. રાજા નિદ્રારહિત જાગતો બેઠો હતો, દિવ્યરૂપવાન્ સ્ત્રી એકદમ રાજા સન્મુખ આવી પહોંચી. જેની તેજસ્વી મુખમુદ્રા ઉપર શોકનાં ચિન્હો સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થતાં હતાં, જેનું હૃદય પણ દુઃખાક્રાન્ત હોવાથી વિહ્વલ જણાતું હતું. રાજાએ સન્મુખ રહેલી સ્ત્રીને જોઇ.

વાંચક મહાશયો ! રાજા સન્મુખ રહેલી સ્ત્રી તે કોઈ માનુષી નહતી; પરંતુ રાજાની કુળદેવી પ્રત્યક્ષ થઇ રાજા પાસે આવી હતી. શોકાક્રાન્ત હૃદયવાળી કુળદેવીએ મ્લાન મુખે નીચેની હકીકત જણાવી.

" રાજન્ ! હું તારી કુલપરંપરાની રક્ષક કુળદેવી છું. શોકજનક વૃત્તાંત દર્શાવવા તારી પાસે આવી છું, જો કે તે હકીકત દર્શાવતાં મારૂં હૃદય ભરાઇ આવે છે, જીહ્વા ઉપડતી નથી, છતાં નિરૂપાયે તે જણાવવું પડે છે, તે જણાવ્યા વિના ચાલી શકે તેમ નથી. જ્ઞાનદ્વારા જે હકીકત મેં જાણી છે તે હું તારી સમક્ષ સ્પષ્ટતાથી પ્રતિપાદન કરૂં છું. અવનિપતિ ! અલ્પ સમયમાં તારૂં સુખપૂર્ણ જીવન દુઃખમય બનશે. રાજવૈભવના સુખનો અનુભવ જે તું કરે છે તે સર્વ સુખ તારી દૃષ્ટિપથથી દૂર થશે અને દુઃખના મહાન વિષમ ડુંગરો તારી નજર આગળ તરવરશે. તારા સુખનો ઉચ્છેદ અને દુઃખમય સ્થિતિ જોઈ મારૂં હૃદય કંપે છે. સુખની અવિચ્છિન્ન પરંપરાનો ઉચ્છેદ અટકાવવાને માટે અને ભાવી સંકટનો ઉચ્છેદ કરવા માટે ચારે બાજુએ અવલોકન કરતાં એક પણ માર્ગ મળી શકતો નથી. હૃદયગત સુંદરભાવના સફળ થાય તેવો સમય મારી નજરે આવી શકતો નથી. અમો દૈવી પરાક્રમસંપન્ન દેવતા છતાં પણ

અમારામાં તે સામર્થ્ય નથી કે રાજન્! ભવિષ્યમાં થવા વાળી તારી વિષમ સ્થિતિનો પ્રતિકાર કરી શકીએ; તો પછી મનુષ્યની વાત તો શી કરવી. રણસંગ્રામમાં તીક્ષ્ણ શસ્ત્રોવડે સેંકડો સુભટપંક્તિથી જીત મેળવનાર મહાન્ શુરવીર યોદ્ધાઓ પણ દુઃખનો પ્રતિકાર કરી શકે તેમ નથી."

વાંચક મહાશયો! રાજા પ્રત્યે કથન કરેલાં કુળદેવીનાં વચનો ઉપર પૂર્ણ વિચાર કરવાની જરૂર છે. કેટલીક વખતે પુત્ર કલત્રાદિ સંબંધી ધારેલી ધારણા સફળ કરવા ખાતર જેનો સમાગમ મિથ્યાત્વ ઉત્પન્ન કરે તેવા મિથ્યાદર્શની દેવ દેવીઓની માનતા કરવાની અધમ ભાવનાઓ અંતરમાં ઉત્પન્ન થાય છે. વિચારણા માત્રથી વિરામ નહિ પામતાં તેઓ ધન ધાન્ય પુત્ર કલત્રાદિના મોહમાં લુબ્ધ થઇ પત્નિના પ્રેરાયા અકરણીય કાર્યો કરવા તત્પર થઈ જાય છે, જો કે વિચારશીલ વિવેકી ધર્મતત્ત્વના પરિચિંતક અને વાસ્તવિક સ્થિતિના જાણનારાઓનાં અંતરમાં કદીપણ તે ભાવનાઓ ઉત્પન્ન થાયજ નહિ, કોઇ વખત પ્રમાદ દશામાં તેવી વિચારણા ઉત્પન્ન થાય તો તરતજ અન્ય શુભ ભાવનાથી તે અધમ વિચારણાનું નિર્મૂલ ઉન્મૂલન કરે છે, કદીપણ તે વિચારણા તેઓમાં કાર્ય રૂપે પરિણમતી નથી માત્ર મોહમુગ્ધ અને નિબિડ અજ્ઞાન અંધકારમાં રહેલા પ્રાણીઓનીજ તેમાં પ્રવૃત્તિ હોય છે.

કુળદેવીની હકીકત ઉપરથી આપણે સ્પષ્ટ સમજી શકયા કે—સમર્થ દેવતાઓ પણ કર્મ પરિણામને અન્યથા કરી શક્તા નથી.

પુન્યોદયના પ્રભાવે કેટલીક વખતે પ્રયત્ન વિના પણ પ્રસન્ન થયેલા દેવતાઓ વિષમ પ્રતિબંધકોમાંથી પસાર કરાવી સ્વભાગ્યાનુસાર ફળ પ્રાપ્તિમાં સહાયક બને છે. અશુભ કર્મના ઉદયે પ્રાણીઓને પ્રભાવસંપન્ન દેવતાઓ પણ કશું કરી શકતા નથી, ભલે તે પોતાના ભક્તા હોય યા પૂર્વ-

ભવના સ્નેહી હોય યા પોતાના સ્વજન વર્ગ હોય. તેઓને સુખી કરવાની પોતાની તીવ્ર ભાવના અંતરમાંજ વિલય પામે છે. તે ભાવના સફળ કરવાનો કોઇ પણ માર્ગ તેમને મળી શકતો નથી. દૃષ્ટાંત તરીકે આપણે જાણીએ છીએ જે ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણ વાસુદેવના બંધુ બળદેવ ચારિત્ર અંગીકાર કરી, પરિષહ ઉપસર્ગો સહન કરી, વિશુદ્ધ ચારિત્ર પાલનના પ્રભાવે પંચમ દેવલોકમાં દેવતા થયા. અવધિજ્ઞાનથી ત્રીજી નારકીમાં વિષમ સંકટ સહન કરતા પોતાના કૃષ્ણ બંધુને જોઇ હૃદય દુઃખી થયું. બંધુને નરકદુઃખમાંથી મુક્ત કરવાની પ્રબળ ઇચ્છાવાળા બળદેવ અનેક દેવતાઓના સ્વામી છતાં પણ કૃષ્ણનું દુઃખ દૂર કરવા સમર્થ થયા નહિ. દેવલોકમાં લઇ જવાનો પ્રયત્ન કર્યો તેનાથી કૃષ્ણને અધિક અધિક દુઃખ થવા લાગ્યું. છેવટે કૃષ્ણે બંધુને કહ્યું ભાઈ! મને છોડી દે, તારા આ પ્રયત્નથી મને અધિક દુઃખ થાય છે. ઉપાર્જન કરેલાં અશુભ કર્મનાં ફળ ભોગવવાંજ પડે છે, કર્મપરિણામની પ્રબળ સત્તાનો ઉચ્છેદ કોઇથી પણ થતો નથી, દુષ્કર્મના ઉદયે પ્રાણીઓ આવી વિચિત્ર દુર્દશાનો અનુભવ કરે છે.

આ ઉપરથી આપણે જાણી શક્યા કે પાપના ઉદયે સમર્થ દેવતાઓ પણ સહાય કરી શકતા નથી. પ્રબળ પુન્યોદયે અલ્પ સામગ્રી છતાં પરાક્રમી યોદ્ધાઓ સામે વિજય મેળવી શકાય છે, ક્રોધાયમાન થયેલા દુશ્મનો પણ લેશ માત્ર વિરૂપ આચરણ કરી શકતા નથી, સમર્થ ઇંદ્રો પણ જેનો વાંકો વાળ સરખો પણ કરી શકતા નથી, જેનું જ્વલંત દૃષ્ટાંત ત્રણ જગતના નાથ અંતિમ તીર્થપતિ **શ્રીમહાવીરસ્વામિ** મહારાજા ભવ્ય કમલ વનને પ્રફુલ્લિત કરતા રાજગૃહી નગરીની બહાર ઉદ્યાનમાં સમવસર્યા. તે અવસરમાં દરરોજ છ પુરૂષો અને એક સ્ત્રીની હત્યા કરનાર અર્જુનમાળીના ભયથી કોઈપણ મનુષ્ય વંદન કરવાને માટે જઇ શકતું નહોતું; પરંતુ સુદર્શન શ્રેષ્ઠિએ ભગવંતનું આગમન સાંભળ્યું અને

અતિ પ્રસન્ન થયો, રોમાંચ વિકસ્વર થયા અને વંદન, ધર્મ શ્રવણુની તીવ્ર ઉત્કંઠા જાગૃત થઇ. મહાન પ્રયત્ને માતા પીતાને સમજાવી ભગવાન પાસે જવા નિકળ્યો. મુદ્ગરપાણી યક્ષાધિષ્ટિત અર્જુનમાળી મોગર ઉલાળતો સુદર્શન સન્મુખ આવ્યો. સુદર્શને મરણાંત કષ્ટ જાણી સાગારી અનશન કર્યું. સુદર્શનના પુન્યપ્રભાવે યક્ષ કાંઇ પણ કરી શકયો નહિ, પરંતુ તેનું તેજ સહન ન કરી શકવાથી અર્જુન માળીના અંગમાંથી નીકળી ચાલ્યો ગયો. ત્યાર પછી સુદર્શનના મુખથી પોતાના સઘળા સમાચાર જાણી અર્જુન માળીને પોતાના પાપનો પશ્ચાત્તાપ થયો અને સુદર્શનની સાથેજ ભગવાનનાં દર્શન કરવા ગયો. દેશના સાંભળી, ચારિત્ર અંગીકાર કર્યું. આત્મશુદ્ધિના માર્ગે પ્રયાણ કરી સ્વકાર્ય સાધી શકયો. આવી રીતે સુદર્શન ને ક્રુર યક્ષ પણ કાંઇ કરી શકયો નહિ. કેમ કે પુન્યશાળીઓને કોઇપણ સ્થળે દુખ નથી. એક સ્થળે એક કવિશ્રીએ કહ્યું પણ છે કે:—

" मुदितान्यपि मित्राणि, सुक्रुद्धाश्चैव शत्रवः ।
नहीमे तत्करिष्यन्ति, यन्न पूर्वं कृतं त्वया ॥ "

ભાવાર્થ—જો પૂર્વે તથાપ્રકારનું સદ્વર્તનદ્વારા પુન્ય ઉપાર્જન ન કર્યું હોય તો અતિ પ્રસન્ન થયેલા તારા પ્રિય મિત્રો સામર્થ્યસંપન્ન હોય તો પણ તને લેશ માત્ર પણ શાંતિ નહી કરી શકે, તેવીજરીતે જો પૂર્વે તથાપ્રકારનું વિરૂદ્ધ આચરણદ્વારા અશુભ કર્મ ઉપાર્જન નહિ કર્યું હોય તો ક્રોધાયમાન થયેલા તારા કઠોર અંતઃકરણવાળા શત્રુઓ પણ અલ્પમાત્ર પરાભવ નહિ કરી શકે.

ઉપર્યુક્ત વૃત્તાંતથી જાણી શકાય છે કે તથાપ્રકારની સુખ સામ્રાજ્યની સંપ્રાપ્તિ, ધન ધાન્ય પુત્ર કલત્રાદિ પરિવારનો ચિરસ્થાયિ સમાગમ, તથા તેજ સંપત્તિનો અસદ્ભાવ અને પ્રિય વસ્તુનો વિયોગ આ સર્વે પોતાના શુભાશુભ અનુષ્ઠાનદ્વારા ઉપાર્જન કરેલા પુણ્ય અને પાપનેજ આધીન છે.

કુળદેવી રાજા સમક્ષ પોતાની દુઃખ પ્રતિકાર વિષયક અસામર્થ્યતા દર્શાવી કહે છે કે–તે છતાં પણ રાજન્! જો તારી આજ્ઞા હોય તો મારા બનતા પ્રયત્ને વૈભવ ભોગવવા યોગ્ય તારી યુવાવસ્થા અતિક્રાંત થતા સુધી કાલવિલમ્બ કરૂં. રાજાના મુખથી પ્રત્યુત્તરની રાહ જોતી દેવી મૌનનું અવલમ્બન કરી ઉભી રહી. રાજાએ પ્રણામપૂર્વક દેવીના મુખથી નિકળતા પ્રત્યેક શબ્દો લક્ષ પૂર્વક શ્રવણ કર્યા. તે શબ્દોએ વિજળીની માફક રાજાના અંતઃકરણ ઉપર અસર કરી. પગક્રમી અને નિડર રાજા ધૈર્ય છોડી ભયભીત થયો, હૃદય પણ શુન્ય થયું, પરંતુ તે વ્યાકુળતા વધુ વખત રહી નહિ. થોડા જ વખતમાં હાર્દિક વિચારણા પરાવર્તિત થઇ, શુરવીરે શૌર્યતાને ઉત્તેજીત કરી, સ્વાભાવિક ધૈર્યતાએ અંતરમાં પ્રવેશ કર્યો. આ અવસરે રાજાના મનોમંદિરમાં સુંદર વિચારમાળાનો પ્રાદુર્ભાવ થયો.

" આપત્તિના સમયે જે મનુષ્યો પોતાનાં અંતઃકરણ વિહ્વળ નહિ બનાવતાં સ્વસ્થ રાખી શકે છે, નિડર શૌર્યતા દર્શાવતા તેની સન્મુખ થાય છે, તેજ મનુષ્યો પોતાના આંતરિક બળ ઉપર નિર્ભર રહી શકે છે, તેઓને બીજા કોઇપણ મનુષ્ય તરફથી સહાય્યની અપેક્ષા રહેતી નથી. સત્ત્વનિધિ હૃદયમાં એજ વિચાર કરે છે કે–મારાં સર્વ કાર્યો મારેજ કરવાનાં છે, તે કાર્યમાં બીજાઓની કશી જરૂર નથી તેમ બીજાઓ કરી શકે પણ નહિ. રણસંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાની તીવ્ર અભિલાષાવાળો સાત્વિક યોદ્ધો પોતે શસ્ત્ર સજ્જ કરી અગ્રગામી થાય છે. શત્રુશૈન્યના મુખ આગળ પણ પોતે પહોંચે છે. તીક્ષ્ણ શસ્ત્રના પ્રહારો પણ પોતે સહન કરે છે, અને વિજયપ્રાપ્ત કરે છે, તેવીજ રીતે મારે પણ દેવીએ દર્શાવેલ ભાવીસંકટના યુદ્ધમાં વિજય મેળવવાનો છે."

આવી સુંદર વિચારણા પૂર્વક સુંદર રાજાએ દેવી સમક્ષ

પોતાના આંતરિક ઉદ્ગારો જાહેર કર્યા–હે દેવી! ચિંતા કરશો નહિ, હૃદયને સ્વસ્થ કરો, આવી રીતે દીનતા કરવાથી તે દુ:ખ દૂર થઈ શકે તેમ નથી. દેવી તમો પોતેજ જાણી શકો છો કે–જીવોને પોતાના અશુભ અનુષ્ઠાનદ્વારા ઉપાર્જન કરેલા દુષ્કર્મોના કટુક ફલોનો અનુભવ કરવો પડેજ છે, તેમાં કોઇનું કાંઇ પણ ચાલી શકતું નથી. અનેક પ્રયત્નો કરવા છતાં પણ તથા પ્રકારના ક્લિષ્ટ અધ્યવસાયપૂર્વક બંધાયેલાં કર્મો ફળ આપ્યા વિના દૂર થઇ શકતાં નથી, તાણો તાણનારની માફક આત્મા વિચિત્ર પ્રકારના કર્મનો બંધ કરે છે અને વણકરની માફક દૈવ ( કર્મોદય ) બંધને અનુસાર ફળ અર્પણ કરે છે. તાણો તાણનાર જેમ વિચિત્ર વર્ણાદિકનો તાણો કરે અને તેને અનુસાર વણકર પટ તૈયાર કરે છે તેવીજ રીતે મિથ્યાત્વાદિક હેતુથી પૂર્વે આત્મા જેવા પ્રકારના કર્મનો બંધ કરે છે તેને અનુસાર ઉદયાવસ્થામાં તે કર્મના ફળનો અનુભવ કરે છે. જેમ નિર્વિવેકી, વિનયહીન, આજ્ઞાલુમ્પક છતાં પણ પુત્ર પોતાના પિતા પાસે બલાત્કારથી દ્રવ્યનો વિભાગ માંગે છે તેવીજ રીતે દુષ્કર્મ પણ પોતાના ઉત્પાદક પિતા આત્મા પાસે પુન્યની માફક આયુષ્યના ભોગની યાચના કરે છે, અર્થાત્ જીંદગીનો અમુક વિભાગ જેમ પુન્યના પ્રભાવે સુખમાં વ્યતીત થાય છે તેમ પાપના પ્રભાવે અનિચ્છાએ દુ:ખમાં પણ નિર્ગમન કરવો પડે છે, માટે દેવી! તે વિષમ પરિસ્થિતિ કોટી ઉપાયે દૂર તો થવીજ નથી. હાલ નહિ તો છેવટે વૃદ્ધાવસ્થામાં પણ તે ઉપસ્થિત થવીજ છે તો હાલજ તે દુખનો અનુભવ હો. યુવાવસ્થામાંજ તે સંકટ સહન કરીશ. હું તે સહન કરવાને સજ્જ થયો છું. દેવી આપેતો મારા ઉપર સ્નેહને લઈને દુ:ખના વિલમ્બનો માર્ગ દર્શાવ્યો, પરંતુ વિચાર કરતાં હાલજ તેવો સમય વ્યતીત કરવો દુરસ્ત ધારૂં છું, માટે આપને હવે વિલમ્બને માટે પ્રયત્ન કરવાની જરૂર નથી.

આવા વિષમ સંકટપ્રાપ્તિના પ્રભાત સમયે પણ સુંદર ગુણયુક્ત સુંદર રાજાના વિકસિત વદનમાંથી નીકળતા ધીરતા, વીરતા અને ગંભિરતાદર્શક વચનો શ્રવણ કરી દેવી શોકપૂર્ણ હૃદયે સ્વસ્થાને પહોંચી.

પરાક્રમી રાજાએ દુખપ્રાપ્તિના અવસરે ચિત્તની સ્વસ્થતા સ્થિર રાખવા ખાતર પ્રથમથીજ સુખનો પ્રતિબંધ દૂર કર્યો, મતલબ કે રાજાને હવે પૂર્વસુખનું સ્મરણ પણ થતું નથી. રાજાનું હૃદય હવે વિષમ સંકટ પ્રાપ્ત થયા પહેલાં ક્યા માર્ગે અનુસરવું, કઇ સ્થિતિમાં રહેવું, ક્યાં જવું, અને કેવી રીતે દુખનો અનુભવ કરવો, એ સંબંધી વિચારશ્રેણિમાં આરૂઢ થયું.



## પ્રકરણ ૨ જું.



### દેશાન્તર પરિભ્રમણ.



" आपत्तिमृत्युशत्रूणा–मवश्यंभाविनां भटः ।
संमुखैरेवगन्तव्यं, नश्यतां हीनसत्त्वता ॥ "



વિપત્તિના સમયે નિઃસત્ત્વવાન પ્રાણીઓ ધૈર્ય ખોઇ બેસે છે અને હૃદયને મલીન વિચારોથી આલિંગિત કરી તેનો પરાભવ કરવા તત્પર થાય છે. સંકટ પ્રાપ્ત થયા પહેલાંજ અંતઃકરણને એવું તો નિર્બળ બનાવે છે કે જેના પરિણામે સુખના કર્ણપ્રિય વાજીંત્રોના મધુર સ્વરોમાં પણ દુઃખના કલેશકારી, કઠોર અને ભયાનક શબ્દો કર્ણગોચર થાય છે, તેજસ્વી શરીર અને આનંદપૂર્ણ મુખારવિંદ નિસ્તેજ અને શોકગ્રસ્ત થાય છે, અને ચિત્તની વિહ્વળતાથી નિકટ ઉપકારીઓનું પણ માન જાળવી શકતા નથી.

જ્યારે પરાક્રમહીન પ્રાણીઓ આવી રીતે દુઃખના અવસરે અંતઃકરણને મલીન કરી ભયાક્રાન્ત થઈ દુઃખથી બચવા માટે આમ તેમ ફાંફા મારે છે, ત્યારે સત્ત્વશાલિ વીર પુરૂષો શૌર્યતા દર્શાવતા તેજ દુઃખની સામા ધસે છે અને ધૈર્યતાનું અવલંબન કરી અંતઃકરણ સ્વસ્થ રાખી શુરવીર યોદ્ધાની માફક દુઃખશત્રુનો પરાજય કરવા કટીબદ્ધ થાય છે. વિષમ સંકટમાં પણ તેવી માનસિક વ્યથાનો અનુભવ કરતા નથી. પડતાનું અવલંબન નહિ લેતાં અંતરમાં ઉચ્ચતર ભાવનાઓને સ્થાન આપતા શાંતિમય જીવન પસાર કરે છે. દુઃખની સામા થનારા ક્ષત્રીયવીર સુભટોના કાર્યની અનુમોદના કરતા તેઓનાજ પગલે અનુસરવા પ્રયત્નશીલ થાય છે. સન્મુખ રહેલા મૃત્યુને દેખીને નિષ્પરાક્રમીઓનું હૃદય થરથર કંપે છે, તેવું કઠીન કાર્ય કરતાં જો તેવો અવસર આવે તો કાર્યને પડતું મુકી પ્રાણ રક્ષણ કરવા ખાતર છીદ્રો શોધે છે, ત્યારે શુરવીર મૃત્યુના મુખમાં પગ મુકી પોતાનું કાર્ય સિદ્ધ કરવા તનતોડ પ્રયત્ન કરે છે, અર્થાત પ્રાણાંતે પણ તે કાર્યથી પાછા નહિ પડતાં સંપૂર્ણ પાર ઉતારે છે. કેમકે "[1]**अङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति**" આ સૂત્રને પોતાના વર્ત્તનદ્વારા સત્ય ઠરાવે છે. ખરેખરા કટોકટિના પ્રસંગેજ સાત્ત્વિકોની સાત્વિકતાની કિંમત અંકાય છે. સ્વપરોપકારમાં પ્રવર્ત્તમાન થયેલા સુભટોને મરણનો ભય હોતો નથી, જો તેઓ મરણનો ભય રાખે તો તેવા મહાભારત કાર્યો તેમનાથી થઇ શકે નહિ. કાર્ય સંપાદન કરવાની તીવ્ર ભાવનાવાળા વિઘ્નોની રાહ જુવે છે, તેઓ એમ જાણે છે કે કષ્ટની પાછળ સિદ્ધિ રહેલી છે. "**कष्टान्तरिता सिद्धिः**" જ્યાં સત્ત્વહીનોને કાર્ય કરતાં અનેક આશંકાઓ ઉત્પન્ન થાય છે અને મરણ દેખી ભયભ્રાન્ત થાય છે, ત્યાં પરાક્રમીઓ નિડરપણે કાર્ય કરવા ઉત્સુક થાય છે અને મરણની સન્મુખ ગમન

---

૧. વિવેકી પ્રાણીઓ અંગીકાર કરેલાં કાર્યને સંપૂર્ણ પાર ઉતારે છે.

કરે છે. તેવીજ રીતે જ્યારે પરાક્રમી સુભટો શત્રુની સન્મુખ જઇ શત્રુ તરફથી ફેંકાતા તિક્ષ્ણ શસ્ત્રના પ્રહારો સહન કરે છે અને શરીરમાંથી નિકળતા રૂધીરની પણ દરકાર કર્યા વિના શત્રુ તરફજ દૃષ્ટિ રાખી પોતાના અમોઘ શસ્ત્રનો ઉપયોગ કરતા આગળ ધસ્યા જાય છે, શરીરસંરક્ષણનો એક પણ માર્ગ નહિ શોધતાં સીધા શત્રુસૈન્યમાં કેશરીઆં કરીને પડે છે, અને તેજ શુરવીર શત્રુનો પરાજય કરી વિજય પતાકા આકાશમાં ફરકાવતો અને દિગંતરમાં કીર્તિપટહને વિસ્તારતો અનેકને આનંદમગ્ન કરે છે, ત્યારે નિ:સત્ત્વવાન શત્રુ સૈન્યમાં રહેલા બળવાન સુભટોના અને તેમના ભયાનક શસ્ત્રોના દર્શનથી જ ભયની આશંકા કરતો અને માર્ગે ચાલતાં છુપી રીતે શરીર સંરક્ષણના છીદ્રો શોધતો, રણસંગ્રામમાં સુભટો સાથે પ્રયાણ કરે છે અને જ્યારે તેવો બારિક સમય આવે ત્યારે છુપી રીતે ચોરની માફક નાશી જાય છે. આવા નિર્માલ્ય સુભટો કદી પણ શત્રુનો પરાજય કરી વિજયપતાકા ગ્રહણ કરી શકતા નથી.

શૂરવીર સુંદર રાજાના હૃદયમાં એજ વિચારણા ઉત્પન્ન થઈ કે—" આ દુનિયામાં જે પ્રાણીઓ જન્મ પામી આપત્તિ, મૃત્યુ અને શત્રુઓથી ભયભીત થઈ આંતરિક બળ ગુમાવી દેછે, તેના જેવા પરાક્રમહીન બીજા કોણ હોઇ શકે ! ત્યારે ખરેખરા શુરવીર સુભટો તો તેજ છે કે—જેઓ આપત્તિ, મૃત્યુ અને શત્રુઓની સન્મુખ ગમન કરે છે, તેનાથી પરાજય નહિ પામતાં તેનો પરાજય કરવા સામા ધસે છે અને પોતાનું પરાક્રમ ફોરવે છે. માટે સાચા સુભટે તો અવશ્ય તેની સન્મુખજ ગમન કરવું જોઇએ." વિચારવંત અને વિવેકી રાજાના હૃદયમાં આ વિચારો ઉપસ્થિત માત્ર થયા એટલુંજ નહિ, પરંતુ તેને અમલમાં મુકવા માટે કટીબદ્ધ થયો. ઉત્તમ પ્રાણીઓના આચારવિચાર અને વાણીમાં પ્રાય: ભિન્નતા હોતીજ નથી. જેમ શુરવીર સુભટ રણવાજીંત્રના નાદથી ઉત્તેજીત થઈ શત્રુનો પરાભવ કરવા તૈયાર થાય તેમ રાજા

પણ ભાવી સંકટનો પરાભવ કરવા સન્મુખ થયો. આપણે જાણીએ છીએ કે દેવીના વચનો સાંભળ્યા પછી તરતજ તેણે સુખનો પ્રતિબંધ દુર કર્યો હતો. હવે રાજાએ પણ આગળ પ્રયાણ કર્યું. આત્મબળ ઉપર નિર્ભર રહેનાર રાજાએ હૃદયસાથે નિર્ણય કર્યો કે-મારે આ રાજ્ય કે રાજમહાલયની કશી જરૂર નથી. મારી વ્હાલી પતિવ્રતા પ્રાણપ્રિયા મદન-વલ્લભા અને મુગ્ધાકૃતિવાળા કિર્ત્તિપાલ અને મહીપાલ બન્ને પુત્રોજ મારૂં સર્વસ્વ છે, તો આ કુટુંબ સાથે સંકટ સહન કરવા દેશાન્તર પરિભ્રમણ કરવું એજ મારે માટે શ્રેયકારી છે.

પૂર્વોપાર્જીત શુભાશુભ કર્મોને અનુસાર પ્રાણીઓની મતિ પ્રવર્ત્તમાન થાય છે. અન્ય શાસ્ત્રકારો પણ દર્શાવે છે કે-

" यथा यथा पुर्वकृतस्य कर्मणः, फलं निधानस्थ मिहावति ष्ठते ।
तथा तथा तत्प्रतिपादनोद्यता, प्रदीपहस्तेव मतिः प्रवर्त्तते ॥"

ભાવાર્થ-શુભ યા અશુભ કાર્યદ્વારા પૂર્વે ઉપાર્જન કરેલા કર્મના ફળો નિધાનમાં રહેલા દ્રવ્યની માફક આ ભવમાં પ્રાપ્ત થાય છે અને હાથમાં રહેલો દીપક જેમ અંધકાર દૂર કરી માર્ગ દેખાડે છે, તેમ કર્મને અનુસાર પ્રાપ્ત થયેલી મતિ તે ફળોનો અનુભવ કરાવવામાં માર્ગદર્શક બને છે.

વાંચક મહાશયો ! આ સ્થળે જણાવવાની જરૂર છે કે-સર્વ કોઈ કાર્ય સિદ્ધિના પ્રત્યેક સાધનોમાં અર્થીપણું એ અમુક અંશે પ્રબળ સાધન ગણી શકાય છે. અર્થીપણું કહો કે તે કાર્ય કરવાની તીવ્ર ઉત્કંઠા કહો અથવા તીવ્ર અભિરૂચી કહો આ સર્વ શબ્દો એકજ અભિપ્રાયના સૂચક છે. જેમ જેમ અર્થીપણાની અધિકતા તેમ તેમ કાર્યની સત્વર સફળતા અને જેમ જેમ અર્થીત્વની ન્યૂનતા તેમ તેમ કાર્યની નિષ્ફલતા. જે કાર્ય પ્રત્યે અર્થીપણું છે તે કાર્ય ઘણા પરિશ્રમથી થતું હોય છતાં તેમાં તે અર્થીને કંટાળો આવતો નથી અને સ્હેલાઈથી તે પાર પાડી શકે છે. ભલે તે કાર્ય ન્હાય-તો ધાર્મિક હોય યા વ્યાવહારિક હો. વિઘ્નો પણ જાણે

તેનાથી ભય પામતા હોય તેમ દૂર નાશી જાય છે. વિષમ કાર્યસિદ્ધ કરતાં કદાચ માર્ગમાં વિઘ્ન આવે તો તેને ઉચ્છેદ કરવાનો માર્ગ પણ સહેલથી શોધી શકે છે, જ્યાં તે કાર્ય કરવાની તીવ્ર ઉત્કંઠા નથી હોતી ત્યાં પ્રતિબંધકો ન હોય તોપણ આશંકા ઉત્પન્ન થાય છે અને ભયથી આ કાર્ય મારાથી નહિ બની શકે, આવા નિર્માલ્ય ઉદ્દગારો જાહેર કરે છે, ત્યારે આ સુંદર રાજાના હૃદયમાં તીવ્ર અર્થીપણું પ્રગટ થયું હતું અને પરાક્રમ પણ તેવું હતું. જો કે એકલું પરાક્રમ કાર્યસાધક હોઇ શકતું નથી. પરાક્રમ સાથે વિવેકની પણ જરૂર છે. વિવેકવિનાનું કેવળ પરાક્રમ મદોન્મત્ત હસ્તીસમાન છે. તેનાથી લાભની પ્રાપ્તિ નહિ પણ કેવળ નુકશાન જ થાય છે, તેમજ એકલો વિવેક હોય અને પરાક્રમ ન હોય તો તે પણ કાર્યસાધક હોતો નથી. શસ્ત્રકલામાં પ્રવીણ અને દુશ્મનને જીતવાની વિધિ જાણતા છતાં રોગગ્રસ્ત શય્યામાં સૂતેલો શી રીતે દુશ્મનનો જય કરી શકે? આ રાજામાં ઉભય ગુણ અસ્તિત્વ ધરાવતા હતા. આ દુનિયામાં વિવેકી પ્રાણીઓ પોતાના પરાક્રમથી શું શું કાર્યો નથી કરી શકતા! કહ્યું છે કેઃ—

"विजेतव्यालंका, चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुविसहायाश्च कपयः।
तथाप्याजौ रामः, सकलमवधीद्राक्षसकुलं;
क्रियासिद्धिं सत्त्वे वसति महतां नोपकरणे॥"

ભાવાર્થ—શસ્ત્રઆદિ ઉપકરણો વિજય પ્રાપ્ત કરવામાં જેટલા સહાયક છે તેના કરતાં પરાક્રમ વિશેષ કાર્યસાધક હોઈ શકે છે. કેટલીક વખતે તો શસ્ત્રઆદિ સામગ્રી સહિત લશ્કરનો મ્હોટો સમુદાય વિદ્યમાન છતાં, નિષ્પરાક્રમતાને લઇને અલ્પ સામગ્રીવાળા પરાક્રમી શત્રુઓ કે-જેના વિજયની સ્વપ્નમાં પણ સંભાવના ન થઇ શકે તેવાઓ પણ વિજય પ્રાપ્ત કરે છે. આથી ખરેખરી ક્રિયાસિદ્ધિ સત્ત્વમાં રહેલી છે; નહિ

શસ્ત્રાદિ ઉપકરણોમાં. આ ઉપરથી એમ પણ ન સમજવું કે ઉપકરણો લેશ માત્ર પણ કાર્ય સાધક નથી. અંશે એ પણ ઉપગારી છે. સતી સીતાનું હરણ કરનાર રાવણ જેવા રાજાનો પરાજય કરી લંકા નગરીનું રાજ્ય ગ્રહણ કરનાર સાત્ત્વિક શિરોમણિ રામ કે જેમણે (રણભૂમીમાં વાનરો જેના સહાયકો હતા) અલ્પ સામગ્રી છતાં પણ દુર્ગમ સમુદ્રનું ઉલ્લંઘન કરી રણસંગ્રામમાં મહા ભયંકર રાવણ રાજાનો અને તેના સહાયક રાક્ષસ સમુદાયનો વિનાશ કરી દુર્જય લંકાનગરીનો જય કર્યો. આ સર્વ કોનો પ્રભાવ ! સત્ત્વનો.

હવે સત્ત્વવાન્ રાજાએ કર્મના પ્રતાપે આવી પડેલી આપત્તિને સહર્ષ સહી લેવાનો વિચાર કરીને વિવેકી, વિનયી અને સર્વ કાર્યમાં સહાયક બુદ્ધિનિધાન સુબુદ્ધિ મંત્રીને બોલાવી વિદેશગમનનો આત્મિક નિર્ણય જણાવ્યો અને ન્યાયપૂર્વક પ્રજાપાલનનો યોગ્ય ઉપદેશ આપ્યો. રાજ્યવૃદ્ધિ અને પ્રજાને સુખની પ્રાપ્તિ ઉભય ધ્યેય મંત્રીના અંતરમાં અન્યૂનાધિકપણે રહેલા હતા, છતાં પણ પ્રજાસંરક્ષણની ઉદાર ભાવનાથી પ્રેરાયેલું રાજાનું હૃદય તે પ્રેરણા કરવા ચૂક્યું નહિ. વળી સાથે સાથે જણાવી દીધું કે 'વિદેશમાં હું કયે સ્થળે છું? મારી કેવા પ્રકારની સ્થિતિ છે? તે સંબંધી કોઇપણ હકીકત જાણવા માટે કાંઇપણ પ્રવૃત્તિ કરીશ નહિ.' રાજાના મુખમાંથી નીકળતા આ શબ્દોએ મંત્રીના હૃદય ઉપર અત્યંત આઘાત કર્યો. સેવકવત્સલ ઉદાર સ્વામીના અણચિંત્યા ભાવિ વિરહની વાત સાંભળી હૃદય ભરાઈ આવ્યું. સ્વામિભક્ત સેવકોને સ્વામીના સમાગમમાં વિશેષ આનંદ હોય છે, સુસ્વામીના વિયોગને તેઓ કદી સહન કરી શકતા નથી, સાચો સ્વામિસેવકભાવ ત્યાંજ રહેલો હોય છે અને તેજ સેવક ઉપર સ્વામીની અમીભરી દ્રષ્ટિ સદાકાળને માટે સ્થાયી હોય છે. સ્વાર્થાંધતામાં નહિ લપટાતાં સુસ્વામીના સર્વ કાર્યોને હર્ષપૂર્વક વધાવી લઇ પોતાની નિમકહલાલતા પણ તેજ સેવકો પ્રગટ કરે છે. રાજાએ અવસરોચિત વચનથી મંત્રીને શાંત

કરી ધૈર્ય આપ્યું. સ્વામીની આજ્ઞાપાલનમાં પોતાનો ધર્મ માનતા મંત્રીએ રાજાનાં સર્વ વચનોનો આદરપૂર્વક સ્વીકાર કર્યો, ત્યાર બાદ સર્વ વૃત્તાંત સુખ દુઃખની સંવિભાજક પોતાની પ્રાણપ્રિયાને જણાવ્યું. રાજવંશીય વીર ક્ષત્રીયાણીમાં તે ક્ષાત્ર તેજ ઝળકતું હતું. પતિની આજ્ઞાનું પાલન કરવું એ કુલીન સ્ત્રીઓની ફરજ છે એટલા માત્રથીજ નહિ પરંતુ જે વિચારોથી રાજાનું હૃદય અલંકૃત થયું હતું તેજ વિચારો રાણીના હૃદયમાં પણ સંક્રમ પામ્યા. પતિના વચનને અનુસાર રાણી તૈયાર થઈ અને પોતાના બન્ને બાળકોને પણ તૈયાર કર્યાં. ભાવિ અવસ્થાને ઉચિત વેષ અંગીકાર કરી, સર્વ રાજ-વૈભવનો તરણાની માફક ત્યાગ કર્યો. વૈભવના ત્યાગ વખતે પણ જેના મુખ ઉપર વિકારની છાયા સરખી પણ દેખાતી નથી એવા તેઓએ શાન્ત ચિત્તે નગરનો ત્યાગ કરી, અરણ્યનો માર્ગ સ્વીકાર્યો. જે રાજાને રાજમહેલની બહાર જવાની અભિ-લાષા થતાંની સાથેજ અનેક સુખાસનો હાજર જ હોય, એક શબ્દનો ઉચ્ચાર કરતાંજ સેંકડો સેવકોની સલામો હજુરમાં ખડી થાય, તેજ રાજાને એક પણ સેવક વિના અને વાહન વિના પગે ચાલીને અરણ્યમાં જવાનો અવસર આવ્યો, અસ્તુ, તે સ્થિતિમાં પણ સાત્ત્વિક રાજાના ચિત્તની નિર્મળતા વિનાશ ન પામે, પરંતુ જેણે કદી જનાનાની બહાર પણ પગ મુક્યો નહિ હોય, જેના સંરક્ષણની ખાતર શસ્ત્ર સહિત સેંકડો દાસીઓ સાથેજ રહેતી હોય, તે સુકોમલ રાણી અને મુગ્ધ પુત્રો તેની શી દશા ! એક પણ દાસી વિનાની રાણી પતિની સાથે પોતાના પુત્રોને આગળ કરી ચાલવા લાગી. કઠોર ભૂમિનો સ્પર્શ નહિ કરનારૂં અને સુકોમળ શય્યામાં શયન કરનારૂં આ રાજકુટુંબ કાંટાકાંકરા અને કચરાથી વ્યાપ્ત અને વારંવાર પગમાંથી નિકળતા રૂધીરથી લેપાતી કઠોર ભૂમી પર અવિ-શ્રાન્તપણે ગમન કરવા લાગ્યું.

કર્મપરિણામ રાજા આ સંસાર નાટ્યભૂમી પર જેટલા નાટકો ન કરાવે તેટલાં ઓછાં છે. રાજાએ રાજ્યનો, રાજ-

મહાલયનો, અન્ય સ્વજન વર્ગનો, સુજ્ઞ મંત્રીઓનો, સર્વ પ્રજા જનોનો અને છેવટે સર્વ સુખના સાધનોનો, અરે અન્ય તો દૂર રહો, શરીરની મમત્વ દશાનો પણ ત્યાગ કરી અવસ્થા ઉચિત વેષ ધારણ કર્યો હતો. આવી ધૈર્ય દશાના શીખરે પહોંચેલા રાજાને પણ મોહ પારતંત્ર્યથી હૃદયમાં આવા વિચારો ઉત્પન્ન થયા: "માર્ગના શ્રમથી થાકી જનારાં અને ક્ષુધા તૃષાથી પીડાતાં શુરવીર છતાં પણ અબળા પ્રાણવલ્લભા અને કુમળાં બન્ને બાળકોનાં રક્ષણ ખાતર થોડું દ્રવ્ય મારી પાસે રાખું કે–જે અવસરે કામ આવશે." રાજાની આ સર્વ આશાઓ ઝાંઝવાના નીર જેવીજ હતી, છતાં નદીના પૂરમાં ડૂબતો મનુષ્ય જેમ તરણાનો આશ્રય કરવા જાય તેમ રાજાએ પ્રચ્છન્ન રીતે મૂલ્યવાન હીરાની વીંટી પાસે રાખી. મુગ્ધ બાળકો અને સ્ત્રીના મોહમાં મુંઝાયેલ રાજાને ખ્યાલ ન આવ્યો કે રાજય જાય છે અને દારિદ્રાવસ્થા પ્રગટ થાય છે, તે અવસરે આટલું પણ દ્રવ્ય મારી પાસે કેમ ટકી શકશે! થયું પણ તેમજ. અહો! કર્મની કેવી વિચિત્ર સ્થિતિ! પ્રાણી ધારે છે શું અને વિચિત્ર કર્મપરિણામ ક્ષણ ભરમાં તે ધારણાને કેવી છિન્નભિન્ન કરી નાંખે છે! એટલું પણ રાજાનું સદ્‌ભાગ્ય ન હતું કે તે આંતરિક અભિપ્રાય સફળ કરવા વિંટીને પોતાની પાસે રાખી શકે; દિવસે કરેલા પ્રવાસના શ્રમથી જંગલના માર્ગમાં નિદ્રાધીન થયેલા રાજાની ગુપ્ત રાખેલી વીંટી નિશાચરો ચોરી ગયા. રાજાની સઘળી આશાઓ પ્રલય પામી. લોકમાં પણ કહેવત છે કે–" નસીબ બે ડગલાં આગળનું આગળ." તે અવસરે સર્વના ભાગ્યનો ઉદય એવોજ હતો. જેથી રાજાની એટલી પણ આશા સફળ ન થઈ. નિદ્રામુક્ત રાજાએ ભાગ્યની સાથેજ ગએલ વીંટીની તપાસ કરી પણ ન મળી "પડતા પર પાટુ" ની જેમ રાજાની સ્થિતિ થઈ, છતાં પણ પરાક્રમી ધીર વીર સુંદર રાજા ચિત્તમાં ગ્લાની નહિ પામતાં દેવી વચનાનુસાર વાસ્તવિક સ્થિતિનો વિચાર કરવા લાગ્યો.

સત્ત્વવાન સુંદર રાજા વિશ્રાન્તિરહિત શારીરિક કષ્ટોનો

અનુભવ કરતો માર્ગે પ્રયાણ કરી રહ્યો છે, પરંતુ સાથે રહેલી મદનવલ્લભા પરાક્રમી છતાં પણ સ્ત્રી જાતિને લઇને કાયર અંત:કરણવાળી અને કોઈ પણ વખતે આવો પ્રવાસ નહિ કરેલો હોવાથી થાકી ગઇ અને ચિત્તમાં સ્હેજ ગ્લાની પામી. છતાં ઉત્સાહી રાજાએ શાંતિભર્યા વચનામૃતોથી શાંત કરી, ચાલુ પ્રવાસમાં ઉત્તેજીત કરી. વિવેકી રાણીને સ્થિર કરતાં રાજાને વિશેષ પરિશ્રમ પડતો ન હતો. કારણ કે રાણી પોતે પણ રાજાના વિચારને અનુસરવાવાળી જ હતી. અભિલાષા થતાંની સાથે સેવકોદ્વારા જેઓને સુંદર ભોજનની પ્રાપ્તિ થતી હતી. ક્ષુધા અને તૃષા એ વસ્તુ શું હશે તેનો સ્વપ્ને પણ ખ્યાલ જેઓને આવી શકયો નહોતો, તે બન્ને નાના બાળકો જંગલના કાંટા કાંકરા અને કચરાવાળા વિષમ માર્ગમાં પ્રયાણ કરતાં થાકી જવાથી અને ક્ષુધા તથા તૃષાથી પીડા પામવાથી કરૂણાજનક રૂદન કરવા લાગ્યા. માતા પાસે આવી ભોજનની યાચના કરી, કંઠ શુષ્ક થઇ જવાથી પાણી માંગ્યું. ક્ષુધા તૃષાની પીડાથી રૂદન કરતા બાળકોના કરૂણાજનક અવાજથી માતાપીતાનું હૃદય ભરાઇ આવ્યું. વૈભવત્યાગ વખતે હૃદયમાં જે દુ:ખ ઉત્પન્ન નહોતું થયું તે દુ:ખ આ અવસરે ઉદ્ભવ પામ્યું. પુત્ર કલત્રાદિ પ્રત્યે અલ્પ માત્ર પણ મોહ પ્રાણીઓને કેવી વિચિત્ર સ્થિતિમાં મુકી દે છે. આ અવસરે માતા પીતા પોતાના બાળકોની પીડા દૂર કરવાને અને ભૂમી પર પડતાં અશ્રુબિન્દુને રોકી શાંત કરવા ખાતર સ્વાદિષ્ટ ભોજન પાણી ક્યાંથી લાવી આપે. ચારે બાજુએ નજર કરી પણ સામગ્રીના અભાવે ક્ષુધા તૃષાની પીડા ભોજનદ્વારા તો શાંત ન કરી શક્યાં પરંતુ ધૈર્યપોષક મધુર વચનામૃતોથી આશા આપી બાળકોના તપ્ત અંત:કરણને શાંત કર્યાં. મુગ્ધ બાળકોના હૃદયમાં તે વાચિક શાંતિ ક્યાં સુધી ટકી શકે. થોડો પંથ કાપ્યા બાદ ફરી પણ બાળકો પૂર્વ સ્થિતિમાં મુકાયા. ફરીથી પણ રાજાએ ચારે દિશામાં દૂર દૃષ્ટિ ફેંકી, જલાશય દેખી આનંદ પામતો ત્યાં ગયો, જળ લાવી પુત્રોની તૃષા શાંત કરી

અને ફળદ્રૂપ વૃક્ષ જોઇ સુંદર ફળો બાલકો માટે લાવી, ક્ષુધાતુરની ક્ષુધા પણ નિવારી. સ્વાદિષ્ટ ભોજન અને રસપૂર્ણ ફળોનો આસ્વાદ લેનારા બાળકોને આવા નિરસ ફળોથી તે શાંતિ તો પ્રાપ્ત ન થઇ, પરંતુ તે ભોજનના અભાવે આ ભોજન પણ સામાન્ય મીઠું લાગ્યું. રાજા આ પ્રમાણે માર્ગમાં વારંવાર ક્ષુધા અને તૃષાતુર બાળકોને સામગ્રી સદ્ભાવે વસ્તુઓ લાવી આપીને અને વસ્તુ પ્રાપ્તિના અભાવે મધુર વચનામૃતો અર્પણ કરીને દુઃખી બાળકોના અંતરમાં શાંતિ રેડતો હતો. અનુક્રમે અરણ્યના વિષમ માર્ગમાં રાણીને અને બન્ને બાળકોને આશ્વાસન આપતો અને સમજાવતો એકજ દિશા તરફ મહાન્ પંથ ઉલ્લંઘન કરી કેટલાક દિવસે ધારાપુર નગરથી ઘણા યોજન દૂર નિકળી ગયો.

## પ્રકરણ ૩ જું.

### શ્રીસાર શેઠના બગીચામાં.


ન્યા

યી અને સ્વભાવતઃ આનંદી, પ્રજાજનોથી પરિપૂર્ણ, નગરના સમગ્ર ગુણોથી વિભૂષિત, અને દિગંતરમાં વિસ્તાર પામેલી ઉજ્જવળ કીર્તિથી દૂર દેશાન્તરીય જનો પણ જેને જોવાની તીવ્ર ઉત્કંઠા ધરાવતા હતા તેવા એક ભવ્ય નગરની બહાર નજીકમાં કોઇ મહાન્ ધનાઢય શ્રેષ્ઠિનો, અનેક જાતના વૃક્ષ મંડપોથી ભરપૂર, દર્શનીય અને આનંદદાયી ભિન્ન ભિન્ન જાતીય પુષ્પના છોડો અને વેલડીઓથી અલંકૃત, મહાન્ વિસ્તારવાળો સુંદર બગીચો હતો. જે બગીચામાં તેના માલિક ઉદાર શ્રેષ્ટિની કૃપાથી અનેક કુટુંબોને રહેવાને માટે ભિન્ન ભિન્ન સ્થળે આશ્રય મળી શકયો હતો. અને નવાઓને મળતો પણ હતો. એક અવસરે અવિચ્છિન્ન પ્રયાણથી મુસાફરી કરતા કેટલાક મુસાફરો માર્ગના શ્રમથી શ્રમિત

થયેલા હોવાથી કોઇ આશ્રયની શોધ કરતા આ બગીચા લગભગ આવી પહોંચ્યા. જેઓની ભવ્ય મુખાકૃતિ જોનારને આ કોઇ રાજવંશીય કુટુંબના હોય તેવું સહજ ભાન થઇ આવતું હતું. તેમની લાવણ્યતા જો કે અપૂર્વ જણાતી હતી છતાં મુખ ઉપર મુસાફરીના ટાઢતડકાથી શ્યામતા છવાયલી હોવાથી તેઓની મુખમુદ્રા કાંઇક નિસ્તેજ માલૂમ પડતી, જે ઉપરથી સન્મુખ રહેલો મનુષ્ય એમ કલ્પના કરી શકે કે આ મુસાફરો કોઇ આપત્તિના સંકટમાં સપડાયા હશે. તેમના શરીર ઉપર રહેલાં વસ્ત્રો પણ તેવાજ પ્રકારની સ્થિતિનું વર્ણન કરી રહ્યા હતાં. થાકથી ધીમે ધીમે ચાલતા મુસાફરોએ શેઠના બગીચામાં પ્રવેશ કર્યો. શેઠની પાસે પહોંચ્યા, તેમની ભવ્ય મુખાકૃતિએ તેમના અંતરમાં રહેલા ઉજવલ શુભ ગુણોનો પ્રકાશ કર્યો. દયાળુ અને વિવેકી શેઠે મુસાફરોની સ્થિતિ તેમની મુખાકૃતિ અને વેષથી જાણી લીધી. શેઠના હ્રદયમાં દયાનો પ્રવાહ વહી રહ્યો. ઉદાર શેઠના ઔદાર્યની પરિક્ષા તેમના આગળના વૃત્તાંત ઉપરથી વાંચકો સ્વયં કલ્પી શકશે. કૃપાવાન્ શેઠે મુસાફરોને રહેવા માટે યોગ્ય મકાનની સગવડ કરી આપી. મુસાફરો પ્રસન્ન થયા અને દર્શાવેલા સ્થળે પોતાનો ઉતારો કર્યો. શેઠ પણ પોતાના અન્ય કાર્યમાં પરોવાયો.

વાંચક મહાશયો ! ઉપરના વૃત્તાંત ઉપરથી સમજી શક્યા હશો કે આ મુસાફરો તે આપણી કથાના નાયક સુંદર રાજા અને તેમનું કુટુંબજ હતું. અરણ્યના માર્ગમાં ક્ષુધા તૃષા ટાઢ તડકાની દુ:સહ્ય વેદનાઓનો અનુભવ કરતા પૃથ્વીપુર નગરની બહાર શ્રીસાર શેઠના બગીચામાં શેઠની કૃપાથી પ્રાપ્ત થયેલા મકાનમાં આશ્રય કર્યો. શ્રીસાર શ્રેષ્ઠિ એમજ જાણતા હતા કે મુસાફરીના થાકથી થાકેલા આ કોઈ સામાન્ય મુસાફરોજ છે.

કર્મપરિણામના વિચિત્ર ચક્રમાં ચડેલા રાજાના અંતરમાં કુટુંબની અને પોતાની ઉદરભરણની વિચારણા સ્ફુરાયમાન

થઇ. શેઠના તરફથી આશ્રય તો મળ્યો પણ હવે શું કરવું. હજારો અને લાખો મનુષ્યોનું ભરણપોષણ કરનાર મહાન્ દેશાધિપતિ રાજાને પણ ભોજનની પ્રાપ્તિ મુશ્કેલ થઇ પડી. સેંકડો રાજાઓ અને રાજપુત્રો જેમની આજ્ઞાનું અખંડ પાલન કરે, જેના મુખમાંથી એક શબ્દનો ઉચ્ચાર થતાં સેંકડો સેવકો કાર્ય કરવા તત્પર થઇ જાય, સમર્થ શત્રુઓ પણ જેનું નામ સાંભળી ભયાક્રાંત થાય, તેવા પરાક્રમી રાજા મહારાજાઓને ઉંટની પીઠ સમાન વક્ર અને વિષમ કર્મસ્થિતિ એવી દુર્દશામાં સ્થાપન કરે છે કે જે સાંભળતાં પણ હૃદય કંપી ઉઠે. ન્યાયાચાર્ય વાચકેન્દ્ર શ્રીમદ્ યશોવિજયજી મહારાજ વિરચિત જ્ઞાનસાર સૂત્રમાં પણ દર્શાવ્યું છે કે—

"येषां भ्रूभंगमात्रेण भज्यन्ते पर्वता अपि ।
तैरहो कर्मवैषम्ये भूपैर्भिक्षाऽपि नाप्यते ॥"

ભાવાર્થ—જેઓની ભૃકુટીના ભંગ થકી મ્હોટા પર્વતોના પણ ચૂરેચુરા થઇ જાય તેવા શુરવીર રાજાઓ પણ કર્મની વિષમતાથી ઉદરપોષણને માટે શાંતિપૂર્વક ભિક્ષા પણ પામી શકતા નથી.

સંસારના દરેકે દરેક પ્રાણીઓ કર્મવિપાકને પરવશ છે. દુઃખ વખતે ધીરજ ધારણ કરનાર અને શુરવીર છતાં પણ રાજાની, તે સ્થિતિ ન હતી કે, મ્હેનત મજુરી કરીને પણ દ્રવ્ય કમાઇ પોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ કરી શકે, કારણ કે તેણે કદી પણ તેવાં કાર્યો કર્યાં નહોતાં. રાજ્યવૈભવમાં મશગુલ રાજાને કદી તેવી દશાનો સ્વપ્નમાં પણ ખ્યાલ આવ્યો નહોતો. અન્યનું કાર્ય સંપાદન કરી તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની કળા રાજા શીખ્યો ન હતો. ટુંકાણમાં કહીએ તો કાર્યથી અનભિજ્ઞ રાજા કુટુંબનો ભાર નિર્વહન કરી શકે તેમ ન હતું, બન્ને પુત્રોની પણ હજુ બાલ્યાવસ્થા હતી એટલે તેઓ પણ કાર્યમાં સહાયક બની શકે તેવી આશા વ્યર્થ હતી, છેવટે સતીધોરેય રાણી મદનવલ્લભા ઉપર સર્વ કુટુંબનો ભાર આવી પહોંચ્યો.

સુજ્ઞ મહાશયો! વિવેકી રાણી સ્રી જાતી જેને લોકમાં અબળા કહેવામાં આવે છે તે પોતાનું સબળપણું કેવું પ્રકાશિત કરે છે અને પોતાના પતિ અને પુત્રોનું કેવી રીતે સંરક્ષણ કરે છે તેજ જોવાનું છે.

સ્વાભાવિક રીતે જેમ પુરૂષોમાં પોતાને યોગ્ય કાર્ય કરવામાં દક્ષતા હોય છે, તેમ સ્રીઓમાં પણ સ્વસાધ્ય સિદ્ધ કરવાની કળા પ્રાપ્ત થયેલી હોય છે. સામાન્ય મનુષ્યથી માંડીને યાવત્ ધનાઢયો, રાજાઓ, મહારાજાઓ અને છેવટે ચક્રવતીઓને પણ અધિકાર પરત્વે તે તે કલાઓમાં કુશલતા પ્રાપ્ત કરવાની અવશ્ય જરૂર છે. જેમકે—ભૂમીપતિઓને માટે નીતિપૂર્વક રાજતંત્ર ચલાવવાની કળા, શસ્રકળા, રણસંગ્રામમાં વિજયપ્રાપ્તિની કળા, ગુન્હેગારોને ઓળખવાની કળા, પ્રજા સંરક્ષણની કળા, રાજ્ય દેશ દ્રવ્યાદિ વૃદ્ધિની કળા, ઇત્યાદિ અનેક પ્રકારની કળાઓ પ્રાપ્ત થયેલી હોય તોજ સાચા પૃથ્વીપતિ કે પ્રજાના નાથ થવાને લાયક થઇ શકે છે. સામાન્ય પુરૂષોમાં પણ કુટુંબપોષણ ખાતર દ્રવ્યઉપાર્જનની કળા, માતા પિતા પુત્ર કલત્રાદિ સંરક્ષણની કળા ઇત્યાદિ અનેક કળાઓ કે જે કળાઓ વ્યવહાર માર્ગમાં અને ધર્મ માર્ગમાં પોષણ કરનારી હોય તેવી કળાઓની ખાસ આવશ્યકતા છે. તે કળાવાનનો વ્યવહાર માર્ગ પણ જનસમૂહને અનુકરણ કરવા લાયક બની શકે છે.

જેવી રીતે પુરૂષવર્ગમે અંગે જોયું તેવીજ રીતે સ્રીવર્ગે પણ પોતાને યોગ્ય ગૃહસંબંધી સર્વકાર્યોમાં પ્રવીણતા મેળવવી જોઇએ ત્યારેજ તેનો ગૃહસ્થાવાસ શોભે છે. બાહ્ય વ્યાપારાદિ કાર્યોની કુશળતાથી પ્રાપ્ત થતી શોભા જેમ પુરૂષ વર્ગને આધીન છે તેમ ગૃહકાર્ય સંબંધી સર્વસ્વ શોભા સ્રીવર્ગને આધીન છે. ભલે શ્રીમંતોને ત્યાં ઉત્પન્ન થઇ હોય અને શ્રીમંતાઈમાંજ ઉછરેલી હોય તો પણ બાલ્યાવસ્થમાંજ સામાન્ય કાર્યથી આરંભીને મહાન્ કાર્યો સુધીના સઘળા અનુભવો સુશીલ માતાએ પોતાની પુત્રીને આપેલા હોવાજ જોઇએ. પુત્રીની જીવનચર્યા સુખમાં નિર્ગમન કરાવવાની અભિલાષિણી

માતા તે કાર્યોથી કદિપણ અનભિજ્ઞ નહિ રાખે. તે એમજ ધારે છે કે મારી પુત્રીનું સુખ આમાંજ રહેલું છે. માતાની આજ્ઞાનુસાર વર્તન કરવાવાળી તે પુત્રી ભવિષ્યમાં સર્વ કોઇનું સન્માન પામે છે અને અનુક્રમે કાર્યમાં વિશેષ દક્ષ થતી જાય છે. ભલે પુન્યના પ્રભાવે તે તે કાર્યો કરવાનો અવસર પ્રાપ્ત ન થયો હોય તોપણ કાર્યદક્ષા કદાચિત્ તેવો અવસર આવે ત્યારે વિહ્વળ નહિ બનતાં ધીરજ ધારણ કરી કઠીન પ્રસંગો સહેલથી પસાર કરી શકે છે અને કાર્ય નહિ કરતાં છતાં પણ કાર્ય કરનાર અન્ય મનુષ્યની કિંમત આંકી શકે છે. સુંદર કાર્ય કરનાર પ્રત્યે તેને સદ્ભાવ જાગૃત થાય છે અને પરિણામે તે કાર્યમાં ઉત્તેજન મળવાથી તે સેવક સ્વામીનું કાર્ય હર્ષપૂર્વક વધાવી લેછે. આમ કાર્યદક્ષ મનુષ્યો પોતાને અને પરને સુખના માર્ગમાં પ્રયાણ કરાવી શકે છે.

રાણીને બાલ્યાવસ્થામાં તેવા પ્રકારનું ઉન્નત શિક્ષણ મળી શક્યું હતું કે જેના પ્રભાવે કાર્યકુશળ થઇ હતી અને સામાન્ય રીતે ઘરના કામકાજમાં સ્ત્રીઓની કુશળતા હોય છે. કુટુંબ પોષણનો સર્વ ભાર રાણી ઉપર આવી પહોંચ્યો હતો. વિવેકી રાણીના હૃદયમાં પતિપ્રેમ અને પુત્રપ્રેમ રગેરગ રમી રહેલો. હતો અને તેને માટે પ્રાણાંત કષ્ટ સુધીનાં કાર્ય કરવાને રાણી તૈયાર જ હતી અને એજ સુશીલ સતીઓનું ઝગઝગતું જવાહીર છે, ત્યાંજ ખરી પ્રેમની કસોટી છે.

જે કાર્ય કરવાનો સ્વપ્નમાં પણ કદી ખ્યાલ નહિ આવ્યો હોય તે કાર્ય રાણીને પતિ અને પુત્રને માટે કરવાની ફરજ પડી. છત્રીસ પ્રકારની સુંદર રસવતીનો ઉપભોગ કરનાર કુટુંબને કર્મ પારતંત્ર્યથી ઉદર પોષણ માટે ફાંફાં મારવા પડે છે. હા! કર્મની ગતી ગહન છે. સુકોમલ રાણી બગીચામાં રહેલા પાડોશીઓને ઘેર વાસીદું વાળવું, દળવું ખાંડવું, પાણી ભરવું વિગેરે સ્ત્રીઓને યોગ્ય મજુરી કરી મહામુશીબતે સર્વના ભોજનની સામગ્રી તૈયાર કરી શકે છે, છતાં પણ પોતાને કૃતકૃત્ય માને છે. આ સ્થળે એજ વિચારવાનું છે કે પતિભક્ત

સ્ત્રીઓ વિષમ સ્થિતિમાં પણ પતિની ભક્તિ કરી પોતાનો જન્મ કેવી રીતે કૃતાર્થ કરે છે.

આધુનિક સમયમાં ધર્મ વિનાની શુષ્ક વ્યવહારિક કેલવણીના પ્રભાવે સ્વતંત્રતાના પડદા નીચે સ્વચ્છંદતાનો અનુભવ કરતી અને પતિ તરફનું લેશ માત્ર ઇચ્છાવિરૂદ્ધ વર્ત્તન દેખતાની સાથે સ્વમર્યાદાનું ઉલ્લંઘન કરી ઉન્માર્ગે ગમન કરનારી અને પતિ તરફ કઠોર વચનોનો પ્રહાર કરી સમાન હક્ક માંગનારી સ્ત્રીઓએ ખાસ વિચારવાની જરૂર છે કે–સમાન હક્ક એટલે શું અને તે શામાં રહેલો છે ? શું મૉટરોમાં કે બગીઓમાં સાથે બેસી સફર મારવામાં, જલસાઓ જોવામાં, નાટક સીનેમાના દશ્યો દેખવામાં, પરપુરૂષોની સાથે શૅકહૅન્ડ કરવામાં, કે બુટ સ્ટૉકિંગ ચડાવી મડમ સાહેબ બનવામાં હોઈ શકે છે ? વાસ્તવિક સ્થિતિની અજ્ઞાનતાને લઇને સુવર્ણ કે હીરાની ભ્રાંતિથી પીત્તળ કે કાચનો ટુકડો હાથમાંથી છુટી શકતો નથી અને જ્યાં પોતાનો સાચો સમાન હક્ક જળવાય છે, જ્યાં પોતાના વ્યવહાર અને ધર્મનું પરિપૂર્ણ રક્ષણ થાય છે, ત્યાં આગળ દૃષ્ટિ સરખી પણ જઇ શકતી નથી.

શાણી અને સુશીલ સ્ત્રીઓનું તો એજ કર્ત્તવ્ય છે કે, ધર્મમાં, નીતિમાં, શુદ્ધ વ્યવહારમાં અમારૂં કુટુંબ કેમ આગળ વધે, તે સંબંધી વિચારો કરે, તેના સાધનમાં પ્રવૃત્તિ કરે અને કરાવે, પોતાને યોગ્ય દરેકે દરેક કાર્યોથી પતિને સહાય કરી તેમની પ્રસન્નતામાંજ પોતાની પ્રસન્નતા માને, પોતાના સમાગમમાં આવતા પ્રત્યેક મનુષ્યને પોતાના આદર્શ વિનય અને વર્તન દ્વારા આનંદિત કરે, પુત્ર પુત્રીઆદિના બાહ્ય શરીર સંરક્ષણની સાથે અભ્યંતર શરીર પ્રત્યે સંપૂર્ણ કાળજી રાખે, સ્વલ્પ માત્ર દુર્ગણની પણ ઉપેક્ષા નહિ કરતાં તેને જડમૂળથી ઉન્મૂલન કરવાનો પ્રયત્ન કરે અને દિવસે દિવસે બાળકોની વયવૃદ્ધિની સાથે સુંદર ગુણોની વૃદ્ધિ તરફ પુરતી કાળજી રાખે, પોતાના, પોતાના કુટુંબના અને સર્વ આશ્રિત

મનુષ્યોના અંતઃકરણને ઉમદા ધર્મભાવનાઓથી નવપલ્લવિત કરે.

રાણી મદનવલ્લભાએ સાચો સમાન હક્ક પ્રાપ્ત કરી પોતાનો ધર્મ અથવા ફરજ અદા કરી. આવાં સ્ત્રીરત્નો જે ભાગ્યવાનને ત્યાં હોય છે તે દંપતિ દુઃખસમુદ્રમાં પણ સુખના અમૃતમય મધુર ઝરણાઓનું પાન કરે છે. બગીચામાં વસવા છતાં ઉત્તમ કુલસંપન્ન રાજારાણી ઉભયના વિશુદ્ધ હ્રદય, નિર્દોષ આચાર, અને વચનમાધુર્યે, સમાગમમાં આવતા જનસમૂહ ઉપર સચોટ અસર કરી. આરિસા જેવી દુનિયાને કશું શીખવવા જવું પડતુ નથી, સ્વાભાવિક સામાનું પ્રતિબિંબ તેમાં પડે છે અને ગુણગ્રાહિણી દુનિયા ગુણ ઓળખીને તેના પ્રત્યે બહુ માનની દૃષ્ટિએજ જુએ છે. દુનિયા વ્યક્તિની પૂજારી નથી પણ ગુણની પૂજારી છે. એ નિયમ સહજ સિદ્ધ છે.

સદ્ગુણી સદાચારી સ્ત્રીઓ નિખાલસ હ્રદયના પવિત્ર વર્ત્તનથી સામા મનુષ્યના અંતઃકરણ ઉપર કેવી છાપ બેસાડે છે, અસહ્ય આફતોમાંથી કુટુંબનું કેવી રીતે સંરક્ષણ કરી શકે છે અને થનાર અનર્થોને કેવી રીતે અટકાવી દે છે તે અનુપમા દેવીના અનુપમ વૃત્તાંતથી જાણવામાં આવશે.

સંવત તેરમા સૈકામાં ગુજરાતની રાજધાનીનું શહેર ધોળકા નગરમાં વીરધવળ રાજા રાજ્ય કરતો હતો, જેને બાહોશ પ્રબળ પરાક્રમી અને ધર્મ કાર્યકુશળ વસ્તુપાળ અને તેજપાળ નામના બે સગાભાઈઓ મંત્રી હતા. વસ્તુપાળ મંત્રીને લલિતાદેવી અને સૌખ્યલતા નામે બે સ્ત્રીઓ હતી અને તેજપાળને સર્વકાર્યદક્ષ સાક્ષાત્ સરસ્વતી સમાન ધર્માત્મા અનુપમાદેવી નામની સ્ત્રી હતી. પુન્યશાળી મંત્રીને ઓછામાં ઓછા દરરોજ એક લાખ દ્રવ્યનો ધર્મ માર્ગે અને દશહજાર દ્રવ્યનો અન્ય દાનાદિમાં વ્યય થતો હતો, જેથી તેમને ત્યાં મહાન દાનશાળા હતી જેમાં અનેક પ્રકારના ભિક્ષાચરો ભોજનાર્થે આવતા હતા, અને તે સઘળાઓને સન્માનપૂર્વક ભોજનાદિ આપવામાં આવતાં હતા. સુવ્યવસ્થિત દાનશાળામાં મંત્રીપત્નીઓ જાતે સંભાળ રાખતી હતી.

મુનિવર્ગને પણ નિર્દોષ શુદ્ધ આહારની વ્યવસ્થા અનુપમાદેવી કરતી હતી. આવી રીતે અપાતા દાનથી તે પુન્યશાળીની કીર્તિ સઘળી દિશાઓમાં ફેલાઇ હતી "**દાનાનુસારિણી કીર્તિઃ**" લોકો એકે અવાજે તેની પ્રશંસા કરતા હતા—આવી સ્થિતિ છતાં પણ જેમ કહેવાય છે જે દુનિયામાં વિઘ્નસંતોષીઓની ખોટ નથી—તેમ આ સ્થિતિ અને પ્રશંસા કોઇ એક વિઘ્નસંતોષીથી સહન થઇ શકી નહિ અને રાજા પાસે જઇ રાજાના કાન ભંભેર્યા. કહ્યું કે: "હે રાજન્! આપને અને આપના રાજકુમાર આદિ સમુદાય વર્ગને માટે આપના રાજમહાલયમાં મંત્રી તરફથી ઉચ્છિષ્ઠ ભોજન આવે છે." મંત્રી પ્રત્યે પૂર્ણ વિશ્વાસ છતાં વિઘ્નસંતોષી માયાવીના આવાં વિષમિશ્રિત વચનબાણોના પ્રહારથી કાચા કાનનો રાજા ક્રોધને પરવશ થયો. રાજાએ મંત્રીની વર્તણુંક નિહાળવા માટે સંન્યાસી વેષે ભિક્ષાચરો સાથે ભોજન મંડપમાં પ્રવેશ કર્યો અને સર્વની સાથે પંક્તિમાં બેસી બારિક દૃષ્ટિથી સર્વ દિશામાં અવલોકન કરવા માંડયું. આ અવસરે માધુકરી વૃત્તિથી નિર્દોષ ભિક્ષા માટે પરિભ્રમણ કરતા મુનિ મંત્રીને ત્યાં પધાર્યા. સુવ્યવસ્થિત મંત્રીના ઘરમાં ભિન્નભિન્ન કાર્યો માટે ભિન્ન ભિન્ન પ્રકારે વ્હેંચણ પહેલેથીજ થઈ રહેલી હતી એ અગાઉ જણાવવામાં આવ્યું છે. આ અવસરે ઉત્તમ પાત્રે સદ્વ્યય કરવાનું ઉન્નત સૌભાગ્ય સતીશિરોમણી શ્રીમતી અનુપમાદેવીને વરી ચુકયું હતું. ઉદાર દેવીએ ઉદાર ભાવનાપૂર્વક ઉત્તમ ભોજન મુનિને વહોરાવ્યું અને વૃદ્ધિ પામતી સદ્ભાવનાની ધારા સાથે ભોજનથી પાત્ર પરિપૂર્ણ ભરાઈ ગયું અને પાત્રના બહારનો વિભાગ ખરડાયો, જેને સાફ કરવા માટે દેવીએ પોતાના શરીર ઉપર રહેલ અમુલ્ય હીરાગળ વસ્ત્રનો ઉપયોગ કર્યો. મુનિ પણ આ દેવીની અલૌકિક સ્થિતિથી આશ્ચર્યમુગ્ધ બન્યા અને તેજ વખતે કહેવા લાગ્યા "હે મહાશયે! બીજા કોઇ સામાન્ય વસ્ત્રથી પાત્રને સાફ કરો, કેમકે તમારૂં આ અમૂલ્ય વસ્ત્ર ભોજનની ચીકાશથી મલીન

થશે.” મુનિવર્યના આ વચનો સાંભળતાંજ દેવીએ કહ્યું.

“ મહારાજ! આપ ચિંતા ન કરો, અમારાં વસ્ત્રો તો મલિનજ હોય, કેમ જે અમે તો ચૌલુક્ય વંશવિભૂષણ ગુર્જર નરેશ **વીર**ધવલના સેવક છીએ, જેની પૂર્ણ કૃપાથી અમો આવી ઉન્નત સ્થિતમાં આવ્યા છીએ. અન્યભવોમાં ભ્રમણ કરતાં દુષ્કર્મના ઉદયે કોઇ અવસરે હું કંદોઇને ત્યાં જન્મ પામી હોઇશ અને મલીન ભાજનો સાફ કરવાનો અવસર પ્રાપ્ત થયો હશે તે અવસરે કૃપાનાથ! મારા વસ્ત્રો કેવાં હશે? આજે આપ પુન્યવાન્ મહાત્માની ભક્તિમાં મારા વસ્ત્રો મલીન નથી થતાં પણ મારો અંતર મળ દૂર થવાથી આત્મા નિર્મળ થાય છે, જેથી પરમાર્થે અમારો મેલ જાય છે અને અમો ઉજ્વળ થઇએ છીએ. ધન્ય છે તે અમારા સ્વામિ **વીર**ધવલ પૃથ્વીપતિને કે જેની પૂર્ણ કૃપાથી અમારા ઘરને આંગણે પરોપકાર નિમિત્તે આવા પ્રકારે લક્ષ્મીનો સદુપયોગ થાય છે અને અમો પણ તેમના સાચા સેવકો છીએ કે વિવિધ પ્રકારના સત્કાર્ય કરી સ્વામિના પુન્યની વૃદ્ધિ કરીએ છીએ. સેવકો જે કાંઈ પુન્ય ઉપાર્જન કરી શકે છે તેમાં સ્વામિની પ્રસન્નતા વિશેષ કારણ રૂપ હોઇ શકે છે, માટે તપોનિધિ કરૂણા સાગર ભગવન્! અમો સેવકો, અમારા વસ્ત્રો કદાપિ મલીન થાય તોપણ શું.”

આ પ્રમાણે નિષ્કપટ, સરળ અને સ્વામીભક્તિથી ભરપૂર હૃદયવાળી પવિત્ર સતી અનુપમાદેવીનાં મધુર વચનામૃતો રાજાના કર્ણગોચર થયાં. આ સાંભળીને રાજા આશ્ચર્યમાં ગરકાવ થયો અને વિચારમાં પડી ગયો જે અહો! સાક્ષાત્ સરસ્વતી સમાન આ સ્ત્રી કોણ છે? શું તેમનું વચનામાધુર્ય! શી ગંભીરતા! શું તેમનું ઉદાર વર્ત્તન! કેવો વિનય! કેવી પવિત્ર ભક્તિ! કેવો સુંદર બોધ! અને યથાસ્થિત સદ્ભાવને પ્રકાશ કરનારૂં કેવું વચન ચાતુર્ય! મારા પ્રત્યે પણ કેવા પ્રકારની તેમની અકૃત્રિમ ભક્તિ! પરોક્ષમાં પણ સ્વામિ પ્રત્યે અલૌકિક ભક્તિના હાર્દિક ઉભરાનો અનુભવ મને તો

મારી જીંદગીમાં આજે જ મળ્યો. હજુ સુધી રાજા જાણતો ન હતો કે આ કોણ છે. પાસે રહેલા કોઇને પૂછયું અને તેણે પ્રત્યુત્તર આપ્યો કે–"આ મર્ત્યલોકમાં સાક્ષાત્ દેવી સમાન સતી ધૈરેય, અનુપમાદેવી નામની મંત્રી તેજપાલની આ પત્ની છે." આ શબ્દોએ રાજાના અંતરમાં વિશેષ ચમત્કાર ઉત્પન્ન કર્યો. વિષપૂર્ણ રાજા ક્ષણવારમાં દેવીના ગારૂડમંત્ર સમાન વચનામૃતોથી નિર્વિષ થયો. મંત્રીના ઘરની આવી ઉત્તમ સ્થિતિ નિહાળી રાજા અત્યંત હર્ષિત થયો અને વિચાર કરે છે કે આ મૃત્યુ લોકમાં સાક્ષાત્સ્વર્ગીય આનંદ ભોગવતા હોય તો તે આજ દમ્પતી; આજ ઘર સર્વમાં શિરોમણીભૂત કહેવાય, ક્યાં તે મારા રાજવૈભવનું સુખ અને ક્યાં આ મંત્રીની સુરમ્ય જીવન વાટિકા. પ્રસન્ન મુખવાળો રાજા થોડીજ વારમાં પ્રગટ થઇ ગયો. ઉદયાચળ પર્વત પર ઉદય પામતો સૂર્ય કોઈનાથી ગુપ્ત રહી શકતો નથી. મંત્રી વિગેરે પરિવાર ત્યાં આવી પહોંચ્યો, તેમની આગળ રાજાએ પોતાની સઘળી હકીકત નિવેદન કરી અને જણાવ્યું કે–"આ ભૂમંડળ ઉપર ધન્યવાદને પાત્ર તમે જ છો, તમો જ અગ્રગણ્ય છો કે જેમને ત્યાં ગૃહશ્રૃંગારના મણિકયરૂપ અને કલ્પલતા સમાન સર્વે અભીષ્ટ અર્થની સાધનારી આ દેવીનો વાસછે, જેના સુવાકયરૂપ અમૃતના આસ્વાદથી કોપથી જાજવલ્યમાન થયેલું મારૂં ચિત્ત ચંદનરસ સમાન શીતલ થયું. મંત્રી વસ્તુપાલ! આ જગતમાં તુંજ પુન્યશાળી છે, તુંજ અગ્રગણ્ય છે."

વિશુદ્ધ અંતઃકરણથી નિકળતા અનુપમાદેવીના મિષ્ટ વચનોએ રાજાના હ્રદય ઉપર કેવી દૈવી અસર કરી! એ તો ચોક્કસ છે કે નિખાલસ હ્રદયની અને વિશુદ્ધ વર્તનની અસર સામા મનુષ્ય ઉપર કોઈ અલૌકિક જ થાય છે.

આ સ્થળે એજ વિચારવાનું છે જે એક સુશિક્ષિત સ્ત્રી પોતાના ઘરને કેવું આદરણીય બનાવે છે! ઘરનું રક્ષણ કેવી રીતે કરી શકે છે! પતિની લક્ષ્મીની સદ્વ્યવસ્થા કરી તેને કેવી ઉજ્વલ કરે છે! અને મહાન્ સંકટોમાંથી કેવી રીતે

પતિનો ઉદ્ધાર કરી શકે છે!

આ સ્થળે કોઈ અન્ય અવિનીત બહુ બોલી સ્ત્રી હોત અને રાજા પ્રત્યે કોઇપણ અવિનયભર્યા વચનનો ઉચ્ચાર થાત તો આ શંકાશીલ રાજાના હૃદય ઉપર કેવી અસર થાત, રાજા અને મંત્રીને કેવો વિરોધ થાત, રાજા કદાપિ મંત્રીનું અપમાન કરત તો અનેક લડાઈઓમાં સિંહ સમાન ગર્જારવ કરનારા તે મંત્રીભાઈઓ કેમ સહન કરી શકત અને રાજ્ય તથા પ્રજાની શી દશા થાત. આ એક ડાહી સુશીલ સ્ત્રીનાં વચનોએ કેટલું સુંદર કાર્ય કર્યું. કેળવાયલી સ્ત્રી તે આ. ચાર ચોપડીઓ ભણવા માત્રમાં સાર્થકતા નથી પરંતુ ભણીને સદ્વર્ત્તનશાળી થાય, અન્યને સુંદર સલાહકારક બને, બાળકો, સ્વામી, અન્ય સંબંધીઓ અને નોકરો પ્રત્યે પોતાની ફરજ સમજી શકે અને તેને અમલમાં મૂકે, નોકરોને પણ મધુર પ્રેમાળ વચનોથી આજ્ઞા ફરમાવે, બાળકોમા આવતા સદ્ગુણ દુર્ગુણોની હમ્મેશાં સૂક્ષ્મ રીતે તપાસ રાખે અને તેમનામાં ઔદાર્યાદિ સદ્ગુણોની વૃદ્ધિ અને અસહનશીલતાદિ દુર્ગુણોનો ઉચ્છેદ કરવાનો પ્રયત્ન કરે અને સંબંધીઓ તથા સહુવાસમાં આવતા મનુષ્યોને પોતાના વિશુદ્ધ ધર્માચરણથી ધર્મમય બનાવે, આવી કેળવણી પામેલી સ્ત્રી તે ઘરમાં સાક્ષાત્ દેવી સમાનજ છે.

મંત્રી પત્નિ અનુપમાદેવીની જેમ રાણી મદનવલ્લભાનો પ્રસંગ પણ તેવોજ આદરણીય છે. જે, વાંચકો સ્વયમેવ તેમની ઉદાર જીવનચર્યાથી જાણી શકશે. સુવિનીત રાજા રાણીના અસાધારણ ગુણોથી આકર્ષાઇ પાડોશી વર્ગ તેમના અલ્પ-કાર્યથી પણ પ્રસન્ન થાય છે અને તેમના પ્રત્યે મીઠી દૃષ્ટિએ જુએ છે અને બહુમાન કરે છે. દુઃખના અવસરે પણ રાજા રાણી પોતાના ઉત્તમ આચારનું રક્ષણ કરી રહ્યાં છે, ઉત્તમની ઉત્તમતા ત્યાંજ રહેલી છે.

“ स्थानभ्रंशाद् नीचसंगात्, खण्डनाद् घर्षणादपि ।
अपरित्यक्तसौरभ्यं, वन्द्यते चंदनं जनैः ॥ ”

ભાવાર્થ—મલયાચળ પર્વત ઉપર ઉત્પન્ન થતા ચંદનને ચંદનના વ્યાપારીઓ પોતાના સ્થાનથી તેનો ભ્રંશ કરે, રાસભ વિગેરેની પીઠ ઉપર તેને રાખવામાં આવે, તો પણ સુગંધી આપવાના પોતાના સ્વભાવને કદી પણ તે ચંદન છોડતું નથી. સ્થાનભ્રંશ અને નીચ સમાગમ તો દૂર રહો, તેના ટુકડે ટુકડા કરો કે પથ્થરની સાથે ઘસી નાંખો છતાં પણ પોતાના સુગંધી અને શીતલ સ્વભાવનો ત્યાગ કરતું જ નથી અને તેથી જ દુનિયા તેને લેવાને સામી ધસે છે અને તેની પ્રશંસા કરે છે.

રાજા અને રાણી દુષ્કર્મના ઉદયે સ્થાનથી ભ્રષ્ટ થયા, હલકા મનુષ્યોના સમાગમમાં આવ્યા, દુર્દૈવે જેના વૈભવ ઉપર સખ્ત પ્રહાર કર્યો, ઉદર પોષણની પણ ચિંતા નીપજાવી છતાં પણ ચંદન તે ચંદન. આવા અવસરે પણ નિર્મલ ભાવનાઓ, વિશુદ્ધ વર્ત્તન અને મધુર વચન વ્યાપારરૂપ પોતાની સૌરભનો પરિભ્રંશ થયો ન હતો અને તેથીજ પાડોશી વર્ગને તેમના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થતો હતો. જો કે તે પ્રેમે આપણી દૃષ્ટિ પ્રમાણે અધિક કાર્ય કર્યું નહતું; પરંતુ રાજાની દૃષ્ટિએ તે પ્રેમ મહાન્ આનંદનું કારણ થતો હતો, કારણ કે કાર્યના બદલામાં લોકો તેમને જે કંઇ આપતા હતા તે વસ્તુ તેમની યોગ્યતાને અનુસાર ભલે ન્હાય તેવી વિરૂપ હતી પરંતુ મહાન્ ગૌરવપૂર્વક અર્પણ કરાતી હતી.

ધનાઢ્ય દાતાર, યાચકને અધિક મૂલ્યવાળી વસ્તુ ભલે દાનમાં આપતો હોય પરંતુ જો તેને તિરસ્કારપૂર્વક આપે તો ગ્રાહકને તેનાથી વિશેષ આનંદ ઉત્પન્ન થતો નથી. તેના કરતાં અલ્પમૂલ્યવાળી નિર્માલ્ય વસ્તુ દાતાર જો ગૌરવપૂર્વક આપે તો તેનાથી ગ્રાહકને અપૂર્વ આલ્હાદ પ્રાપ્ત થાય છે.

પાડોશીઓએ આપેલા અલ્પમૂલ્યના અને જીર્ણપ્રાયઃ વસ્ત્રો તથા ગૌરવપૂર્વક અપાતું રૂક્ષ અને શીતલ ભોજન પણ આ સમયે અધિકતર આનંદનું કારણ થતું હતું. જો કે રાજાને આનંદનું વાસ્તવિક કારણ તે ભોજન કે વસ્ત્રો નહતાં.

પરંતુ દાતારમાં રહેલી ગૌરવતાજ હતી. રાજા એજ વિચારતો હતો કે હજુ પણ ભાગ્યોદય જાગ્રત છે કે દૈવના વિષમ પ્રહારો છતાં લોકો તરફથી આદર ગયો નથી; તેમજ આત્મિક ગુણોનો તિરોભાવ પણ થયો નથી.

" किं कृतं विधिना यावत्, सतां शीलमखण्डितं ।
गतं तत्तु यदा कालं, संपद्यपि विपत्तयः ॥ "

ભાવાર્થ:—જ્યાં સુધી દુર્દૈવના પ્રચંડ પ્રહારોથી પરાભવ કરાતા છતાં પોતાના વિશુદ્ધવર્તનનું અખંડ પાલન થતું હોય ત્યાં સુધી ઉત્તમ પ્રાણીઓને વિપત્તિના સમયે પણ આનંદ જ હોય છે, પરંતુ જ્યારે તે જ દૈવ જો વિરૂપ વિકલ્પ દ્વારા ઉન્માર્ગમાં લઈ જાય તો ઉત્તમ પ્રાણીઓ સુખસામગ્રીના સદ્‌ભાવમાં પણ દુ:ખનો અનુભવ કરે છે.

સુંદર રાજા દુ:ખના પ્રવાહમાં તણાતા છતાં પણ માનસિક વ્યથાનો અનુભવ કરતો નહુતો, તેની અભ્યંતર શાંતિ અખંડ અને સ્થિર હતી. હજી સુધી તેના અંત:કરણમાં દુ:ખપ્રત્યે લેશમાત્ર દ્વેષની લાગણી ઉદ્‌ભવતી નહતી. કર્મવિપાકને યથાર્થપણે જાણતો રાજા ઉદિત દુ:ખને અવ્યાકુળપણે અનુભવ કરતો હતો. આ આપત્તિનો અંત ક્યારે આવશે એવા વિચારોદ્વારા નિર્બળતાનો લેશ માત્ર પણ જેના અંતરમાં ઉત્પન્ન થયો નથી, જે કોમળ શરીર આજ સુધી રાજ્યની વિપુલ ઋદ્ધિમાં ઉદય પામ્યું હતું અને જેની તપ્તસુવર્ણમય જ્યોતિને પવનનો ઉષ્ણ સ્પર્શ થયો નહોતો, તે રાજાએ ભયંકર અટવીમાં પણ ભ્રમણ કર્યું, ઉદર પોષણ માટે અનેક પ્રકારની ચિંતાઓ કરી અને આખરે મહામુશીબતે તે પણ પ્રાપ્ત કર્યું. આવા અતુલસંકટો સહન કરતાં શરીર ઉપર શ્યામતા છવાઈ રહી હતી, પરંતુ માનસિક શાંતિના ઉજ્વળ પટ ઉપર લેશ માત્ર પણ શ્યામતા આવી નહોતી.

## પ્રકરણ ૪ થું.

### મદનવલ્લભા હરણ.



એક અવસરે દ્રવ્યોપાર્જન નિમિત્તે દૂરદેશથી **સોમદેવ** નામનો ધનાઢય સાર્થવાહ વ્યાપારી દેશાંતરોમાં પરિભ્રમણ કરતો વેપારીઓના મોટા સમુદાય સાથે પૃથ્વીપુર નગરની સીમામાં આવી પહોંચ્યો અને નગરની બહાર રહેલા **શ્રી**સાર શેઠના બગીચાની નજીકમાં જ પોતાનો પડાવ નાખ્યો.

પ્રાચીન કાળમાં આધુનિક સમયના જેવા વરાળયંત્રથી ચાલતા રેલ્વે આદિ સાધનોના અભાવે સામાન્ય વર્ગ કે મધ્યમવર્ગ તીર્થયાત્રાનિમિત્તે યા દ્રવ્યાદિનિમિત્તે પરદેશ પરિભ્રમણ ઘણીજ મુશ્કેલીથી કરી શકતો હતો. જો કે સાધનોની ખોટ પુરનારાં બીજાં અનેક સાધનો તે સમયમાં અસ્તિત્વ ધરાવતાં હતા; પરંતુ અલ્પઋદ્ધિવાળા મનુષ્યો તેનો છૂટથી-ઉપયોગ કરી શકતાં ન હતાં અને બીજી પણ એ અગવડ હતી કે તે સમયે માર્ગમાં આવતી ભયંકર અટવીઓ, પર્વતો, ખીણો તથા માર્ગમાં ચોર લુટારૂઓના તથા શીકારી પશુઓના ભયમાંથી પસાર થવું તે સમુદાય અને સામગ્રી વિના અસંભવિત હતું, જેથી કોઈ ધનાઢય ગૃહસ્થ સામગ્રીપૂર્વક પરદેશ ગમન કરે તો તેનો લાભ લઇ બીજાઓ પણ તેની સાથે પ્રયાણ કરતા હતા.

અનેકના આશ્રયદાતા ઔદાર્યવાન સાર્થવાહ **સોમદેવે** **પણ** પોતાની **ઋદ્ધિનો** લાભ બીજાઓને આપ્યો હતો. આ **સમુદાયમાં** મુખ્ય નેતાને છોડીને અન્ય વ્યવહારીઆઓ પણ **ધનવાન** હોય તેવો ભાસ થતો હતો. તેઓની જાહોજલાલી **અને** સુંદર વર્ત્તન તેમની આનંદમગ્નતા સુચવતું હતું, અને **સ્વાભાવિક** તેઓનામાં ઉદારતા ગુણ વિશેષ પ્રકારે દૃષ્ટિગોચર

થતો હતો. સમુદાયમાં ઘણો વર્ગ તે સ્થિતિનો હોવાથી કામ કરનારો મજુરવર્ગ ઘણોજ અલ્પ જોવામાં આવતો હતો. ટુંકાણમાં એજ કે સમુદાયમાં ભોજન, ઘી વિગેરેની સામગ્રી ઘણી સુલભ હતી પણ મજુરી કરનારો મજુરવર્ગ દુર્લભ હતો.

શેઠના બગીચામાં રહેલા આપણી કથાના નાયક સુંદર રાજા અને તેમનું કુટુંબ કે જે સર્વના ભરણપોષણનો સર્વ આધાર રાણી મદનવલ્લભા ઉપર જ હતો, તે રાણીએ ઉપર દર્શાવેલી સર્વ હકીકત પાડોશીદ્વારા જાણી વિચાર કર્યો કે–

" અહિંઆં ઘણું કાર્ય કરતા છતાં પણ સર્વનું પોષણ મહા મુશીબતે થઇ શકે છે, તો ચાલ તે સાર્થવાહના સાર્થમાં જઇ મહેનત મજુરી કરૂં અને કાર્યના બદલામાં જે કાંઇ પ્રાપ્ત થાય તે દ્વારા મારા પતિ અને પુત્રોની પુષ્ટિ કરૂં."

આ વિચાર અંતરમાં ઉદ્ભવ્યો એટલુંજ નહિ પણ તેને અમલમાં પણ મુકયો. વિનીત રાણીએ સોમદેવ સાર્થવાહના સાર્થમાં દાસીપણું અંગીકાર કર્યું, અને સર્વ કાર્યમાં પોતાની બુદ્ધિમત્તાનો અનુભવ કરાવતી પ્રવીણ રાણીએ સમુદાયની પ્રસન્નતા સંપાદન કરી, અને તેથીજ ઉદાર વ્યવહારીઆઓ અને તેમના મનુષ્યો વારંવાર સુંદર ભોજનાદિ પદાર્થોથી તેને સંતોષ પમાડતાં હતાં. શેઠના બગીચામાં તનતોડ પરિશ્રમ કરી કાર્ય કરતાં પણ સ્વામી અને પુત્રયુગલની શરીરપુષ્ટિ નહિ થતી હોવાથી તે પુષ્ટિની આશાએ દેશાટન કરતા સાર્થવાહના સમુદાયમાં પણ સેવકયોગ્ય કાર્ય કરી સતી શિરોમણી રાણીએ પતિભક્તિનું અનુકરણીય દૃષ્ટાંત દુનીઆ સમક્ષ રજુ કર્યું. દુઃખસાગરના પ્રચંડ કલ્લોલોમાં અથડાતી રાણી પોતાના શરીરની લેશ માત્ર દરકાર કર્યા વિના સઘળું કાર્ય કરતી હતી, કારણ કે જે રાણીના રોમેરોમમાં એજ ધ્યેય વ્યાપી રહ્યું હતું કે–મારા સ્વામિ અને મારા પુત્રો ક્યારે સુખી થાય !

મધુરાલાપી રાજા રાણી ઉપર જો કે નિર્દય દૈવે પોતાના દુઃસહનીય પ્રહારોનો પ્રહાર કર્યો, છતાં તે પ્રહારોને શાંતિ-

પૂર્વક સહન કરતાં અને મજુરી કરીને પણ ઉદરપોષણ કરતાં તે પતિ પત્નિ, શેઠે આપેલી નાની મઢુલીમાં રહીને બન્ને પુત્રો સહિત સંતોષપૂર્વક આનંદમગ્ન રહેતાં હતાં. તેઓનો આ અલ્પ આનંદ પણ દૈવથી સહન થઇ શકયો નહિ. હજુ પણ શું તેઓ આનંદનો અનુભવ કરે છે, એમ ધારી કર્મ-રાજાની ભૃકુટી ભયંકર થઇ અને તેઓને અધિક સંકટ આપવા માટે સજ્જ થયો. ઉપાર્જન કરેલાં અશુભ કર્મ જ્યારે ઉદયમાં આવે છે, ત્યારે દુશ્મનને માટે પણ જે સ્થિતિનું ચિંતવન ન થાય તેવી સ્થીતિનો અનુભવ કરવાનો અવસર આવે છે, તેમજ શુભ સાનુકુળ કર્મના ઉદયે અચિંત્ય મહોદય પ્રાપ્ત થાય છે.

નિર્ગ્રંથ ચૂડામણી મહોપાધ્યાય શ્રી ચારિત્ર સુંદર ગ-ણીજી કુમારપાળ મહાકાવ્યમાં દર્શાવે છે કેઃ—

"नीचैर्गोत्रावतारश्चरमजिनपते–र्मल्लिनाथेऽबलात्व-:
मान्ध्यं श्रीब्रह्मदत्ते भरतनृपजयः, सर्वनाशश्च कृष्णे ।
निर्वाणं नारदेऽपि प्रशमपरिणतिः, स्याच्चिलातिसुते वा,
त्रैलोक्याश्चर्यहेतुर्जयति विजयिनी, कर्मनिर्माणशक्तिः॥"

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ–ત્રણ લોકના પ્રાણીઓને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર સર્વત્ર પોતાની વિજયપતાકા ફરકાવતી કર્મપરિણામની શક્તિ જયવંતી વર્તે છે. બાલ્યાવસ્થામાં પગના અંગુઠા માત્રથી લાખ યોજનના પ્રમાણવાળા અચળ મેરૂ પર્વતને પણ કંપાયમાન કરનાર શ્રી મહાવીરસ્વામિ જેવા અનુપમ શક્તિસંપન્ન તીર્થંકરો, છખંડ પૃથ્વીપર એકછત્રીય રાજ્ય ચલાવનાર સમર્થ ચક્રવર્ત્તીઓ, શુરવીર વાસુદેવો અને પ્રતિવાસુદેવો કે અન્ય રાજાઓ, તેઓ પણ જે કર્મરાજાની સત્તા નીચે દબાઇ જઈ પોતાનું પરાક્રમ ફોરવી શકયા નહિ. શાસનપતિ શ્રીમન્મહાવીર સ્વામિ મહારાજાએ પૂર્વે મરિચિના ભવમાં કુલમદ કરવાથી ઉપાર્જન કરેલું નીચ ગોત્રકર્મ તીર્થંકરના ભવમાં પણ ઉદયમાં આવ્યું અને દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં ૮૨ દિવસ પર્યંત સ્થિર વાસ કરવો પડયો. આ અવ-

સર્પિણિ કાલમાં થયેલા ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લિનાથ સ્વામિ કે જેમણે પૂર્વ ભવમાં અખંડ ચારિત્રનું પાલન કર્યું, વિશિષ્ટ તપશ્ચર્યા પણ કરી, પરન્તુ અધિક તપની અભિલાષા પૂર્ણ કરવા ખાતર મિત્ર સાથે કપટ કરવાથી દુષ્કર્મ ઉપાર્જન કર્યું, જેના ઉદયે તીર્થંકર અવસ્થામાં પણ સ્ત્રીપણું પામ્યા. નવનિધાન અને ચૌદ રત્નના સ્વામિ ચક્રવર્તીઓ, શુરવીર યોદ્ધાઓથી ભરપૂર રણસંગ્રામમાં કોઇપણ વખતે કોઇથી પણ પરાજય પામે નહિ, જેઓના પરાક્રમની મર્યાદા ચતુર્દશ પૂર્વધર શ્રીમાન્ ભદ્રબાહુસ્વામી મહારાજાએ આવશ્યક સૂત્રની નિર્યુક્તિમાં આ પ્રમાણે દર્શાવી છે કે:—

ચક્રવર્તીએ પોતાના હાથમાં ધારણ કરેલી લોખંડની સાંકળને બત્રીસહજાર મુકુટબદ્ધ પરાક્રમી રાજાઓ એકી સાથે ખેંચે છતાં પણ એક તસુ માત્ર તે પોતાના સ્થાનથી ચલાયમાન થાય નહિ અને તે જ ચક્રવર્તી તે સાંકળના એકજ આંચકાની સાથે તેને પકડીને રહેલા બત્રીસ હજાર ભૂમિપતિને ભૂમિપર આળોટતા કરે છે.

આવા મહાન્ પરાક્રમશાળી અને ધર્મચક્રવર્તી પ્રથમ તીર્થપતિ આદીશ્વર પ્રભુના પ્રથમ પુત્ર નરદેવ ભરત રાજા દુષ્કર્મોદયે પોતાના લઘુ બંધવ બાહુબળીથી હારી ગયા, તેવીજ રીતે દુષ્કર્મના ઉદયે બ્રહ્મદત્ત ચક્રવર્તી સોળ હજાર દેવતા સેવક છતાં આંધળો થયો, ત્રણ ખંડના સ્વામિ કૃષ્ણ વાસુદેવ જે ભાવી ચોવીશીમાં તીર્થંકર થનારા તેનો પણ કર્મરાજાએ પરાભવ કર્યો. સર્વ પ્રકારની સમૃદ્ધિ, માતા પિતા આદિ સર્વ સ્વજનવર્ગ, છપ્પન્ન ક્રોડ યાદવો, અને દૈવિક ઋદ્ધિથી પરિપૂર્ણ દ્વારિકા નગરી આ સઘળું બળીને ભસ્મ થયું અને શોકાતુર હૃદયે બંધુની સાથે મથુરા નગરી તરફ પ્રયાણ કરતાં માર્ગમાંજ વસુદેવ અને જરાદેવીના પુત્ર પોતાના મ્હોટા બંધવ જરાકુમારના બાણપ્રહારથી ઘવાઇ ભયંકર અટવીમાં નિરાધાર અને તૃષાતુર કૃષ્ણ પાણીની શોધમાં ગયેલા રામના આવી પહોંચતા પહેલાંજ મરણને શરણ થયા અને દુષ્કર્મ-

જન્ય અતુલ વેદનાનો અનુભવ કરવા ત્રીજી નારકીમાં ગયા. અનેક સ્થળોએ કલેશ કરાવનાર, મનુષ્યોનો સંહાર કરાવનાર અને હમ્મેશા સાવદ્ય વ્યાપારમાં રક્ત છતાં પણ **નારદ** તે જ ભવમાં પુણ્યની પ્રાબલ્યતાથી સંપૂર્ણ કર્મનો ક્ષય કરી અખંડ અને અવ્યાબાધ સુખ પામ્યા, એક શીલરૂપ મજબુત આલંબન પ્રાપ્ત કરી ભવસમુદ્રનો કિનારો મેળવ્યો. ઘોરહિંસકપરિણામી **ચિલાતી** પુત્રને પુણ્યના પ્રભાવે સદ્‌ગુરૂનો સમાગમ થયો. જે **ચિલાતીપુત્રના** એક હાથમાં તીક્ષ્ણ ખડ્‌ગ ચમકારા કરતું હતું, અને બીજા હાથમાં તેજ તલવારથી છેદાયલું સુકોમળ બાળાનું ધડ વિનાનું મસ્તક રહેલું હતું, જેથી માર્ગે ચાલતાં સઘળી ભૂમી રૂધીરથી લેપાતી હતી. આવો ઘોર પાપી **ચિલાતીપુત્ર** પણ સન્મુખ રહેલા ધ્યાનસ્થ મુનિની પ્રશાંત મુદ્રા જોઇ શાંત થયો. સમતા રસના સમુદ્રભૂત મુનિના અમૃતમય મુખકમલે અંતરમાં સળગતો દાહ શાંત કર્યો. અને તે જ મુનિના મુખકમલમાંથી ઝરતા મધુર અમૃતમય **ઉપશમ, વિવેક** અને **સંવર**. આ ત્રણજ શબ્દોએ અંતરમાં રહેલા અજ્ઞાનપડદાને છિન્નભિન્ન કર્યો, એટલે જ્ઞાનદશા જાગૃત થઇ. તેજ શબ્દોની ઉંડી ભાવના કરતો **ચિલાતીપુત્ર** હિંસક મટીને અહિંસક પરિણામી થયો, હૃદયમાં નિર્મલ દયાનો ઝરો વહેવા લાગ્યો, પાપનો પશ્ચાત્તાપ થયો અને અશુભ પુંજનો વિનાશ કરી શુભ કર્મપુંજ ઉપાર્જન કરી ^વિક ઋદ્ધિ પામ્યો.

ઉપર કહેલા વૃત્તાંત ઉપરથી આપણે જાણી શકયા કે અખંડ પરાક્રમીઓને પણ કર્મ પરિણામના પ્રબલ પ્રતાપને આધીન થવું પડે છે. કર્મ પરિણામ કહો કે દૈવ કહો, આ સર્વ શબ્દો એકજ અર્થના પ્રરૂપક છે.

આપણા સુંદર રાજા પણ કર્મરાજાના નિબિડ પંઝામાં સપડાયા છે. હવે આપણે જોઇએ કે તે કર્મ, રાજાને શું કરે છે? ઉપર દર્શાવ્યા મુજબ રાણી દરરોજ કુટુંબનિર્વાહ માટે સાર્થવાહને ત્યાં મજુરી કરવા જાય છે. એક દિવસ મજુરી કરવા આવેલી રાણી ઉપર સોમદેવ સાર્થવાહની દૃષ્ટિ

પડી. સિંહાવલોકનથી પણ પરપુરૂષ પ્રત્યે દૃષ્ટિ નહિ દેનારી નિર્વિકારી રાણીને સાર્થવાહે મોહદૃષ્ટિથી નીહાળી. દેખતાંની સાથે તેના અંતરમાં વિકાર ઉત્પન્ન થયો, મોહપારતંત્ર્યની મજબુત બેડીથી જકડાયો. શુભ વાતાવરણના સુંદર પુદ્ગલો વિજળીના ચમકારાની જેમ વિનાશ પામ્યાં, અને અશુભ વાતાવરણથી વ્યાપ્ત થયો. સન્માર્ગદર્શક વિવેક પણ વિનાશ પામ્યો, અને ઇંદ્રિયના વિષયને પરાધીન થઇ કુળમર્યાદા અને જાતીમર્યાદાથી વિપરીત આચરણ આચરવાની મનોભાવના પ્રગટ થઇ. કવિકુલ શિરોમણી મહોપાધ્યાય શ્રી મચ્ચારિત્રસુંદરગણીવિરચિત કુમારપાલ મહા કાવ્યમાં પણ દર્શાવવામાં આવ્યું છે કે—

**"विवेकदीपो हृदितावदेव स्फुरत्यहो दर्शितधर्ममार्गः ।**
**उन्मूलिताचारविचारवृक्षो, न वाति यावत्किल कामवायुः ॥"**

ભાવાર્થ:—જ્યાં સુધી સુંદર આચાર અને વિચારરૂપ વૃક્ષનું ઉન્મૂલન કરનાર કામરૂપ પ્રચંડ વાયુનો ઝપાટો આવ્યો નથી ત્યાં સુધીજ સદ્દર્શનનો સરળ અને સુંદર માર્ગ દર્શાવનાર વિવેકરૂપ દીપકની જ્યોતિ પ્રકાશમાન હોય છે.

જેમ દીપકનો નાશ થાય ત્યારે પ્રકાશનો અભાવ અને ગાઢ અંધકારનો ઉદય થાય છે અને તેથી કરીને અંધારામાં રહેલી વસ્તુનું ભાન થતું નથી, તેમ વિષયતૃષ્ણાના તરંગમાં તણાતા પ્રાણીઓને વિવેકદશા નષ્ટપ્રાય થવાથી અને અજ્ઞાનતાનો ઉદય થવાથી વસ્તુઓની વાસ્તવિક સ્થિતિનું ભાન થઇ શકતું નથી. વસ્તુસ્થિતિએ દુઃખરૂપ છતાં પણ પોતાની મનોકલ્પનાથી ઇંદ્રિયના વિષયોમાં સુખબુદ્ધિ ધારણ કરી તેને પ્રાપ્ત કરવા અનેક કષ્ટો સહન કરે છે પરંતુ વિષ કરતાં પણ અધિક ઝેરી તે વિષયો પ્રાણીઓના પ્રાણનો વિનાશ કરે છે. કહ્યું પણ છે કે—"**उपभुक्तं विषं हन्ति विषयाः स्मरणादपि**" વિષનું જ્યારે ભક્ષણ કરવામાં આવે છે ત્યારેજ તે પ્રાણીઓના પ્રાણનો વિનાશ કરે છે પરંતુ વિષ કરતાં વિષમ વિષયોનું આસેવન તો દૂર રહો પરન્તુ તેનું

સ્મરણ કે શ્રવણ પણ પ્રાણીઓના પ્રાણનો વિનાશ કરે છે. વળી ભક્ષણ કરાએલું વિષ એકજ ભવના પ્રાણનો વિનાશ કરે છે ત્યારે વિષયો અનેક ભવના પ્રાણોનો વિનાશ કરે છે, અર્થાત્ અનેક ભવ સંબંધી જન્મ જરા મરણ વિગેરેના હેતુ થાય છે. ઇંદ્રિયોને તૃપ્ત કરવાની આશાથી વારંવાર થતું આસેવન મોહદૃષ્ટિને વૃદ્ધિ પમાડતું પ્રાણીઓને સંસારરૂપ ગહન અટવીમાં ફેંકી દે છે. વિષયોનો સ્વભાવ જ એવો છે કે-જેમ જેમ તેનો ઉપભોગ કરવામાં આવે તેમ તેમ તેના પ્રત્યે તૃષ્ણા દિન પ્રતિદિન વૃદ્ધિજ પામતી જાય છે. જેમ સેંકડો કે હજારો નદીઓના પ્રવાહથી પણ સમુદ્ર તૃપ્તિ પામતો નથી તેમ વિષયાસેવનથી કદીપણ ઇંદ્રિયવર્ગ સંતોષ પામતો નથી બલ્કે અનુકૂલ ઇન્ધનસંયોગે અગ્નિ જેમ વિશેષ પ્રદિપ્ત થાય છે તેમ અનુકુલ વિષયના યોગે વિશેષ પ્રકારે તેની તૃષ્ણા વૃદ્ધિ પામે છે. ભર્તૃહરિએ પણ કહ્યું છે કે—

" मत्तेभकुम्भदलने भूवि सन्ति शूराः,
केचित्प्रचन्डमृगराजवधेऽपि दक्षाः ।
किन्तु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य,
कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥१॥ "

ભાવાર્થ—મદોન્મત હસ્તિઓના કુંભસ્થળનું વિદારણ કરનાર અનેક શુરવીર યોદ્ધાઓ આ ભૂમંડળ પર મળી આવે છે તેમજ તેથી પણ અધિક શૌર્યતા દર્શાવનાર પ્રચંડ શુરવીર સિંહ જેવાઓનો વધ કરવામાં દક્ષ પણ મળી આવે છે; પરંતુ તે સર્વે બળવાનો આગળ ભુજાસ્ફાલન પૂર્વક મારે કહેવું પડશે કે મોટા મોટા દેવોને પોતાના પંજામાં સપડાવનાર, ત્રિલોકજેતા કામદેવના ગર્વનું ઉન્મૂલન કરનાર તેમાં કોઇ વિરલાજ મળી શકશે.

ઇંદ્રિયોને વશ નહિ થતાં તેને પોતાને વશ કરનારજ સાચો સુભટાગ્રણી અને સાચો સ્વતંત્ર છે, અંગુલીના અગ્ર ભાગ ઉપર ત્રણે ભુવનને ધારણ કરી નૃત્ય કરાવનાર શક્તિ-

માન ઇંદ્રાદિક દેવો પણ નિર્માલ્ય બની જઈ ઇંદ્રિયોને પરાધીન થાય છે. તૈજસ શરીરની જઘન્ય અવગાહનાનું સ્વરૂપ દર્શાવતાં મહોપાધ્યાય શ્રીમદ્વિનયવિજયજી મહારાજ લોકપ્રકાશક ગ્રંથના ત્રીજા સર્ગમાં દર્શાવે છે કે–

શરીરવડે દેવીને સ્પર્શમાત્ર પણ નહિ કરવાળા ફક્ત મનથીજ દેવીઓ સાથે ઉપભોગ કરનાર જેમનો ક્ષીણપ્રાય: કામાગ્નિ હોય છે. તે આનત પ્રાણુત આરણ અને અચ્યુત (નવ દશ અગીઆર અને બારમા ) દેવલોકના દેવતાઓ પૂર્વે મનુષ્યાવસ્થાના ઉપભોગમાં આવતી પોતાની સ્નેહાળ સ્ત્રીને અવધિજ્ઞાનથી ઓળખી, તેના પ્રેમપાશમાં નિયંત્રિત થઇ,મનુષ્ય લોકમાં આવી, દેવાયુ અલ્પમાત્ર બાકી રહેલું હોવાને લીધે બુદ્ધિની વિપર્યયતા પ્રાપ્ત થવાથી, કંદર્પની માલિન્યતાથી, અને કર્મના મર્મની વિચિત્રતાથી, ગાઢ અનુરાગપૂર્વક વિષયોપભોગ કરતા આયુષ્ય ક્ષયથી મરણ પામી તેજ સ્ત્રીના ગર્ભમાં ઉત્પન્ન થાય છે ત્યારે તે દેવની તૈજસ શરીરની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગમાત્ર સંભવી શકે છે.

સામાન્ય મનુષ્યસ્ત્રીને આશ્રયીને આવા સમર્થ દેવતાઓની પણ આવી અજબ પ્રકારની વિડંબના પ્રાપ્ત થાય છે, તો દુર્વાર કામદેવ આગળ સામાન્ય નિ:પરાક્રમી મનુષ્યની શી વાત કરવી! એના પંઝામાં સપડાયા પછી વિરલાજ બચી શકે છે, એટલા માટેજ ધર્મશાસ્ત્ર પ્રણેતાઓ ફરમાવે છે કે:—

" भवारण्यं मुक्त्वा, यदि जिगमिषुर्मुक्तिनगरीं
तदानीं मा कार्षी–र्विषयविषवृक्षेषु वसतिम् ।
यतश्छायाप्येषां, प्रथयति महामोहमचिरा–
दयं जन्तुर्यस्मात्–पदमपि न गन्तुं प्रभवति ॥ "

( સિન્દુરપ્રકર. )

આ સંસાર રૂપ વિકટ અટવીનો ત્યાગ કરી જો તને મુક્તિ નગરીમાં જવાની અભિલાષા થતી હોય તો વિષયરૂપ વિષવૃક્ષને વિષે તારૂં રહેઠાણ કરીશ નહિ, કારણ કે વિષય

વિષવૃક્ષના પત્ર પુષ્પ ફળાદિનું ભક્ષણ તો દૂર રહો પરન્તુ તેની છાયા પણ ત્વરાથી મહા મોહજાળને વિસ્તારે છે કે જ્યાંથી એક પગલું પણ આગળ પ્રયાણ કરવાને પ્રાણી સમર્થ થઇ શકતો નથી. માટેજ તે સંબધી વિકલ્પો હૃદયમાં ઉદ્દભવતાંની સાથેજ સદ્વર્ત્તનશાળી ભાગ્યવાનોના સદાચારની સદ્દભાવનાઓથી અને શાસ્ત્રોના રહસ્યની વિચારણાથી કુવિકલ્પોનો ઉચ્છેદ કરવોજ યોગ્ય છે. નહિ તો જેમ વહાણમાં પડેલું અલ્પમાત્ર છિદ્ર ઉપેક્ષા કરવાથી અનુક્રમે વૃદ્ધિ પામતું તેની ઉપર આરૂઢ થયેલા મનુષ્યોને સમુદ્રને કિનારે નહિ પણ સમુદ્રને તળીએ મુકે છે. નાનો સરખો અગ્નિનો કણીઓ મહાન્ દાવાનળને ઉત્પન્ન કરે છે, શરીરમાં પડેલું અલ્પમાત્ર વ્રણ આખા શરીરનો વિનાશ કરે છે, તેવીજ રીતે અનુક્રમે વૃદ્ધિ પામતા કુવિકલ્પોની ઉપેક્ષા અંતઃકરણને મલીન સંસ્કારોથી શ્યામ કરી આત્માને ઉન્માર્ગે પ્રયાણ કરાવે છે. ઉત્પન્ન થતાની સાથેજ જો તે વિકલ્પોને રોકવામાં આવે તો કદી પણ તે ઇંદ્રિયો આત્માને ઉન્માર્ગે નહિ જવા દે.

વિકારી સોમદેવ પોતાની ઇંદ્રિયને વશ થયો, જેથી તેજ ઇંદ્રિયે તેને ઉન્માર્ગમાં મુકયો, કંદર્પના બાણની વ્યથાથી વ્યથિત થઇ, વિવેક દૃષ્ટિનું ઉન્મૂલન કરી, અધમ માર્ગમાં પ્રવર્તમાન થયો. દારિદ્રદાવાનલથી દગ્ધ થયેલી રાણીના અંગ ઉપર જો કે પ્રથમની સ્થિતિમાં ઝળકતું સૌંદર્ય નિસ્તેજ હતું, તોપણ લાવણ્યતા તો અનુપમ ભાસમાન થતી હતી. બકુલ વૃક્ષના પુષ્પની માળા શુષ્ક થયા છતાં પણ પોતાની સુગંધને છોડતી નથી. લાવણ્યતામાં વ્યામૂઢ થયેલા સાર્થવાહે પોતાની વિષયાભિલાષા પૂર્ણ કરવા ખાતર પોતાનાજ મનુષ્યદ્વારા તેને પત્ની થવાની પ્રાર્થના કરી. બાહ્યથી મીઠા સાકર જેવા પણ અંદરથી વિષસમાન ઝેરીલા આ વચનોની અસર રાણી ઉપર વિપરીતજ થઇ. પ્રાચીનકાળની ઉત્તમ સ્ત્રીઓના પગલે અનુસરનારી રાણીને આ શબ્દો કરવતના ઘાતુલ્ય લાગ્યા. દુર્દૈવના વિષમ પ્રહારો વખતે રાણીના અંતઃકરણની જે વિષ-

માવસ્થા નહોતી થઇ તે આ અવસરે થઇ. વિષમ સંકટના સમયે પણ નિ:સીમ શાંતિ ધારણ કરનાર રાણી ઉપરોક્ત શબ્દો સાંભળ્યા પછી પોતાની શાંતિને ટકાવી રાખી શકી નહિ. આ અવસરે સાર્થવાહના તે મર્મઘાતક શબ્દોથી તે અતિ કોપાયમાન થઇ.

પવિત્ર સતી સ્ત્રીઓ ત્હાય તેવા પ્રસંગે પણ પોતાના નિર્મલ આચરણથી સ્ખલના પામતી નથી. પોતાના સતીત્વના સંરક્ષણ ખાતર અનેક પ્રકારના સંકટો સહન કરે છે. તેવા કટોકટીના પ્રસંગે પ્રિય પ્રાણોની પણ આહુતિ આપવા તૈયાર થઇ જાય છે. પરંતુ પોતાના નિર્મલ વ્રતને જરા પણ મલીન થવા દેતી નથી. આવાં ઉત્તમ આચરણોથીજ દુનિયા તેમના પવિત્ર નામોનું પ્રાત:કાળમાં સ્મરણ કરી પોતાને કૃતકૃત્ય માને છે.

ક્રોધાવેશથી રાણીની શાંતરસમય મુખમુદ્રા ઉપર ઉગ્રતાની છાયા છવાઇ ગઇ હતી અને તેથી સુંદર અને આનંદજનક આકૃતિ ભયંકર ભાસવા લાગી. આ અવસરે રાણીએ એ પણ વિચાર ન કર્યો કે હું કયે સ્થાને અને કોના સ્વાધીનમાં છું, તેમજ મારૂં રક્ષણ કરનાર આ સ્થળે કોણ છે. આવા વિચારો નિર્માલ્ય અંત:કરણમાં જ પ્રાદુર્ભાવ પામે છે, શૌર્યવાનનું અંત:કરણ આવા નિર્માલ્ય વિચારોથી સેંકડો ગાઉ દૂરજ હોય છે. તેઓ તો પોતાના પગ ઉપરજ નિર્ભર રહે છે. આજુબાજુના એક પણ પ્રસંગનો વિચાર નહિ કરતાં સતી સ્ત્રીએ પોતાની આકૃતિદ્વારા સાર્થવાહ સમક્ષ પોતાનું સત્ય સ્વરૂપ પ્રકાશિત કર્યું.

દુનિયામાં જોઇએ છીએ કે રંગમાં પડેલું ઉજ્વળ વસ્ત્ર જેવા રંગમાં પડયું હોય તેવા રંગવાળું થાય છે, તેમજ કાદવમાં પડયું હોય તો મલીન થાય છે, પરંતુ કહેવું પડશે કે–નામથી અબળા છતાં આશ્ચર્યજનક અચિંત્ય શક્તિસંપન્ન સતીઓ વ્યવહારમાં થતા આ અનુભવને પણ ખોટા પાડે છે. કંદર્પના વિષમજ્વરથી વિહ્વળ પ્રાણીના, રાગી અને

દુષ્ટ વિકલ્પોથી મલીન અંતઃકરણમાં રહેતા છતાં તે સતીઓ ઉજ્વલ શંખની માફક નિરાગી અને કાંસ્ય પાત્રમાં જળની જેમ નિર્લેપ રહી શકે છે.

રાણીને પણ દુષ્ટ સાર્થવાહના રાગી અને મલીન હૃદયમાં વાસ કરતા છતાં પણ લેશ માત્ર રંગનો પાશ કે શ્યામતા વળગી નહિ. સાર્થવાહે રાણીના ઉગ્ર સ્વરૂપથી તેનો આંતરિક અભિપ્રાય જાણી લીધો અને રખેને ધારેલી ધારણા નિષ્ફળ જાય એથી દુષ્ટ આશયવાળા કપટી સાર્થવાહે બાહ્યવૃત્તિથી મહાન આડંબરપૂર્વક મધુર વચનોથી રાણી પાસે ક્ષમાની યાચના કરી. કામાંધ સાર્થવાહે સતીનું સ્વરૂપ જાણ્યા છતાં પણ પોતાની નીચ વૃત્તિપર અંકુશ મુક્યો નહિ. પ્રત્યુત અનેક પ્રપંચોથી પણ તેને વશ કરી ધારેલી ધારણા સફળ કરવાના વિચારે તેના અંતરાત્માને કાજળથી પણ શ્યામ કર્યો. એ તો ચોક્કસ છે કે શસ્ત્રસહિત સન્મુખ રહેલા શત્રુના પ્રહારથી બચી પણ શકાય છે, પરંતુ બાહ્યથી મિત્રતાનો ડોળ કરનાર માયાવી શત્રુના વિષમિશ્રિત છુપા બાણપ્રહારથી બચી શકાતું નથી. વિચક્ષણ છતાં પણ રાણી સાર્થવાહના મીઠાં વચનોથી અંજાઈ ગઈ અને તેના અંતરનો દુષ્ટ આશય સમજી શકી નહિ. પ્રપંચી સાર્થવાહે પોતાની કપટજાળ એવી રીતે પાથરી કે તેમાં સપડાએલી રાણી ફરીથી કોટી-ઉપાયે પણ છુટી શકે નહિ. એક બાજુએ આંતરિક આશય છુપાવીને સાર્થવાહે વચનથી અને વર્તનથી વિશ્વાસ પમાડયો અને બીજી તરફ સાર્થવાહના વચનથી તેના સ્ત્રી વર્ગે રાણીને અધિક આશ્વાસન આપ્યું. વિશ્વાસુ રાણી હમ્મેશ મુજબ સાર્થવાહને ત્યાં કામકાજ કરતી હતી. છેવટે અવસર પામીને સાર્થવાહે પોતાની અધમાધમ વૃત્તિને અમલમાં મુકી.

એક દિવસે રાણી પ્રભાત સમયે સાર્થવાહને ત્યાં કાર્ય કરવા માટે ગઇ. દરરોજના રિવાજ મુજબ પોતાના યોગ્ય સઘળું કાર્ય કર્યું. કાર્ય સમાપ્ત થયા બાદ તેના તરફથી મળતી ભોજન વિગેરે સામગ્રી લઇ પતિ અને પુત્રોની સેવા

નિમિત્તે પોતાના મકાને જવા નીકળી, તે અવસરે સાર્થવાહ તરફથી સંકેત કરાએલા સ્ત્રીમંડળે અધિક કામકાજના બ્હાનાથી બપોરના અવસરે પણ આવવાનું જણાવ્યું. મુગ્ધા સતી સાર્થવાહનો પ્રપંચ જાણી શકી નહિ અને અધિક પ્રાપ્તિની અભિલાષાથી ફરી આવવાનું સ્વીકાર્યું. હર્ષપૂર્વક રાણી પોતાને સ્થાને જઇ, પતિ અને પુત્રોને ભોજન કરાવી, મધ્યાન્હ સમયે આનંદપૂર્વક ફરી સાર્થવાહને ત્યાં કામકાજ કરવા આવી. સાર્થવાહે પણ અન્ય અન્ય કાર્ય બતાવી છેક સંધ્યા સમય સુધી રાણીને પોતાના જ ઉતારામાં રાખી. ધીમે ધીમે અંધકારનું જોર ચારે બાજુએ ફેલાવા લાગ્યું. નીચ સાર્થવાહ આ અંધકારનો લાભ લઇ, દુઃખી સુંદર રાજા અને માતા સન્મુખ જોનારા કોમળ બન્ને બાળકોનો દુઃખદાયી વિયોગ કરાવી, બલાત્કારથી રાણીને પોતાના સાર્થમાં લઇ પોતાના નગર તરફ વિદાય થયો.

નિર્મૂળ વિનાશ પામેલી આશાના પુનર્જન્મે સાર્થવાહના હૃદયમાં આનંદની ઉર્મિઓ ઉછળી રહી હતી. તે એમજ સમજતો હતો કે—પતિવિનાની નિરાધાર અબળા હવે શું કરવાની હતી. આજે નહિ તો છેવટે અમુક દિવસો પછી પણ આપણી ધારણા સફળ થશે.

સ્વાર્થાંધ મનુષ્યો પોતાની કલ્પનાજાળને કેવી વિસ્તારે છે! તેઓને એ વિચાર નથી આવતો કે—અમારી કલ્પનાઓ, હવાઇકિલ્લાની માફક અસત્ય છે કે વજ્રની દિવાલ જેવી અચળ છે. આ વિચાર જો અંતરમાં ઉદ્‌ભવતો હોય તો અવશ્ય અલ્પમુદતમાં અલ્પપ્રયાસે તેઓ પોતાના સુવ્યવસ્થિત માર્ગે આવી શકે.

ઉન્માર્ગગામી સાર્થવાહ એ વિચારણાથી તદ્દન વિમુખજ હતો, એટલુંજ નહિ પણ વારંવાર પોતાની કલ્પનાનાં હવાઇ કિલ્લાને સુદૃઢ કરતો હતો. ' એક મજુરી કરનાર અબળાને સ્વાધીન કરવામાં અધિક પ્રયાસ કરવાની જરૂર નહિ પડે. દ્રવ્યવાનો પોતાના દ્રવ્યથી શું શું કાર્યો નથી કરી શકતા.

કંગાલ મજુરવર્ગ પૈસાના જ ભૂખ્યા હોય છે. જ્યાં પૈસા મળ્યા એટલે સ્વામિને સ્વાધીન, આવી ઉન્મત્ત કલ્પનાઓ વારંવાર લક્ષ્મીના મદથી અંધ થયેલા સાર્થવાહના અંતરમાં ઉદય પામતી હતી.' સાર્થવાહને એ ખબર ન હતી કે, સતીસમક્ષ આ મારો હવાઈકિલ્લો લાંબી મુદત નહિ ટકી શકે. વિષયાંધ સાર્થવાહે સતીને ચલાયમાન કરવા માટે વિવિધ પ્રકારના ઉપાયો યોજ્યા, દ્રવ્યાદિકની લાલચો આપી, અનેક પ્રપંચો કર્યા, છતાં તે સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા, જળની ભ્રાન્તિએ મૃગતૃષ્ણામાં પરિભ્રમણ કરનારો તૃષાતુર પ્રાણી કદીપણ તૃષાને શાંત કરી શકતો નથી.

સતીશિરોમણી રાણીએ સાર્થવાહના સારા યા ખોટા એક પણ વચનનો પ્રત્યુત્તર નહિ આપતાં પોતાના નિર્મળ અંતઃકરણમાં પ્રાણેશનું ધ્યાન ધરી મૌનનોજ આશ્રય કર્યો હતો. દુષ્કર્મોદયે સાર્થવાહના હૃદયમાં એ વિચાર ન ઉદ્ભવ્યો કે પૂર્વ દિશામાં ઉદય પામતો સૂર્ય કોઇ પણ વખતે પશ્ચિમ દિશામાં ઉદય પામતો જ નથી. કલ્પાન્તકાળે પણ ગંભીર સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે નહિ, અચળ મેરૂપર્વત કોઇપણ વખતે કંપાયમાન થતો નથી તેમ સતી સ્ત્રીઓ પ્રાણાન્તકષ્ટો સુધીના વિષમ સંયોગોમાં પણ પોતાના પવિત્ર આચરણથી અંશ માત્ર પણ ચલાયમાન થતી નથી.

પુષ્પવાટિકામાં પરિભ્રમણ કરનારો વિવેકી મધુકર કમલના પરાગથી પરાંગમુખ થતો નથી ત્યારે નિર્વિવેકી—સારાસારનો અપર્યાલોચક ક્ષુદ્ર જંતુ તે અનુપમ સુગંધનો અનાદર કરી નિર્ગંધ યા દુર્ગંધ પુષ્પને સર્વ સંપત્તિનું સ્થાન માને છે. વિવેકી રાજહંસ નિર્મળ માનસરોવરમાં સર્વાત્માએ મગ્ન રહે છે ત્યારે અશુચીસ્થાને પરિભ્રમણ કરનારો ભુંડ વિષ્ટામાંજ સુખનો અનુભવ કરે છે.

મોહાંધ સાર્થવાહ ઇંદ્રિયોના વિષયને પરાધીન થઇ અભિનવ અમૃતસમાન અને ઔષધવિનાના રસાયણતુલ્ય અખંડ સુખના સાધનભૂત નિવૃત્તિ માર્ગનો અનાદર કરી એકાંત

દુઃખના સાધનભૂત વિષયોપભોગ પ્રત્યે દિનપ્રતિદિન તીવ્ર અભિરૂચીવાળો થતો ગયો; પરંતુ રાણી આગળ તેના સઘળા પ્રપંચો નિષ્ફળ નિવડયા. સ્વભાવથી સૌમ્યદ્દષ્ટિવાળી છતાં પણ સાર્થવાહપ્રત્યે તે ભયંકર ક્રુર દૃષ્ટિવાળી હતી. સુશીલ રાણી પ્રત્યે તેના સતીત્વના પ્રભાવે દુર્બુદ્ધિ સાર્થવાહ અલ્પમાત્ર પણ વિરૂપ આચરણ કરવા સમર્થ થયો નહિ. જો કે પ્રથમ દુસહ્ય દુ:ખમાં દિવસો નિર્ગમન કરતાં છતાં પણ રાણી પતિ-પુત્રોના સમાગમના સુખથી આનંદમગ્ન રહેતી હતી, પણ દુર્દૈવે તે આનંદનો પણ ઉચ્છેદ કર્યો અને પતિપુત્રોનો વિયોગ કરાવી નવીન દુ:ખ ઉપસ્થિત કર્યું. જો કે આવા સંકટમાં પણ સાત્વિક રાણીને પોતાના દુ:ખનો વિચાર આવતો નહોતો, પરંતુ " મારા સુકોમળ પ્રાણપ્રિય પતિ અને મારા મુખ સામું જોઇ રહેનારા મારા બાળપુત્રોને મારા અભાવે ઉદરપોષણને માટે પણ કેવા પ્રકારનું સંકટ સહન કરવું પડતું હશે ! મારા વિયોગથી તેઓ કેવા ચિંતાતુર થતા હશે !" આ વિચારોથીજ રાણીનું હૃદય દુ:ખથી ભરપુર રહેતું હતું. આ પ્રમાણે સાર્થવાહના સમુદાયમાં રહીને અનેક સંકટોનો અનુભવ કરતી રાણી પતિપુત્રના સ્મરણમાં પોતાના દિવસો નિર્ગમન કરતી હતી.



## પ્રકરણ ૫ મું.

### પડતા પર પાટુ.



અનુક્રમે પ્રયાણ કરતો સૂર્ય—અસ્તાચળના ઉન્નત શિખરે આરૂઢ થવા લાગ્યો. આકાશમંડળ સંધ્યાના ચિત્રવિચિત્ર રંગથી શોભાયમાન જણાતું હતું. પશુ પંખીઓ પણ દિવસનો પ્રવાસ પુરો કરી પોતાને સ્થાને ઉત્સાહપૂર્વક આવતા હતા. ગોવાળીઆઓ વિગેરે પણ પોતાનાં ઢોર લઇ સીમમાંથી ગામમાં આવતા હતા, અને ધીમે ધીમે સર્વત્ર શાંતિનાં કિરણો પથરાતા ગયા. તે અવસરે એક મકાનમાં એક પુખ્ત ઉમરનો પુરૂષ

અને બે નાનાં બાળકો કોઈની રાહ જોતાં તેના આગમનના માર્ગ તરફ એક દૃષ્ટિએ જોઇ રહ્યાં હતાં. સૂર્ય અસ્ત થયો, અને સર્વત્ર અંધકાર વ્યાપવા લાગ્યો, છતાં હજુ સુધી તેઓને તેનો સમાગમ થયો નહિ. પુખ્ત વયવાળા પુરૂષના હૃદયમાં અનેક વિચારો ઉદ્‌ભવવા લાગ્યા. તેનું આગમન નહિ થવાથી તે ચિંતાતુર થયો, અને તેથી તેનું અંતઃકરણ વિહ્વળ બન્યું. જો કે સ્વાભાવિક રીતે તે દૃઢ પરાક્રમી હતો, એટલે તે સ્થિતિમાં બેસી નહિ રહેતાં તેની શોધખોળ કરવા માટે પોતાના મકાનની બહાર નીકળ્યો, અને તેના આવવાના માર્ગ તરફ પ્રયાણ કર્યું.

વાંચક મહાશયો સમજી શકયા હશે કે—પુખ્ત ઉમ્મરવાળો પુરૂષ તે, રાત્રી પડી અને અંધકાર થયો છતાં ઘેર નહિ આવેલી રાણી **મદનવલ્લભા**ની શોધ કરવા નિકળેલો **સુંદર** રાજા પોતેજ હતો. રાજા તેના આવવાના જ માર્ગે અંધારી રાત્રીએ સાર્થવાહના પડાવ સુધી પહોંચી ગયો. ત્યાં જઈ જુએ છે તો ન મળે સાર્થવાહ કે સાર્થવાહના માણસો વિગેરે કે રાણી. આવી વિચિત્ર ઘટના જોઇ સ્વાભાવિક દુઃખગ્રસ્ત રાજા વિશેષ ચિંતાતુર થયો. ચારે બાજુએ તપાસ કરી છતાં રાણીનો કોઇ પણ સ્થળે પત્તો લાગ્યો નહિ. રાજા જેવો ગયો હતો તેવોજ વીલે મુખે પાછો આવ્યો. રાજાને શંકા પડી કે સાર્થવાહ બલાત્કારે સાર્થની સાથે રાણીને લઇ ગયો હશે. હકીકત પણ સાચીજ હતી કે દુર્બુદ્ધિ સાર્થવાહ દુષ્ટ આશયથી રાણીને હરી ગયો છે, જે આપણે ગત પ્રકરણમાં જાણી ગયા છીએ.

આ સ્થળે કવિ ઘટના કરે છે કે—રાણી **મદનવલ્લભા**નું હરણ કરનાર સાર્થવાહ, પતિપત્નીના વિયોગ સંબંધમાં દોષ પાત્ર નથી, પરંતુ શોકય તરિકે આવેલી દુઃખી અવસ્થાજ અપરાધને પાત્ર છે. દુનિયામાં શોકયનાં કાર્યો કેવાં હોતાં હશે તેનો ચિતાર દુનિયાને દર્શાવવો પડે તેમ નથી. સ્વાભાવિક રીતે દુનિયાને તેનો અનુભવ થયા કરે છે. દુર-

વસ્થાએ પ્રથમથીજ રાજાના મંદીરમાં પોતાનો પગપેસારો કરી પોતાની સત્તાની જમાવટ કરી હતી અને અવસર પામીને તેનો ઉપયોગ કરવાની તીવ્રભાવના વારંવાર ઉદ્‌ભવતી હતી. દુરવસ્થા શોકયને વિચાર થયો કે મારૂં આગમન થયા છતાં પણ શું મારી વિરોધી રાણી રાજાના મંદિરમાં રહીને તેના સમાગમનું અખંડ સુખ અનુભવે ! શું અત્યાર સુધીની ઉપાર્જન કરેલી પ્રબળ સત્તા નિરર્થક થશે. ઉત્પન્ન થયેલી આવી તીવ્ર ઈર્ષાના પરિણામે દુરવસ્થાએ પોતાની વિરોધી રાણીનો રાજાથી વિયોગ કરાવ્યો. વળી રાજાના અંતઃપુરમાં સર્વથા સ્ત્રીનો અભાવ અનુચિત ગણાય કેમકે સામાન્ય રીતે ગૃહસ્થનું ઘર સ્ત્રી વિના અરણ્યતુલ્ય ભાસે છે. આ હેતુથી દુરવસ્થા પીશાચણીએ રાજાનાજ મંદીરમાં પોતાનો સ્થિરવાસ કરી ઈચ્છાસુજબ સુખનો અનુભવ કર્યો. એક બાજુએ રાજા દુરવસ્થાના યોગે દુઃખના વિષમ પર્વતોનું ઉલ્લંઘન કરતો હતો ત્યારે બીજી બાજુથી રાણીના વિયોગે તે દુઃખમાં વધારો થયો. આ અવસરે રાજાનું અંતઃકરણજ જાણે કે રાજાને કેવું દુઃખ થતું હશે, [1]પુટપાક સમાન તીવ્ર દુઃખ રાજાને તે વખતે થયું.

રાણીના વિયોગથી અતિશય દુઃખી રાજા વિચારમાળાના અનેક મણકા ફેરવવા લાગ્યો. "હા ! દુર્દૈવ ! તેં આ શું કર્યું. તારાથી આટલું પણ સહન ન થઈ શકયું કે જેથી મને મારી પ્રાણવલ્લભાથી પણ વિયોગ કરાવ્યો. અરે ! મને તો તે દુઃખનો ભય નથી, હું તો કઠોર અંતઃકરણવાળો છું જેથી તે દુઃખોને વધાવી લઇ સઘળું સહન કરીશ પણ મુગ્ધ અને સુકોમળ રાણી તેને શી રીતે સહન કરી શકશે ? હા ! મારા વિયોગે રાણીની કેવી દુર્દશા થતી હશે ? તેના ઉપર કેવા પ્રકારના સંકટના પ્રહારો પડતા હશે ? અને કેળના સ્થંભને કંટકપ્રહાર સમાન તેનું કોમળ શરીર અને અંતઃકરણ કેવી રીતે તે દુઃખો સહન કરતું હશે ? અરે દૈવ ! તારી ઘટના તો

૧ જેમ શરીરપર એક ફોલ્લો પડયો હોય અને તે જ્યારે પરિપકવ દશામાં આવે ત્યારે જેવું દુઃખ ઉત્પન્ન થાય તેવું.

કોઈ અજબ છે. નિર્મળ રાણીને પણ તેં તારા પ્રહારોથી વંચિત રાખી નહિ." હજુપણ રાજા દૈવને ઉપાલંભ આપતો પોતાની નિડરતા વચનદ્વારા પ્રગટ કરતો કહે છે કે—

હે દૈવ! આ સંકટોને પણ અમે સહન કરીશું; હજુ પણ બાકી રહેલા તારા બીજા મનોરથો પણ પૂર્ણ કરી લે. આ સૃષ્ટિરૂપ રંગભૂમિપર તારે જેટલા અને જેવા પ્રકારના નાટકો કરાવવાં હોય તે સર્વ કરાવી તારી મનોવાંછા પૂર્ણ કરી લે, અમો તે સઘળું સહન કરવા માટે તૈયાર છીએ. આ પ્રમાણે દૈવને ઉપાલમ્ભ આપી દુઃખના ડરથી કાયર થતા હૃદયને શુરવીર સત્પુરૂષોના આચરણની સુંદર ભાવનાથી સુદૃઢ બનાવ્યું, અને બાકી રહેલી રાત્રી પૂર્ણ કરી.

પ્રભાતનો સમય થવા લાગ્યો, કુકડાઓ પણ કુકરેકુકના અવાજો કરી નિદ્રાધીન મનુષ્યોને જાગ્રત કરવા લાગ્યા રાત્રીએ એક સ્થળે એકત્ર થયેલા પક્ષીઓ પણ રાત્રી સમાપ્ત થવાથી મધુર અવાજ કરતાં દિશાંતરોમાં પ્રવાસ કરવા લાગ્યાં. ધીમે ધીમે સર્વથા અંધકારનો નાશ થયો, અને સર્વ દિશાઓમાં સુર્યનાં કિરણોની પ્રભા વ્યાપવા લાગી. આ અવસરે રાણી શી રીતે મળે અને નહિ મળતાં સુધી આ બાળકોના અને મારા ઉદરપોષણને માટે શી વ્યવસ્થા કરવી, કેવા પ્રકારનું કાર્ય કરવું ઇત્યાદિ, અનેક પ્રકારની વિચાર શ્રેણિમાં વ્યામૂઢ થયેલો રાજા શોકગ્રસ્ત ચ્હેરે પોતાના મકાનમાં બેઠો હતો, તેવામાં બગીચાનો અધિપતિ આશ્રિતવત્સલ શ્રેષ્ઠિ શ્રીસાર બગીચામાં રહેલા સર્વ મનુષ્યોની સ્થિતિ તપાસતો ત્યાં આવી પહોંચ્યો અને ચિંતાતુર સુંદર રાજાઉપર તેની દૃષ્ટિ પડી.

વાંચકો! આ સ્થળે આપણે તે ઉદાર શ્રેષ્ઠિની કેટલીક જીવનચર્યા તપાસીએ કે જે ચર્યા ઉપરથી ધનવાન કે નિર્ધન, વિદ્વાન્ કે અલ્પજ્ઞ, કુટુંબવાન કે કુટુંબહીન, સ્ત્રી કે પુરૂષ કોઇ પણ વ્યક્તિ અગાધ સંસારસાગરમાં આડાઅવળા માર્ગે ભટકતી પોતાની જીવનનૌકાને સુઘટિત માર્ગે લાવી શકે, અ-

ર્થાત્ મનુષ્યત્વ તરિકેની પોતાની ફરજો સમજી શકે.

શ્રીસાર શેઠના અંતઃકરણમાં નિર્મળ દયાનો ઝરો વહી રહ્યો હતો. દુઃખી પ્રાણીને દેખતાંની સાથેજ તેનું હૃદય દયાથી આર્દ્ર થતું હતું એટલુંજ નહિ પણ તેના દુઃખને દૂર કરવા માટે પોતાનાં તન મન અને ધનની પણ દરકાર રાખતો નહતો. જે શેઠના દ્રવ્યનો વ્યય બીજાઓને પોતાની સત્તા નીચે દબાવવામાં કે બીજાઓનું નિકંદન કરવામાં યા ત્રાસ ઉત્પન્ન કરવામાં થતો ન હતો, પરંતુ બીજાઓનાં દુઃખો દૂર કરવામાં અને તેઓને સુખી કરવામાંજ થતો હતો. દ્રવ્યવાનોનાં દ્રવ્યની સાર્થકતા ત્યાંજ આગળ રહેલી છે નહિ કે માત્ર પોતાના યા પોતાના સ્વજનવર્ગના ઉદરપોષણ ખાતર કે મોજશોખની ખાતર; એવી રીતે તો દુનિયામાં પશુઓ પણ પોતાનું અને પોતાનાં બાળબચ્ચાંનું ઉદરપોષણ કરે છે અને જો એમજ હોય તો મનુષ્યજીવન અને પશુજીવનમાં શો વિશેષ તફાવત કહી શકાય. શેઠનું જીવન તેવું ન હતું બલ્કે ઉચ્ચતર મનુષ્યજીવનની સમકક્ષામાં આવે તેવું જીવન વ્યતિત થતું હતું. તેના અંતરમાં ઉજ્વળ સર્વજ્ઞભાષિત ધર્મનું રહસ્ય ઝળકી રહ્યું હતું. જે ધર્મનું મૂળજ દયા છે, તેના ઉપરજ સર્વ ધર્માનુષ્ઠાનોનો આધાર છે. પંડિત પ્રકાંડ શ્રીમાન્ શાંતિસૂરીશ્વરજીપ્રણિત ધર્મરત્ન પ્રકરણમાં દર્શાવ્યું છે કે—

" **मूलं धम्मस्स दया तयणुगयं सव्वमेवऽणुट्ठाणं** "

ભાવાર્થ—દયા એજ ધર્મનું મૂલ છે અને બાકીના દાન, શીલ, તપશ્ચર્યા, વૈયાવચ્ચ આદિ સર્વ અનુષ્ઠાનો તેનેજ અનુસાર રહેલાં છે.

દયા વિનાની સઘળી શુભ ક્રિયાઓ તુષખંડનતુલ્ય નિષ્ફળ છે. જ્યાં દયા નથી ત્યાં વાસ્તવિક ધર્મની પ્રાપ્તિ પણ નથી. જેમ ઉખર ક્ષેત્રમાં—દગ્ધ ભુમિમાં અનાજના ચ્હાય તેવા સુંદર દાણાઓ વાવ્યા હોય, વરસાદનું પાણી પણ પ્રમાણોપેત પડયું હોય, પવન આદિ સાનુકુલ સામગ્રીઓનો પણ

સદ્ભાવ હોય, ફલ નિષ્પત્તિને માટે પ્રયત્ન પણ તેટલાજ પ્રમાણુમાં કરવામાં આવ્યો હોય છતાં તે સઘળાં સાધનો ફળપ્રાપ્તિરૂપ સાધ્યને સાધી શકતાં નથી. તેમ જેનું અંતઃકરણ દયાની નિર્મળ વાસનાથી વિમુખ હોય તે પ્રાણી ચ્હાય તેવી તપશ્ચર્યા કરે, જ્ઞાન ભણે, પરંતુ તે યથાવસ્થિત ફળને પ્રાપ્ત કરી શકતા નથી, ક્હો કે તે સઘળી ક્રિયાઓ તેની નિષ્ફળ જેવી છે; ત્યારે જે અંતઃકરણ નિર્મળ દયાની વાસનાથી વાસિત હોય છે તેજ અંતઃકરણમાં નિઃસ્વાર્થવૃત્તિ, સદ્વર્ત્તનાદિ અનુપમ ગુણોનો આવિર્ભાવ થાય છે.

અન્ય સ્થળે પણ એક કવિશ્રીએ કહ્યું છે કે—

"**कृपानदीमहातीरे, सर्वे धर्मास्तृणांकुराः।**
**तस्याः शोषमुपेतायां, कियन्नंदंति ते चिरम् ॥ १ ॥**"

ભાવાર્થ—જેમ નદીમાં જલનો સંચય હોય તોજ તેના કિનારે રહેલા સુંદર તરણાના અંકુરાઓ વિગેરે વનસ્પતિ પ્રફુલ્લિત હોય છે, પરંતુ જ્યારે તે નદીમાં પાણી બીલકુલ હોતું નથી એટલે કે તે જળાશય શુષ્ક થઈ જાય છે ત્યારે કિનારે રહેલાં ઘાસ વિગેરે પણ સુકાઇ જાય છે, તેવીજ રીતે કૃપારૂપી અમૃતજળથી ભરપુર નદીના કિનારે ઉગેલાં તૃણાંકુર સમાન અન્ય સર્વ ધર્માનુષ્ઠાનો છે. તેજ કૃપા નદી જ્યારે સુકાઈ જાય ત્યારે કિનારે રહેલાં તૃણાંકુર સમાન અન્ય ધર્માનુષ્ઠાનો કેટલી મુદત સુધી ટકી શકે ?

આપણે આ ઉપરથી જાણી શકયા કે ધર્મનું મૂલ દયા છે અને એતો ચોક્કસ છે કે મૂળ વિનાનું વૃક્ષ કદી પણ નવપલ્લવિત નહિ થાય, તેનાથી બીજાઓ શાંતિ પણ નહિ પામે તો પછી તેમાંથી સુંદર ફળોની આશા રાખવી એતો મૃગતૃષ્ણામાંથી જલનું પાન કરી તૃષા શાંત કરવા જેવું છે. નિર્ધન દીન કે અંગોપાંગહીન દુઃખી પ્રાણીને દેખીને જેના અંતઃકરણમાં દયાનો અંકુરો ઉત્પન્ન ન થતો હોય તો જાણવું કે તેનાં અંતરમાં કલ્પવૃક્ષ સમાન અભિષ્ટ ફળદાયી સર્વજ્ઞભાષિત ધર્મની વાસના માત્ર પણ નથી; જો કે જગતમાં અન્ય પ્રાણી-

ઓને દુઃખી દેખી દયાર્દ્ર થનારા અને તેના દુઃખ દૂર કરવા કટીબદ્ધ થનારા પુરૂષો બહુજ થોડા દૃષ્ટિગોચર થાય છે. કહ્યું પણ છે જે—

"शूराः सन्ति सहस्रशः प्रतिपदं, विद्याविदोऽनेकशः,
सन्ति श्रीपतयो निरस्तधनदा–स्तेऽपि क्षितौ भूरिशः।
किंत्वाकर्ण्य निरिक्ष्य चान्यमनुजं, दुःखार्दितं यन्मनः,
ताद्दश्यं प्रतिपद्यते जगति ते, सत्पुरुषाः पंचषाः ॥ १ ॥"

ભાવાર્થ—પરરાજ્યના બલવાન લશ્કરને જીતનારા હજારો શુરવીર સુભટો અનેક સ્થળોએ મળી આવે છે, વિદ્યાવિશારદો પણ અનેક સંખ્યાવાળા જોવામાં આવે છે, પોતાની ઋદ્ધિએ કરી કુબેરભંડારી જેવાનું પણ અભિમાન ઉતરાવનાર ઋદ્ધિ-પૂર્ણોની પણ આ ભૂમંડળપર ખોટ નથી, અર્થાત્ તે પણ ઘણાએ મળી આવે છે પરંતુ દુઃખથી પીડાતા મનુષ્યના દુઃખને સાંભળવા કે દેખવા માત્રથી જેનું અંતઃકરણ તન્મય થાય છે તેવા સત્પુરૂષો આ દુનિયામાં જવલ્લે કોઇકજ મળી શકે છે.

પોતાના સુંદર વર્તનથી શેઠ પણ સત્પુરૂષોની ગણનામાંજ હતા. વિશેષમાં શેઠે પોતે, બીજાઓ, અને બગીચામાં રહેલા પોતાના આશ્રિતો, જિનેશ્વર ભગવાનનાં દર્શનનો લાભ લઇ શકે એટલા માટે એક રમણીય જિનેશ્વરભગવાનનું મંદીર પણ બંધાવ્યું હતું.

આવા પ્રકારની ધર્મની ઉદાર ભાવનાથી જેનું અંતઃકરણ સુવાસિત હતું. પરોપકારપરાયણ શેઠને પરોપકાર કરવો એજ પ્રાતઃકાલનું પ્રથમ કાર્ય હતું–મારે આશ્રિત રહેલા મનુષ્યોની સ્થિતિ કેવા પ્રકારની છે, તેઓ સુખી છે કે દુઃખી છે, દુઃખી છે, તો તેઓને કઇ કઇ બાબતની ન્યૂનતા છે, આ સર્વ હકી-કતની શેઠ સંભાળ રાખતા હતા અને તેમના દુઃખને બનતા પ્રયત્ને દૂર કરી સઘળાઓને પ્રસન્ન કરતા હતા. આપણે જાણી ગયા કે–દરરોજના રિવાજ મુજબ એક દિવસ શ્રીસાર શેઠ પોતાને આશ્રયે રહેલા સઘળાઓની સંભાળને માટે નિકળ્યો

અને ફરતો ફરતો અનુક્રમે રાજાની મઢી આગળ આવી પહોં-ચ્યો. ચિંતાતુર રાજા તરફ તેની દૃષ્ટિ પડી, સૌમ્યદૃષ્ટિએ અને મધુર વચને શેઠે રાજાને પ્રશ્ન કર્યો. ભદ્ર! તું આજે ચિંતા-તુર કેમ જણાય છે? શેઠના તરફથી પોતાની પરિસ્થિતિનો પ્રશ્ન સાંભળી રાજા શરમાઇ ગયો અને પત્નિવિયોગનું પુનઃ સ્મરણ થવાથી હૃદય ભરાઈ આવ્યું. લજ્જા અને શોક ઉભયભાવ એકી વખતે રાજાના અંતઃકરણમાં પ્રગટ થયા. શેઠના પ્રશ્નનો ઉત્તર રાજા આપી શકયો નહિ. એટલામાં પાડોશીઓએ આવીને શેઠની આગળ રાજાનો સઘળો ઇતિહાસ વર્ણવ્યો. જો કે રાજાનો આ ઇતિહાસ પુરતો ન હતો કેમકે–પાડોશીઓએ તો માત્ર બાગમાં આવ્યા પછીનીજ રાજાની સ્થિતિ નિહાળી હતી. આ અવસરે શેઠે જો રાજાનો પ્રથમનો ઇતિહાસ જાણ્યો હોત તો તેના દયાળુ અંતઃકરણમાં કેવો આઘાત લાગત અને કેવા અટપટા વિચારનું આંદોલન થાત તથા તે સ્થિતિ જાણ્યા પછી શેઠ તેને કઈ સ્થિતિમાં મુકત તેતો શેઠનું દયાળુ અંતઃકરણ જાણે. પાડોશીદ્વારા આટલી માત્ર હકીકત જાણવાથી અને માતાને નહિ દેખવાથી દુઃખી નિસ્તેજ મુખવાળા દયામણા બાળકોને દેખવાથી શેઠનું હૃદય દુઃખી થયું. દયાળુ શેઠે શાંતિનાં વચનોથી રાજાને આશ્વાસન આપ્યું અને કહ્યું કેઃ—

'હે ભાગ્યવાન! તું તારા હૃદયમાંથી શોકને દૂર કર, લેશમાત્ર પણ અધૈર્યતા ન કરીશ. આજથી તારી અને તારા બાળકોની ભોજન સંબંધી યા વસ્ત્ર સંબંધી સઘળી ચિંતા હુંજ કરીશ.'

શેઠે માત્ર બાહ્યથી મીઠા વચનોનો ઉચ્ચાર કરી રાજાને આશ્વાસન નહોતું આપ્યું પણ આવું સુંદર કાર્ય કરી સંતોષ પમાડયો, આનું નામજ પવિત્ર હૃદયની ઉદાર ભાવના અને ધાર્મિક ઉંડો પ્રેમ. ઉચિત કાર્યકારી શેઠે તેના બદલામાં સુંદર કાર્ય સુંદર રાજાને બતાવ્યું કેઃ—

'આ તારા બન્ને પુત્રો બગીચામાં જઇ પુષ્પના છોડ

પરથી પુષ્પો ચુંટી એકઠા કરી લાવે અને તારે બગીચામાં રહેલા આ જીનેશ્વરભગવાનના મંદીરમાં ત્રણ કાળ દેવપૂજા કરવી.'

'જો કે શેઠે દર્શાવેલું કાર્ય ઘણુંજ સુંદર હતું એમ રાજા જાણુતો હતો છતાં એક સેવક તરીકે શેઠને ત્યાં રહી કાર્ય કરવું એ તેના હૃદયમાં વિશેષ સાલતું હતું, છતાં પણ ઉદરનિર્વાહ માટે તે કાર્ય કર્યા વિના ચાલે તેમ ન હતું. દુનિયામાં નહિ કરવા લાયક એવાં ક્યાં કાર્યો છે કે જે દૂર્ભર ઉદર માટે પ્રાણીઓને નથી કરવાં પડતાં. જીંદગીભર જેની સન્મુખ પણ ન જુએ તેવાઓને સ્વાર્થની ખાતર બે હાથ જોડીને નમસ્કાર કરવો પડે છે. કટ્ટા શત્રુ પ્રત્યેપ ણ હસતું મુખ રાખી મિત્રતા દર્શાવવી પડે છે. દુનિયામાં પણ કહેવાય છે કે 'પેટ કરાવે વેઠ.' ન છુટકે રાજાએ શેઠનાં વચનો સ્વીકાર્યાં અને પુત્રો સહિત શેઠે દર્શાવેલું કાર્ય કરવા તત્પર થયો. જેમ નૃત્ય કરનારને પટહ વગાડનાર જેવા પ્રકારનો તાલ આપે તેવા પ્રકારે નૃત્ય કરવું પડે છે તેવી રીતે સંસારનાટયભૂમિમાં પ્રાણીઓને પટહવાદક દૈવ જેવા પ્રકારે પટહ વગાડે તે પ્રમાણે અવશ્ય નૃત્ય કરવુંજ પડે છે. દૈવ આગળ નૃત્ય કરનાર સુંદર રાજા જોકે કાર્ય કરવામાં બિલ્કુલ અનભિજ્ઞ હતો, જે આપણે ત્રીજા પ્રકરણમાં જાણી ગયા છીએ, તેજ રાજા એવો કાર્યકુશળ થયો કે—જેનું કાર્ય દેખી શેઠનું અંતઃકરણ અતિશય આનંદ પામતું હતું.

લોકમાં પણ કહેવત છે કે 'કામ કામને શિખવે.' કવિ કહે છે કે રાજા કાર્યકુશળ થયો તેમાં કાંઇ નવાઇ જેવું નથી.

**"यथा लक्ष्म्या विदग्धत्वं, विभ्रमं यौवनश्रिया !**
**प्रेष्यभावं तथा जीवः, शिक्ष्यते दुरवस्थया ॥ "**

જેમ લક્ષ્મી ડહાપણ ઉત્પન્ન કરે છે, યૌવનની શોભા વિભ્રમો (નેત્રાદિના ચાળા) કરતાં શિખવે છે તેવી રીતે દુરવસ્થા આપોઆપ પ્રાણીઓને સેવકધર્મમાં પ્રવીણતા પ્રાપ્ત કરાવે છે, તેને પ્રેષ્યભાવ શીખવા જવો પડતો નથી. બગીચામાં રહેલા સુંદર રાજા બન્ને પુત્રો સહિત શેઠનું કાર્ય કરી

શેઠને સંતોષ પમાડતા હતા અને શેઠ પણ સદ્ભાવપૂર્વક તેઓના પ્રત્યે મીઠી દૃષ્ટિથી જોતા હતા.

એક દિવસે શ્રીસાર શેઠ પોતાના બગીચાની શોભા નિહાળતો ચારે દિશામાં પરિભ્રમણ કરતો હતો, તેવામાં બગીચાના એક વિભાગમાં થતા હૃદયભેદક વિચિત્ર બનાવ તરફ અચાનક શેઠની દૃષ્ટિ પડી. એક હાથમાં ધનુષ્ય અને બીજા હાથમાં બાણ ધારણ કરી વૃક્ષ ઉપર બેઠેલા પક્ષી તરફ નિશાન તાકી આખેટક (શીકારની) ક્રિયા કરતા બે બાળકોને જોયા અને તેને ઓળખ્યા. આ બાળકો તે સુંદર રાજાનાજ બન્ને પુત્રો હતા. દયાળુ અંતઃકરણમાં આ દેખાવે અતિશય આઘાત કર્યો. ધર્મી શેઠ આ બનાવ શી રીતે જોઇ શકે. પાપકર્મ જોતાંની સાથે તેનું હૃદય ધ્રુજ્યું. પોતાનાજ બગીચામાં પોતાનાજ મનુષ્યદ્વારા થતા આવા કરપીણ કાર્યે શેઠને કોપાયમાન કર્યો. કોપના આટોપથી લાલ નેત્રવાળો શેઠ બાળકો પાસે ગયો અને બન્નેને સખ્ત સજા કરી હાથમાં રહેલાં ધનુષ્યો અને બાણોના ટુકડેટુકડા કરી ફેંકી દીધા. બિચારા માતા વિનાના દીનમુખવાળા મુગ્ધ બાળકોને માર મારી કરૂણ સ્વરે રૂદન કરતા મુકયા, એટલુંજ નહિ પણ શેઠે પોતાના બગીચામાંથી પણ બહાર કાઢી મુકયા અને રાજા પાસે આવી આવેશમાં આવી જઈ તિરસ્કારસૂચક શબ્દોદ્વારા કહ્યું કે 'તારે એક ક્ષણ માત્ર પણ મારા બાગમાં રહેવું નહિ, અધમાધમ કાર્ય કરનારા તારા પુત્રો સહિત હમણાંજ મારા બગીચામાંથી નીકળી જવું.'

જે રાજા હમેશાં શેઠના સૌમ્ય મુખારવિંદમાંથી ઝરતા શીતલ અને મધુર વચનામૃતોનું પાન કરતો હતો તેજ રાજાના કર્ણયુગલમાં શેઠ તરફથી પરિતાપ ઉત્પન્ન કરનારા કઠોર વચનોનો સંચાર થયો, રાજાના દુઃખનો પાર રહ્યો નહિ, જેનું દુઃખ સાંભળી શેઠનું અંતઃકરણ દયાથી ભીંજાયું હતું, તેજ શેઠનું હૃદય આ અવસરે તેના પ્રત્યે અને તેના કુમળા બાળકો પ્રત્યે વિમુખ થયું. જો કે શેઠનું કોપાયમાન

થવું, બાળકોને માર મારવો, બગીચામાંથી બહાર કાઢી મુકવા, તેમના પિતાને તિરસ્કારસૂચક શબ્દોમાં ઠપકો આપવો, અને તેમની વૃત્તિનો તેમજ સ્થાનનો ઉચ્છેદ કરવો ઈત્યાદિ સર્વ કાર્યોમાં અંતરંગ કારણ પાપ પ્રત્યે ઘૃણા અને ધર્મ પ્રત્યેનો અવિહડ પ્રેમજ હતો, ધર્મના ઝનુની વિચારોનુંજ આ પરિણામ હતું; કેમકે એક તરફ દૃષ્ટિ ફેંકતાં એમ ભાસમાન થાય છે કે—જો બાળકોની દયાજનક સ્થિતિને ઉદ્દેશીને શેઠે પાપકર્મથી પાછા હઠાવવા માટે બાળકોને શિક્ષા ન કરી હોત તો હિંસક કાર્યમાં શેઠની અનુમતિ છે એમ સ્હેજે દુનિયા અનુમાનથી કલ્પી શકત. સ્વાભાવિક છે કે પોતાના સ્વાધિન માણસો પોતાનાજ દેખતાં તેવું અનિષ્ટ કાર્ય કરે અને પોતાનું સામર્થ્ય છતાં તેને તે કાર્યથી ન અટકાવે તો તેને તે કાર્ય અરૂચીકર છે એમ જનસમૂહ કઈ રીતિએ માની શકે. આજ માનીનતાને પરિણામે શેઠને બીજો પણ વિચાર આવ્યો કે—જો આવા મહાન્ ગુન્હાની પણ હું યોગ્ય શિક્ષા ન કરૂં તો કાલાંતરે એજ ગુન્હાની ઉપેક્ષા મનેજ દુઃખદાયી થઈ પડશે. વિષવૃક્ષના અંકુરાનો ઉદ્ભવ થતાંની સાથેજ જો ઉચ્છેદ કરવામાં ન આવે તો કાલાંતરે તે અંકુરમાંથી વૃદ્ધિ પામીને થયેલા ઉંડા મૂળવાળા મજબુત વિષવૃક્ષનો જડમૂળથી ઉચ્છેદ સ્હેલથી થઇ શકતો નથી, તેથીજ શેઠે આ કાર્ય કર્યું હતું. જ્યારે બીજી તરફ દૃષ્ટિ ફેરવીએ છીએ ત્યારે શેઠના આ કાર્યથી હમ્મેશાં દુઃખમાં દિવસો નિર્ગમન કરનાર દીનમુખવાળાં બન્ને બાળકો અને તેમના પિતા સુંદર રાજાને દુઃખનો પાર રહ્યો નહિ. શેઠનું આ કાર્ય અનુકરણીય છે કે અનાદરણીય છે તેનો વિચાર ઉભય તરફ દૃષ્ટિ રાખીને વિચારક વાંચકો સ્વયં મધ્યસ્થ દૃષ્ટિએ કરશે તો અવશ્ય જણાઇ આવશે કે શેઠનું આ કાર્ય ઉંડા વિચાર વિનાનું હતું, એમ કહ્યા વિના ચાલી શકે એમ નથી. જો કે શેઠની રગેરગમાં ધર્મપ્રેમ રમી રહ્યો હતો, પણ ધર્મનું તાત્વિક રહસ્ય શેઠથી હજુ અજ્ઞાત હતું. જો શેઠે કાર્ય કરતાં પહેલાં પોતાની સુંદર

વિચારમાળાને અવકાશ આપ્યો હોત તો તે કાર્યનું આવું હૃદયભેદક પરિણામ ન આવત. જે ઉદ્દેશથી આ કાર્ય કર્યું હતું તે ઉદ્દેશ સંપૂર્ણતાથી સફળ થાત અને દુઃખી પિતા પુત્રને તીવ્ર દુઃખ નહિ પણ દુઃખમાં દિલાસો મળત. જો તે અવસરે બાળકોને આવી ત્રાસદાયક સજા નહિ કરતાં શાંતિના વચનોથી તમારે આવું કરવું અયોગ્ય છે, તમારાથી આવું કાર્ય થાય? આ તો હિંસક કાર્ય કહેવાય આથી તો પક્ષીઓને બહુ દુઃખ થાય અને મરી પણ જાય આવું અન્ય પ્રાણીઓના પ્રાણનું ઘાતક કાર્ય નિર્દય છે વિગેરે વિગેરે વચનોથી સમજાવ્યું હોત તો તેના પરિણામે તેવાં હિંસક કાર્યોથી નિવૃત્ત થઈ બન્ને બાળકોના હૃદયમાંથી હિંસક પરિણામ સદાને માટે સમૂલ નાશ કરી શકાત.

સંપૂર્ણ સૃષ્ટિમંડળમાંથી પોતાના નિર્મળ ઉપદેશદ્વારા અથવા વિશુદ્ધ વર્તનદ્વારા એક પણ પ્રાણીનો ઉદ્ધાર થયો તો પોતાનું સમગ્ર મનુષ્યજીવન સફળ થયું એમ સમજવું, કેમકે વિશુદ્ધ ધર્મના સંસ્કારવાળો એકજ ધર્મી અનેક જીવોના જીવિતવ્યને અભયદાન આપવાવાળો થાય છે અને ઉપદેશદ્વારા બીજાઓ પાસે અપાવવાવાળો પણ થાય છે. પરંતુ જેમ હીરામાણેક વિગેરેના સત્ય સ્વરૂપથી અનભિજ્ઞ ઝવેરી અમૂલ્ય ઝવેરાતની સત્ય કિંમત ન આંકી શકે તેમ અદ્ભૂત કરૂણાવંત પ્રભુનું પવિત્ર શાસન પામીને પણ તાત્ત્વિક કરૂણાના અપૂર્વ સિદ્ધાંતની કિંમત અજ્ઞાનતાના પ્રભાવે પ્રાણીઓ આંકી શકતા નથી. શ્રીસાર શેઠના સંબંધમાં પણ એવોજ પ્રસંગ બનવા પામ્યો. ધર્મનું ઊંડું રહસ્ય સમજવું ઘણુંજ મુશ્કેલ છે. આટલાજ માટે જગતના કલ્યાણ ખાતર ચૌદશોચુંમાલીશ આદર્શ ગ્રંથોના પ્રણેતા અસાધારણ બુદ્ધિનિધાન શ્રીમાન્ હરિભદ્રસુરિશ્વરજી અષ્ટક પ્રકરણમાં દર્શાવે છે કે—

**"सूक्ष्मबुद्ध्या सदा ज्ञेयो, धर्मो धर्मार्थिभिर्नरैः ।**
**अन्यथा धर्मबुद्ध्यैव, तद्विघातः प्रसज्यते ॥१॥"**

ભાવાર્થ—તાત્ત્વિકધર્મના અભિલાષી પ્રાણીઓએ ધર્મનું રહસ્ય તીક્ષ્ણ બુદ્ધિએ જાણવા જેવું છે, અન્યથા સૂક્ષ્મ વિચારણાના અભાવે આધિ વ્યાધિ અને ઉપાધિમય વિષમ સંસારચક્રને વૃદ્ધિ પમાડનાર અધર્મને પણ, સ્વર્ગ અપવર્ગના અનુપમ સુખનો અર્પણ કરનાર ધર્મ છે એમ માની તેનું અવલંબન કરતા તે પ્રાણીઓ ધર્મનો વિનાશ કરે છે અને અધર્મના અસહ્ય સંકટોને અનિચ્છાએ પણ ભોગવે છે. જેની ઉપર દૃષ્ટાંતરૂપે દર્શાવેલા એક ઉલ્લેખનું આપણે અવલોકન કરીએ.

સકલ કલ્યાણવેલડીના કંદ સમાન ગ્લાન, વૃદ્ધ, બાલ આદિ મુનિની કરેલી વૈયાવચ્ચ કદાપિ નિષ્ફળ જતી નથી, અવશ્ય ફળને આપવાવાળીજ હોય છે. આપણા પ્રાચીન અને સુવિહિત શાસ્ત્રકારો પણ જણાવે છે કે—"**सव्वं किर पडिवाइ वेयावच्चं किर अप्पडिवाइ**" અન્ય સર્વ શુભકાર્યો અવશ્ય ફળદાયી છે એમ સંભવી શકતું નથી. દુનિયામાં જોઇએ છીએ તો ઘણાં કાર્યો એવાં માલૂમ પડે છે કે જે કાર્યો સાનુકુળ સંયોગે ફળ આપે અને વિઘાતક સંયોગે ફળ નથી પણ આપતાં પરંતુ કોઈ પણ અવસરે કરેલી ગ્લાનાદિકની વૈયાવચ્ચ પોતાના સુંદર ફળથી વંચિત રાખતી જ નથી. આવા પ્રકારે શાસ્ત્રોમાં દર્શાવેલા ગ્લાનઆદિની વૈયાવચ્ચના અનુપમ લાભને ગુરૂદ્વારા અથવા શાસ્ત્રદ્વારા જાણીને અચિંત્ય લાભનો અભિલાષી કોઇ પ્રાણી એવા પ્રકારનો અભિગ્રહ ધારણ કરે કે આજથી આરંભીને મારે હંમેશાં પ્રશસ્તભાવપૂર્વક જ્વરાદિ વ્યાધિથી પીડા પામતા કોઇપણ ગ્લાનમુનિને ઔષધાદિ સામગ્રીદ્વારા અવશ્ય વૈયાવચ્ચ કરવી. અભિગ્રહ ધારણ કર્યાબાદ કાલાંતરે કોઇ અવસરે તેવા ગ્લાનાદિ મુનિની પ્રાપ્તિ ન થાય અને તેમની વૈયાવચ્ચનો અપૂર્વ લાભ ન મળે તે અવસરે જો આવા પ્રકારની વિચારણા કરે કે—"અરે ! મારો અભિગ્રહ આજે પૂર્ણ ન થયો, નિર્ભાગ્યશિરોમણીને ચિંતામણીરત્નની પ્રાપ્તિ ક્યાંથી હોય, તેનાં આંગણામાં કલ્પવૃક્ષ ક્યાંથી ફળે, પાપીને પાપના ઉદયે ધર્મ

કરવાની સામગ્રીઓ પણ દુર્લભજ હોય છે, અરે કોઇપણ ગ્લાન મુનિ મને ન મળ્યા જેથી મારી સઘળી મનોરથમાળા નિષ્ફળજ વિલય પામી, જો કોઈ મહાત્મા રોગગ્રસ્ત થયા હોત તો ઘણું સારૂં થાત કે તેમને ઔષધાદિનો ઉપચાર કરીને મારી પ્રતિજ્ઞાને હું અખંડ રાખી શકત," ધર્મના મર્મને નહિ સમજનારો તે અજ્ઞ પ્રાણી આવી રીતે ગ્લાન મુનિ નહિ મળવાથી ઉદ્વિગ્ન થતો ધર્મના નામે અધર્મનું આચરણ કરવાવાળો થાય છે. જોકે ઉપરોક્ત અભિગ્રહ ઘણો સુંદર છે, પણ અભિગ્રહના સ્વરૂપને નહિ સમજવાથી જો ઉપરોક્ત દુષ્ટ વિકલ્પો ઉપસ્થિત થાય તો પરિણામે ધર્મને બદલે કર્મનો બંધજ થાય છે.

આધુનિક સમયમાં આવી રીતે ધર્મના મર્મને નહિ સમજવાથી ધર્મબુદ્ધિએ અધર્મમાં પ્રવૃત્તિ કરવાવાળાઓના અનેક દાખલાઓ મળી આવે છે. આટલાજ માટે આપણા પરમોપકારી પવિત્ર મહર્ષિઓ ફરમાવે છે કે-પ્રથમ ધર્મના રહસ્યને સમજો એટલે કે '**ज्ञपरिज्ञा**' એ શુભાશુભ માર્ગને પારખો અને ત્યાર પછી તેમાં પ્રવૃત્તિ કરો એટલે '**प्रत्याख्यान परिज्ञा**' એ કરી અશુભ માર્ગનો ત્યાગ કરો અને શુભ માર્ગમાં પ્રયાણ કરો કે જેથી ધર્મને નામે કદી પણ અધર્મ માર્ગમાં પ્રયાણ ન થાય.

કૃપાવાન શેઠ આ અવસરે ભૂલ્યો, અધર્મને દેખી તેનું અંતઃકરણ આવેશમાં આવી ગયું, અને બીજી બાજુ દૃષ્ટિ નહિ દેતાં કોમળ બાળકોપર કઠોરતા વાપરી, શેઠે બાળકોને સજા કરી એ યોગ્ય નહતું છતાં પણ એક વખતે આપણે માની લઇએ કે, તેઓ સદોષ હોવાથી સજાને પાત્ર હતા પણ નિર્દોષ રાજાપ્રત્યે શેઠની તિરસ્કાર દૃષ્ટિ અયોગ્ય અને અસ્થાનેજ હતી એમ કહેવુંજ પડશે. લોકનીતિને અનુસરીને કદાચિત્ રાજાને પણ કિંચિત્ દોષપાત્ર લેખીએ તો લેખી શકાય કેમકે તેજ રાજાના તે બન્ને બાળકો હતા તોપણ આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે મધુર વચનોનો પ્રયોગ

કર્યો હોત તો દુઃખી રાજાને નિરાશ થવાનો અવસર ન આવી શકત. જેમ-રોગીઓના રોગને દૂર કરવામાં સુવિચારક અને દીર્ઘદર્શી વૈદ્ય, બની શકે ત્યાં સુધી દર્દીના દર્દને મીઠા ઔષધથીજ નાબુદ કરે છે; તેવા ઔષધથી જો ફાયદો માલમ ન પડે તોજ કડવા કે કસાયલા ઔષધનો પ્રયોગ કરે છે. તેવીજ રીતે સન્માર્ગદર્શક ઉપકારીએ પણ ઉપકાર્યને ઉન્માર્ગના ભયંકર અપાયથી સંરક્ષણ કરવા માટે પ્રથમ કર્ણપ્રિય મધુર વચનોથી પ્રેરક બનવું જોઇએ. શાસ્ત્રોમાં પણ દર્શાવ્યું છે કે-જે વચનો સર્વને ઇષ્ટ હોય, જે શબ્દોના શ્રવણથી સઘળાઓ આનંદ પામે અને જે વાકયો પોતાના ઇષ્ટ કાર્યની સિદ્ધિના સાધક હોય તો તેવા પ્રિયકારી અને હિતકારી મધુર વચનોનો અનાદર કરી અન્ય વચનોનો ઉચ્ચાર સરખો પણ શા માટે કરવો જોઇએ! કદાચિત્ પ્રાપ્ત થયેલા દ્રવ્યોનો સદુપયોગ નહિ કરતાં માત્ર સંગ્રાહક બુદ્ધિવાળા કૃપણશેખરો દ્રવ્ય ખરચવાના અવસરે પોતાનો હાથ સંકોચે અર્થાત્ દરિદ્રતા ધારણ કરે, પરંતુ જેમાં દ્રવ્યનો વ્યય નથી તેવા વચનોમાં દરિદ્રતા શા માટે ધારણ કરવી જોઇએ. માટે હમ્મેશાં બનતા પ્રયત્ને જ્યાં સુધી બને ત્યાં સુધી કોમળ વાણીથીજ બીજાઓને ઉપદેશ આપવો જોઇએ. કેટલીક વખતે કઠોર વચનો સામાના હૃદયપર વિપરીત અસર કરે છે, ચ્હાય તેવું હિતકારી હોય તોપણ પ્રથમ સામાના અંતઃકરણમાં ક્રોધ ઉત્પન્ન કરે છે, જેના પરિણામે પોતાનું અંતઃકરણ પણ મલીન થાય છે અને ધારેલું કાર્ય ફળીભૂત થતું નથી. જો મધુરતા પોતાને સ્વાધીન હોય, અર્થાત્ અભ્યાસના બળથી સ્વાભાવિક પોતાન વચનોમાં મધુરતા આવતીજ હોય તો કયો સત્વશાળી પુરૂષ એવો હોય કે જે જાણી જોઇને વચનોમાં કઠોરતા લાવે, કમનસીબવાન ભાગ્યેજ એવી મૂર્ખતા કરનારો મળી આવે અને એ તો ચોક્કસ છે કે—મધુર વચનોનો ઉચ્ચાર કરનાર ક્ષમાવાન્ મનુષ્ય કાર્ય સાધવામાં જે સફળતા મેળવે છે તે સફળતા કર્કશ ભાષણ કરનાર ક્રોધી ભાગ્યેજ મેળવી શકે

છે, કારણ કે ક્રોધથી અંધ થયેલા મનુષ્યની કાર્યસાધક બુદ્ધિ ક્ષણવારમાં વિનાશ પામે છે.

શ્રીસાર શેઠના પ્રસંગમાં પણ એવુંજ બન્યું. આવેશથી નિર્મળ બુદ્ધિની સ્વચ્છ પ્રભાપર અજ્ઞાન અંધકારનાં શ્યામ પટલો ફરી વળ્યાં, જેના પ્રભાવે શેઠ દીર્ઘ વિચાર કરી શક્યા નહિ. જોકે આ સઘળું કાર્ય શેઠથીજ થયું હતું, એટલે રાજાના દુઃખમાં નિમિત્ત કારણ શેઠ હતા છતાં પણ આપણે તો આ સ્થળે રાજાના દુર્ભાગ્યની ભયંકરતાજ વર્ણવવી રહી.

રાજાને પોતાની કઠોર આજ્ઞા ફરમાવી શેઠ તો પોતાને સ્થાને ચાલ્યા ગયા. રણસંગ્રામમાં શસ્ત્રધારી શૂરવીર યોદ્ધાઓ સાથે યુદ્ધ કરતા દુશ્મનના તીક્ષ્ણ પ્રહારોએ રાજાને જે અશાંતિ ઉત્પન્ન નહોતી કરી, તેના કરતાં અધિક અશાંતિ શેઠના તીક્ષ્ણ વચનપ્રહારોએ કરી. થોડાજ વખતમાં ચિંતાગ્નિથી દગ્ધ રાજાએ, શેઠના ભયથી ધ્રુજતા અને મારેલા મારના દુઃખે નેત્રમાંથી અશ્રુધારા વરસાવતા પોતાના દુઃખી બાળકોને દૂરથી આવતા જોયા. બન્ને પુત્રો પિતા પાસે દોડી આવ્યા અને હૃદયદ્રાવક વિલાપ કરતા શેઠ તરફથી પોતાની ઉપર વિતક વાતો પિતા સમક્ષ કહી દર્શાવી. આ હકીકત સાંભળીને અને પુત્રના નેત્રમાંથી નિકળતા બોર બોર જેવડાં આંસુ દેખીને રાજાના દુઃખની સીમા રહી નહિ. માતા વિનાના પોતાના પુત્રોનું દુઃખ દેખી જોકે રાજાનું હૃદય ભરાઈ આવ્યું છતાં પણ શુરવીર રાજાએ પોતાના અંતઃકરણને ધીરજ આપી સ્વસ્થ કર્યું. પુત્રનો કરૂણાજનક વિલાપ દેખી નિર્બળ અને નિર્માલ્ય મનુષ્યની માફક રાજા રૂદન કરવા ન મંડી પડયો, કારણ કે રાજાને બાલ્યાવસ્થામાં પુત્રોના કોમળ અંતઃકરણમાં નિર્બળતાના બીજ નહોતાં વાવવાં, બાળકોને ધૈર્ય વિનાના નિષ્પરાક્રમી નહોતા બનાવવા, પરંતુ ગ્હાય તેવા વિષમ સંકટના સમયે પણ ધૈર્યતાનું અવલંબન કરનારા દૃઢ પરાક્રમી ક્ષત્રીયવીર બનાવવા હતા. આજ કારણથી રાજાએ પોતાની દુઃખથી ભરપુર નિસ્તેજ મુખાકૃતિને બાહ્ય

શાંતિથી આચ્છાદિત કરી, દુઃખી બાળકોને ધીરજ આપી, રૂદન કરતા નિવાર્યા અને શાંતિના વચનોથી ઉપદેશ આપ્યો.

'હે વત્સો! તમે ચિંતા ન કરો, શાંત થાઓ, આપણી ઉપર જે જે દુઃખોના પહાડો ત્રુટી પડે છે તેમાં બીજા કોઈ પણ દોષપાત્ર નથી, માત્ર આપણા કર્મનોજ દોષ છે. પૂર્વે તેવાં દુષ્કર્મો ઉપાર્જન કરેલા જેથી આપણે તેનાં તેવાં કટુક ફળો અનુભવીએ છીએ, તેમાં આપણા કર્મ સિવાય બીજાનો શો દોષ કાઢીએ?'

આ અવસરે રાજા જાણે પોતાના સઘળા દુઃખોને ભૂલીજ ન ગયો હોય તેમ ગંભીર વચનોથી પોતાના પુત્રોને શાંત કરતો હતો, પરંતુ તેનું પોતાનું અંતઃકરણ તો અનિર્વચનીય દુઃખ સાગરના અગાધ જળમાં ડૂબતું હતું. પડતા ઉપર પાટુ મારનાર દૈવને ઉપાલંભ આપતો રાજા વિચાર કરે છે કે—'અરે અંતરનું દુઃખ કોની આગળ વર્ણવીએ, નિર્મળ દયાના અંકુરાઓ જેના હૃદયક્યારામાં નવપલ્લવિત થઇ રહ્યા હતા, એવા દયાળુ શેઠની પણ આ દશા થઇ! માત્ર એકજ ગુન્હાની શિક્ષામાં બન્ને બાળકોની આ દુર્દશા કરી, પણ તેમાં શેઠનો શો દોષ કાઢીએ; પૂર્વોપાર્જીત અશુભ કર્મનોજ આ પ્રભાવ છે. કહ્યું છે કે—

"**करोति तत्कर्म मदेन देही, हसन् स्वधर्मं सहसा विहाय।
रुदंश्चिरं रौरवरन्ध्रमध्ये, भुङ्क्ते फलं यस्य किमप्यवाच्यं॥१॥**"

ભાવાર્થ—તુચ્છ પૌદ્ગલિક સુખની ખાતર સાંસારીક લીલામાં મશગુલ પ્રાણી પોતાના વાસ્તવિક ધર્મને એકદમ ભૂલી જઇ મદોન્મત્ત થયો છતો આનંદભેર એવા કલિષ્ઠ કર્મ ઉપાર્જન કરે છે કે જેનાં ન કહી શકાય તેવાં દુઃખદાયી ફળો ઘણા દીર્ઘ કાલપર્યંત રૌરવ નર્કમાં કરૂણાજનક વિલાપ કરતાં ભોગવવાં પડે છે. ઉપભોગ કર્યા વિના તે કર્મો કોઇ રીતિએ ક્ષય પામતાં નથી.

અરે આત્મા! અજ્ઞાનદશાથી કર્મનો બંધ કરતી વખતે તને આ વિચાર ન આવ્યો. જો આવ્યો હોત તો તારી આ

દશા નહોત માટે હવે શાંત થઈને આવેલાં કર્મને ભોગવી લે જેથી તે કર્મો તારાં ક્ષય પામે. પૂર્વે ઉપાર્જન કરેલાં કર્મ ભોગવ્યા વિના છૂટકો થતોજ નથી. અહિંઆ નહિ તો ભવાંતરમાં પણ અવશ્ય તારે એ કર્મોનાં ફળ ભોગવવાંજ પડશે. અહો દૈવ! તારી શક્તિ તો કોઇ અજબ છે! તારી પ્રતિકૂલતાએ સુખપ્રાપ્તિનાં સાધનો પણ દુઃખ સન્મુખ થઇ જાય છે. દુનિયામાં જીવિતવ્ય અર્પણ કરનાર સર્વોત્તમ વસ્તુ અમૃત પણ પ્રાણનું અપહરણ કરનાર વિષમ વિષપણે પરિણમે છે, માર્ગમાં રહેલી નાની દોરડી પણ ફણીધર સર્પ થઈ દંશ દેવા દોડે છે, નાનું સરખું ઉંદરનું બીલ પગ મુકતાંની સાથે ભયંકર પાતાલ સમાન થઇ જાય છે, અંધકારનો વિનાશ કરનાર ચંદ્ર સૂર્યની પ્રભા પણ ગાઢ અંધકારનું આચરણ કરે છે, સુખપૂર્વક ઉલ્લંઘન થઇ શકે તેવું નાનું પાણીનું ખાબોચીઉં પણ અનુલ્લંઘનીય અને ગંભીર જળનીધિ સમાન થાય છે, પ્રત્યક્ષ આદિ અનેક પ્રમાણોથી પ્રતિષ્ઠિત સત્ય હકીકત પણ દુર્ભાગ્યના ઉદયે અસત્ય ઠરે છે અને સુખદુઃખમાં સહાયક અને સત્ય સલાહકારક અભિન્નહૃદયવાળો મિત્ર પણ મિત્રતાને દેશવટો આપી શત્રુતાનું આચરણ કરે છે. આ સર્વ દુઃખોનો સંબંધ દુષ્કર્મના પ્રભાવેજ પ્રાપ્ત થાય છે. જેમ ભાગ્યમાં હોય તેમ થાઓ, અવસરને યોગ્ય કાર્ય પ્રત્યે આદર આપવો એજ ધીર પુરૂષોનું કર્ત્તવ્ય છે,' આ પ્રમાણે હૃદયને શાંત કરી, દુઃખી પુત્રોને દિલાસો આપી, શેઠના બગીચામાંથી નીકળી, ધારાપુરનો અધિપતિ સુંદર રાજા, પૃથ્વીપુર જેવા વિશાળ નગરમાં પણ ઉદરપોષણ માટે અપમાનિત દશા પ્રાપ્ત કરી તે નગરને છોડી બંને બાળકો સહિત આગળ પ્રયાણ કરવા લાગ્યો.

## પ્રકરણ ૬ ઠું.

### પુત્રવિયોગ.



દુર્દૈવ દૈવના પ્રચંડ પ્રહારથી પરાભવ પામેલો રાજા બન્ને બાળકોને લઇ, શ્રીસાર શેઠના બગીચાને છેલ્લા પ્રણામ કરી, બહાર નિકળ્યો, પરંતુ આગળ રાજાને રહેવા માટે કોઇ રાજમહેલ તૈયાર ન હતો. રાજમહેલ તો દૂર રહો, દુર્ભાગ્યના ઉદયે એક પણ શાંતિદાયક સ્થાન રાજાને માટે તૈયાર ન હતું. રાજા માર્ગે ચાલ્યો પણ આગળ કઇ દિશા તરફ પ્રયાણ કરવું તેની પણ રાજાને સુઝ ન પડી, કારણ કે સર્વ દિશા તેને માટે તો એકસરખીજ હતી. દારિદ્રયસંતાપ અને દુઃસહ રાણીના વિયોગે દુઃખી રાજાને પોતાના દુઃખ કરતાં દીન બાળકોનું દુઃખ વિશેષ સાલતું હતું, પણ શૂરવીર રાજાએ તેને કાંઇ પણ નહિ ગણકારતાં દેશાંતરના અનિશ્ચિત માર્ગનો આશ્રય કર્યો. માર્ગે જતાં અરણ્યમાં કોઇ સ્થળે ભોજનના અભાવે કંદાદિકનું તો કોઇ સ્થાને પુષ્પ ફલાદિનું ભક્ષણ કરી પોતાની આજીવિકા ચલાવતો હતો. માર્ગમાં કોઇ સ્થળે ગામ આવે તો ગામમાંથી ભિક્ષા માગીને અથવા માર્ગમાં મળતા મુસાફરો પાસેથી ભિક્ષાની યાચના કરીને હજારો અને લાખો મનુષ્યનું પોષણ કરનાર રાજા પોતાનું અને પોતાના બાળકોનું દુર્ભર ઉદર મહામુશીબતે પૂર્ણ કરતો હતો. કોઇ સ્થળે તો ભિક્ષાની યાચના કરતાં ભિક્ષા ન મળે એટલુંજ નહિ, પણ દુર્જન મનુષ્યના મુખમાંથી નિકળતા તિરસ્કારનો અનુભવ કરવાનો પણ અવસર આવતો હતો; આવી રીતે સ્થળે સ્થળે દુઃસહ્ય સંકટનો અનુભવ કરતો અને તેથીજ કરીને પૂર્વોપાર્જીત પોતાનાં પાપકર્મનો પશ્ચાતાપ કરતો, માર્ગમાં મુશીબતે મળતી ભોજનાદિ સામ-

શ્રીથી પુત્રોનું પોષણુ કરતો, અનિશ્ચિત માર્ગે અસ્વસ્થ રીતે આમ તેમ પરિભ્રમણુ કરતો, માર્ગમાં આવતા દેવકુલ આદિ સ્થાનોમાં રાત્રિએ બાળકોના રક્ષણુની ચિંતાથી અર્ધજાગૃત દશાનો અનુભવ કરતો, રાજા મહાકષ્ટપૂર્વક ઘણી ભૂમિનું ઉલ્લંઘન કરી સર્વ કોઈ પ્રાણિઓને ક્ષોભ પમાડનાર યમને પણ ભયોત્પાદક અર્થાત્ મહાભયંકર અટવીમાં આવી પહોંચ્યો. આટલી મુસાફરીમાં રાજાને કોઈ જગ્યાએ શાંતિ મળી નહિ અને હજુ પણુ સુખશાંતિના દિવસો રાજાના ભાગ્યમાં નિર્માણુ થયા ન હતા. અટવી જોઈને રાજાની શાંતિ સેંકડો ગાઉ દૂર નાશી ગઇ અને અશાંતિના ચક્રમાં રાજા ચકચુર થયો. અરે ! આ અટવીનું ઉલ્લંઘન શી રીતે કરવું. માર્ગમાં કોઇ વટેમાર્ગુ સહાયક પણુ ન મળે. કોઈ ગામ પણુ આવે એવું જણાતું નથી કે ત્યાં માર્ગનો શ્રમ ઉતારી સ્વસ્થ થઇ આગળ પ્રયાણુ કરીએ. આ પ્રમાણે અહિંયાં પણુ રાજા વિચારમાં પડી ગયો.

વાંચક મહાશયો ! સુંદર રાજાની આવી અધમ સ્થીતિ નિહાળતાં આપણું હૃદય કંપે છે. અરે ! આવા નીતિનિપુણુ સાત્વિકશિરોમણિ ગુણીઅલ રાજાની પણુ આ દશા ! ભુલવું જોઇતું નથી કે જ્ઞાતપણે કે અજ્ઞાનદશામાં, એકાન્તમાં કે જનસમૂહમાં, દિવસ કે રાત્રિએ, કોઇ પણુ અવસરે દુષ્ટ અધ્યવસાયપૂર્વક કરેલાં કર્મ ઉદયમાં આવે છે, ત્યારે તે પોતાનું ફળ દર્શાવતાં જ્ઞાન, દર્શન, ચારિત્રના પાલનમાં પ્રવર્તમાન થયેલા મુનિ હોય કે શ્રાવકધર્મના પાલક ગૃહસ્થ હોય, ભલે ચક્રવર્તી હોય કે તીર્થંકર હોય, કોઇને પણુ છોડતાં નથી. રાજાના ચોકીદારોની પ્રમાદ દશાથી અગર પોતાની કળા કૌશલ્યતાથી યા કપટથી ગુન્હેગાર પોતાના ગુન્હાની શિક્ષા મેળવ્યા વિના કોઈ વખતે છૂટી શકે છે, પરંતુ સતત અપ્રમાદિ કર્મસુભટોના પંજામાંથી કોઇ પણુ અવસરે છૂટી શકાતું નથી, તેની આગળ કોઈની પણુ કળા કૌશલ્યતા, કપટ યા સીફારસ ચાલી શકતી નથી.

મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીમહારાજ જ્ઞાનસાર અષ્ટકમાં દર્શાવે છે કે:—

"आरुढाः प्रशमश्रेणिं, श्रुतकेवलिनोऽपि च ।
भ्राम्यंतेऽनंतसंसार-महोदुष्टेन कर्मणा ॥ १ ॥"

ભાવાર્થ—ઉપશમ શ્રેણિમાં આરૂઢ થઇને અગીઆરમા ગુણઠાણા સુધી પહોંચેલા, ચૌદ પૂર્વના અનુપમજ્ઞાનથી પરિપૂર્ણ, ઉત્તમ ચારિત્રસંપન્ન, અસંખ્યાત ભવના વૃત્તાંત સંબંધી પ્રશ્નના પ્રત્યુત્તરમાં શ્રુતના બળે કરી કેવલિતુલ્ય પ્રરૂપણા કરનાર, સાતિશય જ્ઞાની સિવાય અન્યને એમ માલુમ ન પડે કે આ કેવલી છે કે છદ્મસ્થ છે. આવી ઉચ્ચ કોટીને પ્રાપ્ત થયેલા મુનિઓને પણ પ્રચંડ પાપી કર્મ, ચતુર્ગતિ સંસારમાં અનંતો કાલ પરિભ્રમણ કરાવે છે ત્યારે બીજાઓને માટે તો શું કહેવું ?

સુખે કે દુઃખે માર્ગમાં આવેલી આ અટવીનું ઉલ્લંઘન કર્યા વગર રાજાને છુટકો ન હતો. પ્રાચીન કાળમાં દેશાંતર જતાં આવી અટવીઓ ઉલ્લંઘન કરવી પડતી હતી. સુંદર રાજાથી આક્રમણ કરાતી અટવીનું વર્ણન કરતાં પૂજ્યપાદ ભગવાન્ ભાવદેવસૂરિજી કહે છે કે:—

"स्वैरिणीव बहुधवा[1], मत्तेव मदनाधिका[2] ।
[3]बाणाऽसनाढ्यासेनेव, लङ्केव सपलाशका[5] ॥
अगण्यमत्तमातंग[6]-संगमा म्लेच्छभूरिव ।
वैरिधाटीव दुर्दश्या-ऽनेकरक्ताक्ष[7]भीषणा ॥
किंवाऽथबहुनाबाल-विधवास्त्रीव या सदा ।
विविधश्वापदा[8]वासस्तथा शबरसंभृता ॥"

ભાવાર્થ:—ઇચ્છા મુજબ સ્થાને સ્થાને પરિભ્રમણ ક-

૧ **धव**–સ્વામી અને તે નામનું વૃક્ષ, ૨ **मदन**–વિષયતૃષ્ણા અને ધંતુરાનું વૃક્ષ, ૩ **बाण**–તીર અને ચિત્રક નામનું વૃક્ષ. ૪ **असन**–ધનુષ્ય અને જીરક નામનું વૃક્ષ, ૫ **पलाश**–રાક્ષસ અને પલાશ ( ખાખરાનું ) વૃક્ષ, ૬ **मातंग**–ચંડાળ અને હાથી, ૭ **रक्ताक्ष**–લાલ નેત્રવાળા) મ્લેચ્છો અને પાડા, ) ૮ **श्वापद**–શિકારી જાનવર અને તીવ્ર આપત્તિ.

રનારી સ્વચ્છંદી કુલટા સ્ત્રીને જેમ પતિઓની ખોટ હોતી નથી અર્થાત્ જેમ તે અનેક સ્વામીવાળી હોય છે તેમ અનેક ધવ નામના વૃક્ષોની ઘટાથી ભરપૂર, મદોન્મત્ત સ્ત્રીને જેમ વિષય-તૃષ્ણાની અધિકતા હોય છે તેમ અનેક ધંતુરાના વૃક્ષસમૂહથી વ્યાપ્ત, ધનુષ્યો અને બાણોથી અલંકૃત સૈન્યસમૂહની જેમ ઠેકાણે ઠેકાણે દૃષ્ટિએ પડતા ચિત્રા અને જીરકના વૃક્ષ-વાળા ભૂમીપ્રદેશોથી અંકિત, રાક્ષસના સમૂહથી ભરપૂર, લંકા નગરીની જેમ અગણિત પલાશ ( ખાખરા ) ના વૃક્ષથી ચિત્રવિચિત્ર, મદિરાથી ઉન્મત્ત થયેલા અનેક ચંડાળોથી વ્યાપ્ત મ્લેચ્છભૂમિની જેમ ઠોર ઠોર નજરે પડતા મદોન્મત્ત ગજ ઘટાથી બિહામણી, જેની સન્મુખ ન જોઈ શકાય તેવા લાલ નેત્રવાળા મ્લેચ્છ દુશ્મનની ધાડની જેમ ક્રોધથી રક્ત નેત્રવાળા ખુની ઇર્ષાળુ જંગલી પાડાઓથી મહાભયંકર, ભય-સૂચક અન્ય વિશેષણોથી સર્યું, ટુંકાણમાં કહીએ તો જે અટવી બાલ્યાવસ્થામાંજ વૈધવ્ય દશાને પ્રાપ્ત થયેલી સ્ત્રીની જેમ હુમ્મેશાં અનેક પ્રકારની તીવ્ર આપત્તિથી વ્યાપ્ત હતી તેમજ સિંહ, વાઘ, રીંછ, ઇત્યાદિ વિવિધ પ્રકારના શિકારી પશુ પક્ષીના સ્થાનોથી ભરપૂર હતી. જ્યાં માત્ર કોઇ કોઇ સ્થળે દુનિયાદારીથી વિમૂખ વ્યવહારથી અનભિજ્ઞ કેવળ જંગલમાંજ પશુઓની સાથે રહીને પશુ જીવન ગુજારનારા જંગલી ભીલોને છોડીને અન્ય મનુષ્ય કોઈપણ સ્થળે દૃષ્ટિપથમાં આવતા નહતા.

આવા વિકટ અરણ્યમાં આશાધારી રાજા, બાળકોને આશ્વાસન આપતો માર્ગનું ઉલ્લંઘન કરતો હતો. શિકારી પશુ પક્ષીઓથી ભરપૂર અરણ્યમાં પ્રયાણ કરતાં જો કે રાજાને કોઈ ભાગ્યોદયે હિંસક પ્રાણિઓથી તેવા પ્રકારનું વિઘ્ન નડ્યું નહિ. ક્ષુધા તૃષા વિગેરે દુઃખો સહન કરતો રાજા બન્ને બાળકો સહિત સહિસલામત અરણ્ય વટાવી બહાર આવ્યો. હવે જ્યાં આગળ માર્ગે પ્રયાણ કરે છે તેવામાં દૂરથી શીતલ જલનો સ્પર્શ કરીને આવતી અને મંદમંદ શબ્દ કરતી વાયુલહરી, ભયંકર અટવીમાં પરિભ્રમણ કરતા ઉષ્ણ અને કઠોર વાયુથી

આલિંગત શરીરને આશ્વાસન આપવા લાગી. ચારે દિશાએ થોડા થોડા વિભાગમાં સ્નિગ્ધતાવાળો પ્રદેશ દૃષ્ટિએ પડવા લાગ્યો જેથી નજીકમાંજ કોઈ જળાશય હોય તેવો સહજ ભાસ થયો. રાજા થોડે દૂર ગયો એટલામાં માર્ગમાંજ બન્ને કિનારે જળથી ભરપૂર મહા વિશાળ નદી આવી. જો કે નદીએ શારીરિક શાંતિ કરી પરંતુ રાજાની માનસિક વ્યથામાં તો વધારોજ કર્યો, કારણ કે નદી માર્ગમાં આડી આવતી હતી જેથી તેનું ઉલ્લંઘન કરવુંજ જોઈએ, પણ નદી મહા દુસ્તર હતી. આ સ્થળે કવિ કહે છે કે અનેક આપત્તિમાં પણ ધૈર્ય ધારણ કરનાર રાજાને સત્ત્વથી ચલાયમાન કરવા ભયંકર રૂપ ધારણ કરીને આવેલી કોઇ નવીન આપત્તિજ હોય નહિ કે શું ? ખરેખર રાજાને માથે આ એક નવીન આપત્તિજ હતી. રાજા નદી કિનારે ગયો અને અથાગ જળ જોઇને મુંઝાયો. હવે શું કરીશું, નદી ઉતર્યા વિના માર્ગ મળી શકે તેમ નથી અને બાળકો નદી ઉતરી શકે એવી સ્થીતિ નથી. અત્યાર સુધીમાં કોઇ પણ વખતે રાજાને આવો પ્રસંગ આવ્યો ન હતો, છેવટે વિચાર કરતાં ઉપાય મળ્યો અને તેને અમલમાં મુકવા માટે સજ્જ થયો. રાજાએ પોતાના વિચારને અનુસાર એક પુત્રને ઉલ્લંઘન કરેલી અટવી તરફના કિનારે રાખી, બીજા પુત્રને પોતાના ખભા ઉપર બેસાડી, નદીના જળમાં પ્રવેશ કર્યો અને પુત્રસહિત રાજા સહીસલામત નદીના બીજા કિનારે પહોંચ્યો. પોતાના ખભા ઉપરથી પુત્રને નીચે ઉતારી બીજા પુત્રને આ કિનારે લાવવા રાજા ફરી પાછો નદીમાં ઉતર્યો. આ અવસરે રાજા ઉપર વિષમવિપત્તિનું વાદળ ઘેરાઇ રહ્યું હતું. એક બાજુએ અરણ્ય તરફના કિનારે રહેલો બાળક મનમાં વિચાર કરતો હતો કે,–પિતાજી ભાઇને નદી પાર મુકી હમણાં જ આવશે અને મને લઈ જશે. ત્યારે બીજી તરફના કિનારે રહેલો બાળક વિચાર કરે છે કે, ભાઇને લેવા માટે જતા મારા બાપા હમણાં મારા ભાઇને લેઇ મારી પાસે આવશે. આવી રીતે પિતા અને બંધુ પ્રત્યે, પ્રેમાળ બન્ને

બાળકો આશાના ઉન્નત શિખર પર આરૂઢ થયા હતા.

ત્યારે બીજી બાજુએ દુર્દૈવથી રાજાનું પુત્રસંયોગનું અલ્પ માત્ર સુખ પણ સહન ન થઇ શક્યું, જેથી કર્મેન્દ્રે પોતાના વજ્રમય શસ્ત્રના કઠોર પ્રહારથી બન્ને બાળકોની આશાના ઉન્નત શિખરના ચુરેચુરા કરી નાંખ્યા. પિતા સન્મુખ અનિમેષ દૃષ્ટિએ દેખનારા બાળકોની પણ નિર્દયને દયા ન આવી અને ભિન્ન ભિન્ન કિનારે રહેલા બન્ને નિરાધાર બાળકોના દેખતાંજ નદીના મધ્ય પ્રદેશમાં પહોંચેલા રાજાને, પૂર જોશથી આવતા પાણિના પ્રવાહમાં ખેંચ્યો અને નીચે પાડી નાખ્યો.

વિધિનું સામ્રાજ્ય કોઇ અપૂર્વ છે કે—જે કાર્યની સંભાવના પણ ન થતી હોય અને જે સ્થળોમાં જેની ઉત્પત્તિની ગંધ પણ ન જણાતી હોય, તે સ્થળોમાં તેવાં દૂર્ઘટ કાર્યો પણ ઉત્પન્ન કરે છે અને જે સ્થલે જે કાર્યની ઉત્પત્તિની સંભાવના સંપૂર્ણપણે દૃષ્ટિગોચર થતી હોય, જનસમૂહ પણ તે સ્થળે જે કાર્ય જોવાને માટે તલસી રહ્યો હોય, તે સ્થળે તેવા સુઘટિત કાર્યોનો પણ વિનાશ કરે છે. કહેવાની મતલબ કે જે કાર્યોને માટે પ્રાણીઓ ચિંતવન પણ કરી શકતા નથી તેવાં કાર્યોને પણ વિધિ ઘટાવી દે છે.

પ્રવાહમાં તણાતા રાજાના હોસ ઉડી ગયા અને પુત્રવિયોગના દુઃખથી બચવા સાથે પોતાનું જીવન બચાવવું પણ દુર્ઘટ થઇ પડ્યું. તેને એમજ લાગ્યું કે, આ જળપ્રવાહમાંજ રાણી, રાજ્ય અને પુત્રના સમાગમ વિનાજ મારી જીવનલીલાનો અંત આવશે કે શું ? રાજા આ પ્રમાણે વિચાર કરે છે, એટલામાંજ ભાગ્યસંયોગે પાણીના પ્રવાહમાં આમતેમ અટવાતાં અને બન્ને બાહુને ચારે બાજુએ પસારતાં કાષ્ટનો નાનો ટુકડો હાથમાં આવી ગયો જેના આધારે પોતાનો પ્રાણ બચવાની તો આશા બંધાઈ પણ પુત્રસંયોગની આશાનાં કિરણો હજુ અંધકારના ઘનપડલોથી તિરોહિતજ રહ્યાં. અસહ્ય પુત્રવિયોગથી શોકાકુલ રાજા

તે કાષ્ટના આધારે મહા પ્રયત્નથી પાંચ દિવસે નદીનો કિનારો પામી શકયો. પુત્રવિયોગના આવા અણુચિંત્યા બનાવે પરાક્રમી રાજાને પણ નિર્બળ બનાવ્યો.

સ્વાભાવિક છે કે વિપુલ ઋદ્ધિમાં ઉછરેલો સુખી મનુષ્ય જ્યારે વિપત્તિમાં આવી પડે છે ત્યારે તેને પ્રથમની સુખી જીંદગીનું ભાન થાય છે અને જે જીવનભૂમિકાને પ્રાથમિક સ્થિતિમાં આનંદદાયી અતિરમણીય માને છે, તેજ જીવનભૂમિકાને વિપત્તિના અવસરે અતિભયંકર દુઃખદાયી માને છે અને પરિણામે તેનું સ્મરણ પણ અતિ દુઃખદાયી થઇ પડે છે.

રાજાના દુઃખી અંતઃકરણમાં પણ અનેક સંકલ્પ વિકલ્પો ઉપસ્થિત થયા. "અરે ! હતાશ વિધિનો આ કેવા પ્રકારનો વિપાક ! કયાં તે મારી આનંદદાયી વિપુલ રાજ્યલક્ષ્મી અને કયાં આ દુઃખદાયી અનર્થ પરમ્પરા ? અરે દૈવ ! પ્રથમ તેં મારા રાજ્યની વિપુલ સંપત્તિ મારી પાસેથી ઝુંટવી લીધી પણ એટલાથી તું સંતોષ ન પામ્યો અને મારા સુખ દુઃખની સંવિભાજક પ્રાણપ્રિયા રાણી મદનવલ્લભાનો પણ તેં મારાથી વિયોગ કરાવ્યો. પણ અરે નિર્લજ્જ દુર્દૈવ ! આટલાથી પણ શું તારી આશાઓ પરિપૂર્ણ ન થઈ કે મારા જીવિતવ્ય કરતાં પણ અત્યંત પ્રિય એવાં મુગ્ધ બાળકોને પણ ભીષણ અટવીમાં નિરાધાર એકલા રખડતા રઝળતા મુકી મારા આત્માને દુઃખદાવાનળના દુઃસહ તાપથી સંતપ્ત કર્યો. અરે ! બ્હેતર કે તે અવસરે મારા જીવિતવ્યનો પણ વિનાશ કરવો હતો કે જેથી મારે મારા પ્રિય પુત્રોનું આવું કષ્ટદાયી જીવન જોવાનો અવસર ન આવત, પણ ખરેખર હવે મેં જાણ્યું કે—જેમ બબ્બરકુળ નામના અનાર્ય દેશમાં ( જ્યાં આગળ મનુષ્યના શરીરમાંથી લોહી કાઢી તે લોહીમાં રંગારાઓ વસ્ત્ર રંગે છે ) મનુષ્યોને ગુલામ તરિકે વેચાતા લઇ તેઓના શરીરને સુંદર માદક પદાર્થોથી પુષ્ટ કરવામાં આવે છે અને શરીરમાં પુષ્કળ લોહી ભરાયા પછી રૂધીરવાળા અવયવોમાં

લોખંડની સોયો ઘોંચી રૂધીર બહાર કાઢવામાં આવે છે, જેથી તે મનુષ્યોનું શરીર શુષ્ક હાડપિંજર જેવું થાય છે. ફરી પણ સુંદર ભોજનાદિથી તેઓના શરીરને પુષ્ટ કરવામાં આવે છે અને પૂર્વની માફક ફરી શરીરમાંથી રૂધીર કાઢી તેઓના શરીરને દુઃખ ઉત્પન્ન કરે છે, જેમ આ પ્રમાણે માદકપદાર્થોથી કરવામાં આવતી ગુલામોની પુષ્ટિ માત્ર તેઓના દુઃખનેજ માટે થાય છે, તેવી રીતે પૂર્વે દુષ્કર્મ ઉપાર્જન કરીને આવેલા પ્રાણીઓને દૈવ પણ કર્મને અનુસાર દુઃખ આપવા માટેજ જીવિતવ્ય અર્પણ કરે છે."

આવી વિચારણાના અવસરે નિરાધાર દુઃખી પુત્રોના વિયોગથી પ્રેમાળ પિતાને પોતાનું જીવન ઘણુંજ અકારૂં લાગ્યું. દુનિયામાં કોઇપણ સ્થળે તેના દૃષ્ટિએ સુખનું નામ નિશાન પણ જણાતું નહતું. ચારે દિશાએ નિરાશા અને અંધકારજ જણાતો હતો. નદીના કિનારે રહેલો રાજા, ઉપર દર્શાવેલા વિચારોદ્વારા દીનતાનું અવલંબન કરતો હતો, પરંતુ અલ્પસમયમાંજ પરાક્રમી રાજાની નિર્માલ્ય વિચારશ્રેણિ વિલય પામી અને ઉદાર વિચારોનું સામ્રાજ્ય સ્થપાયું.

રાજા વિચાર કરે છે કે—અરે! મેં આ શું ચિંતવન કર્યું. દુઃખની ખાતર મરણની વાંછા કરી. કર્મના ઉદયે દુનિયામાં કોણ દુઃખી થતું નથી. મહાનુભાવ સત્યવાદિશીરોમણિ રાજા હરિશ્ચંદ્ર જેવાને પણ કર્મરાજાએ તેના જીવનમાં કેવી દશાનો અનુભવ કરાવ્યો? કહ્યું છે કે—

**रमाराज्यभ्रंशः स्वजनविरहः पुत्रमरणं,**
**प्रियाणां च त्यागो रिपुबहुलदेशे च गमनं ।**
**हरिश्चंद्रो राजा वहति सलिलं प्रेतसदने,**
**अवस्था तस्यैषा अहह! विषमा कर्मगतयः ॥**

ભાવાર્થ:—"સર્વ પ્રકારની સંપત્તિ તથા વિપુલ રાજ્ય વૈભવનો વિનાશ, સ્વજન વર્ગનો વિરહ, પોતાના વ્હાલા પુત્રનું મરણ, રાણીઓનો વિયોગ, જ્યાં પોતાનો એક પણ દુઃખમાં સહાયક મિત્ર ન મળે, બદકે સ્થળે સ્થળે શત્રુઓ-

નોજ સમાગમ કે જેના પંઝામાંથી છટકી પોતાના પ્રાણનું રક્ષણ કરવું પણ મુશ્કેલ પડે તેવા શત્રુરાજ્યમાં પર્યટન, એટલુંજ નહિ પણ જેણે પ્રથમની અવસ્થામાં દુઃખની દિશા પણ દેખી નથી તે રાજાને સામાન્ય ઘેર નહિં પણ શ્મસાનભૂમિમાં પણ પાણિવહન કરવાનો અવસર આવ્યો. આ સર્વ દુર્દશાનું મુખ્ય કારણ કર્મની વક્ર ગતિ સિવાય બીજું શું કહી શકાય એમ છે ! અહહ ! "કર્મની ગતિ મહા વિષમ છે, જેની આગળ કોઇનું કાંઇપણ ચાલી શકતું નથી."

જ્યારે સત્યવાદી રાજાની આ દશા થઇ તો મારા જેવાને માટે તો શું કહેવું ? પ્રત્યક્ષમાં કે પરોક્ષમાં દુનિયાના વચનપ્રહારથી કોણ વંચિત રહ્યું છે ? દુનિયામાં કોનું જીવન કષ્ટદાયી નથી થયું ? જન્મથી આરંભીને મરણપર્યંત અલ્પ માત્ર દુઃખ પામ્યા વિના હંમેશા કોણ સુખી રહ્યું છે ? વળી દુઃખના ડરથી વિષ શસ્ત્રાદિના પ્રયોગે આપઘાત કરનાર પ્રાણિને બાકી રહેલું કર્મ વિશેષ પ્રકારે ભવાંતરમાં પણ ભોગવવુંજ પડે છે. આ ભવમાં કે ભવાન્તરમાં તે કર્મનો ઉપભોગ કર્યા વિના કદીપણ ક્ષય પામતુંજ નથી, તો શામાટે આ ભવમાંજ સ્વતંત્ર રીતે તેનો ઉપભોગ કરી ક્ષય ન કરીએ ? કોણ જાણે કે ભવાંતરમાં કયું જીવન ગુજારીશું ? દુર્ભાગ્યના ઉદયે જો ભવાંતરમાં પશુજીવન પ્રાપ્ત થયું તો સારાસાર પદાર્થની શક્તિના અભાવે આદરણીય કે અનાદરણીય માર્ગનું જ્ઞાન નહિ થવાથી પરતંત્રતાના પંઝામાં સપડાયા છતાં, સ્હાય તેવા ક્ષુધા, તૃષા આદિના વિષમ સંકટનો અનુભવ કરવા છતાં, તાત્ત્વિક ક્ષમાના અભાવે તેવા પ્રકારે કર્મની નિર્જરા નહિ થઇ શકે કે જેવા પ્રકારની મનુષ્યજીવનમાં સારાસારનો વિવેક હોવાને લઇને કર્મના વિપાકને હૃદયમાં વિચારતો ક્ષમાપૂર્વક સહન કરવાથી જે કર્મની નિર્જરા કરી શકે, બલ્કે ઘણી વખતે તો અનિચ્છાએ પરતંત્રરીતે સહન કરતાં ચિત્તની કલુષતાને લઇને દુઃખના નિમિત્તક સામા પ્રાણિ પ્રત્યે અશુભ ચિંતવન કરતો, વૈરની

પરમ્પરાને વિસ્તારતો, અધિક કર્મબંધ કરવાવાળો થાય છે.

વાંચકો ! આટલાજ માટે પરમાર્થવેદી પૂર્વમહર્ષિઓએ યોગ્ય પ્રાણિઓને સંકટના સમયે ભાવવા યોગ્ય ભાવનાનો ઉપદેશ આપતાં શાસ્ત્રોમાં દર્શાવ્યું છે કે—

**सह कलेवरदुःखमचिंतयन्, स्ववशता हि पुनस्तव दुर्लभा ।**
**बहुतरं च सहिष्यसि जीव हे ! परवशो न च तत्र गुणोस्ति ते ॥**

ભાવાર્થ:—હે આત્મા ! કર્મના ઉદયે આવી પડેલી આ શારીરિક આપત્તિ સંબંધી વિચાર નહિ કરતાં, અર્થાત્ કર્મના પ્રભાવે પ્રાપ્ત થયેલ સંકટ પ્રત્યે 'અરે ! આ દુઃખ મારાથી ક્યારે દૂર થશે અને તેને માટે હું શું પ્રયત્ન કરૂં.' ઇત્યાદિ અશુભ સંકલ્પરૂપ આર્ત્તધ્યાન નહિ કરતાં તે દુઃખોને શાંતિપૂર્વક સહન કરીલે, ફરીથી ભવાંતરને વિષે આ વિવેકી મનુષ્યજીવનમાં જે સ્વતંત્રતા છે તે સ્વતંત્રતા અન્ય ગતિમાં પ્રાપ્ત થવી ઘણીજ દુર્ઘટ છે. ત્યારે હે આત્મા ! આ અવસરે જો તું તે દુઃખોને સમતાપૂર્વક સહન નહિ કરે અને આર્ત્ત-ધ્યાન કરીશ તો ઉલ્ટો અધિક કર્મનો બંધ થશે, જેના પ્રભાવે ભવાન્તરને વિષે નરકતિર્યંચાદિ દુર્ગતિમાં ઘણા અસહ્ય સંકટો સહન કરવાં પડશે. વિશેષમાં એટલું કે મનુષ્યજીવનમાં જ્યારે સ્વતંત્રરીતે સહન કરવાનું અને અલ્પ કષ્ટે અધિક નિર્જરાગુણ પ્રાપ્ત થઈ શકે છે ત્યારે પશુ વિગેરેના જીવનમાં પરતંત્રતાના બંદીખાનામાં રહીને અનિચ્છાએ અતુલ કષ્ટ સહન કરતાં છતાં પણ અધિક કર્મની નિર્જરારૂપ ગુણની પ્રાપ્તિનો અસંભવ છે.

'જ્યાં આગળ સારાસારનો વિવેક વિદ્યમાન છે, જ્યાં સ્વતંત્રપણે સહન કરવાનું મળી આવે છે અને જ્યાં અલ્પ કષ્ટમાં પણ નિર્મળ ભાવનાના યોગે અધિક નિર્જરાનો લાભ મળી શકે છે, તેવું ઉચ્ચતર મનુષ્યજીવન પામીને પણ ધૈર્યતાનો ત્યાગ કરી વ્યર્થ શોક શા માટે કરવો જોઇએ. આ અવસર શોકનો નથી પણ ધૈર્ય ધારણ કરવાપૂર્વક કર્મ-સુભટની સન્મુખ પ્રયાણ કરી આંતર તાત્ત્વિકશત્રુને જીતવાનો અને એજ સત્ત્વની કસોટી છે. અરે સદાને માટે આ

સાંસારિક જીવન સુખ દુ:ખથી સંમિશ્ર થયેલુંજ છે, જગતમાં ઘણાયે પ્રાણિયો દુ:ખી નજરે પડે છે. કોઇને ઉદરપોષણની ચિંતા તો કોઇને કુટુંબસંરક્ષણની, કોઇને ધનાદિ પ્રાપ્તિની, ત્યારે કોઈને સંતતિ વિગેરેની; એમ અનેક વિટંબનાઓથી પીડિત પ્રાણીયો દુનિયામાં દૃષ્ટિગોચર થાય છે. જો કે કોઇપણ પ્રાણી દુ:ખની અભિલાષા કરતું નથી, છતાં પણ દુષ્કર્મના પ્રભાવે અચિંતિત દુ:ખની પ્રાપ્તિ પ્રાણીઓને થયા કરે છે. ત્યારે જેમ દુનિયામાં દુ:ખપ્રાપ્તિ એ પ્રાણીઓની ઈચ્છાનો વિષય નથી તેમ હું માનુંછું કે સુખપ્રાપ્તિ એ પણ પ્રાણીઓની ઇચ્છાનો વિષય નથી. પુન્યના પ્રભાવે દુ:ખના ભીષણ અંધકારમાં પણ અચાનક સુખનાં તેજસ્વી કિરણો પ્રકાશિત થાય છે ત્યારે દુ:ખ દેખીને દીનતાનો આશ્રય કરવો એ નરી નિર્બળતાજ છે.' આ પ્રમાણે રાજાની વિચારમાળા અનુક્રમે ધૈર્યના ઉન્નત શિખર ઉપર આરૂઢ થઈ હતી.

દુર્ભાગ્યના ઉદયે જ્યારે પ્રાણીઓને દુ:ખ આવે છે ત્યારે ઉપરાઉપરી આવ્યાજ કરે છે, પરંતુ જેમ શુદ્ધ સુવર્ણની કસોટી કરનાર સુવર્ણકાર જ્યારે સુવર્ણને અગ્નિમાં તપાવે છે ત્યારે તેની વિશુદ્ધતા દીપી નિકળે છે તેમ દુ:ખ એ મનુષ્યની કસોટી છે. જેનામાં વધારે દુ:ખો સહન કરવાની તાકાત તેનામાં ધૈર્યતા ગુણ પણ તેટલે અંશે વધારે હોય છે. એ કસોટીમાંથી નિર્મળતા અને નીતિપૂર્વક પસાર થવામાં ઉચ્ચ મનુષ્યત્વ રહેલું છે.

આ પ્રમાણે પ્રાચીન મહાપુરૂષોના ઉન્નત ભાવપૂર્ણ વચનામૃતરસનું પાન કરતા રાજાએ સર્વ પ્રકારના માનસિક વાચિક અને કાયિક સંતાપને જલાંજલિ આપી ઉદારતાનો આશ્રય કર્યો અને ધ્યાનારૂઢ યોગી, જેમ ધ્યાનાવસ્થામાં સર્વ પ્રકારની માયાજાળથી પોતાના અંત:કરણને બચાવી આત્મજ્ઞાન દશામાં દૃઢ કરે તેમ પોતાના અંત:કરણને દૃઢ કર્યું. રાજાના વીરપણાની સ્તુતિ કરતાં શ્રીમદ્ આરાધ્ય પાદ ભાવદેવસૂરિજી દર્શાવે છે જે—

**लब्ध्वा परपदो दीनो, हीनत्वं नैव मुञ्चति ।**
**शिरच्छेदेपि धीरस्तु, वीरत्वं नैव मुञ्चति ॥**

વિષ્ટામાં ભ્રમણ કરનારા ભૂંડની માફક તુચ્છતાનોજ આશ્રય કરનાર પામર આત્માઓને ચાહે તેવા મનોરંજક પ્રતિષ્ઠિતપદે સ્થાપન કરવામાં આવે તે છતાં પણ તેઓ પોતાની પામરતાનો કદીપણ પરિત્યાગ કરતા નથી, કારણકે તુચ્છતા એજ તે આત્માઓનું સ્વાભાવિક સ્વરૂપ છે અને દુષ્કર્મના પ્રભાવે તેઓની મતિ તુચ્છતાભર્યા વર્ત્તન પ્રત્યેજ પ્રયાણ કરે છે, તેથીજ કરીને તેઓનું જીવન સદાને માટે દીનતાથીજ ભરેલું રહે છે અને દીનતાના દાસ બનેલાઓ હીનાચારનાજ ઉપાસકો હોય, એમાં કાંઇપણ આશ્ચર્ય જેવું નથી. એજ કારણે દીન શબ્દના 'द' કારમાં સહજ પરિવર્ત્તન માત્રથી 'ह' કારનું સ્વરૂપ લેવાની સત્તા સુસ્થિત છે. દીનતાનું આશ્રય સ્થાનજ હીનાચારી પુરૂષો છે, તેઓના સિવાય દીનતાને બીજું કોઇપણ આશ્રય સ્થાન મળી શકે એમ નથી, એ વસ્તુસ્થિતિ પણ સુનિશ્ચિત છે. સાંપ્રત સમયમાં આવા અનેક દૃશ્યો દુનિયાને દૃષ્ટિગોચર થાય છે. કેટલાક તેવા અયોગ્ય તુચ્છ અધિકારીઓ, અધિકારની સત્તાથી મદાંધ બની જે સત્તાનો સદુપયોગ અશાંતિ દૂર કરી દુનિયાને શાંતિ સમર્પે, જનસમાજના આશીર્વાદ મેળવી આપે અને દિગંતમાં સત્તાધીશની જ્વલંત કીર્તિ ફેલાવવાનું કાર્ય કરે, તેજ સત્તાનો દુરૂપયોગ કરી જનસમાજને અશાંતિના ઉંડા ગર્ત્તમાં ફેંકી દે છે, તેના તરફથી આશીર્વાદને બદલે શ્રાપ મેળવે છે અને દુનિયામાં અપયશ ફેલાવી પાપનો મ્હોટો પુંજ પરલોકમાં સાથે બાંધી જાય છે. તેવા પ્રાણીઓ કદીપણ પોતાનું શ્રેય સાધી શકતા નથી. એટલાજ માટે પરોપકારરસિક મહાત્માઓ કહે છે કે—

'ઉત્તમ આશ્રયને પામવા છતાં પણ દીન પ્રાણીઓ પોતાના હીનપણાનો પરિત્યાગ કરતા નથી, ત્યારે ધીર પુરૂષો પોતાના શિરચ્છેદપર્યંતના પ્રાણોના ભોગે પણ પોતાની વીરતાનો

પરિત્યાગ કરતા નથી. સ્વાભાવિક છે કે જ્યારે દીન પ્રાણીઓ પોતાની હીનતાનો ત્યાગ ન કરે ત્યારે ધીર પ્રાણીઓ પોતાની ધીરતાનું પરિપાલન શામાટે ન કરે ? જ્યાં વીરતાનું સંરક્ષણ નથી ત્યાં ધીરતાને સ્થાન હોઇ શકતું નથી. ધીરતાનો સર્વસ્વ આધાર વીરતા ઉપરજ રહેલો છે. ધીરતા હોય ત્યાં વીરતાએ તો અવસ્ય હોવુંજ જોઈએ. એટલાજ માટે ધીર શબ્દના 'ધ' કારમાંથી એક રેફનો બહિષ્કાર કરવાથી શુદ્ધ 'વ'કાર બની જાય છે. ધીરતા અને વીરતાના સમાન આશ્રયનું બીજ 'ધ' કારની એ શક્તિમાંજ રહેલું છે, એટલે નિશ્ચિત છે કે ધીરતા વિનાની વીરતા વિશ્વમાં વિડંબનારૂપ છે એટલુંજ નહિ, પરંતુ ધીરતા વિના સાચી વીરતા હોઇ શકતીજ નથી.'

અધમ પુરૂષોની અધમતા અને ઉત્તમ પુરૂષોની ઉત્તમતાના વિશેષ વિવેચનમાં નહિ ઉતરતાં તેને સરલ રીતિએ સમજવા માટે અભવ્યશિરોમણિ વિનયરત્ન અને તેમના ગુરૂવર્ય્યનું એકજ દૃષ્ટાંત જોઇ લઇએ અને ઉપરની વાતનો નિર્ણય કરી સદ્વર્ત્તનશાળી સુંદર રાજાની ભવિષ્યસ્થિતિનો વિચાર હવે પછીના પ્રકરણ ઉપર મુલતવી રાખી આ પ્રકરણને આટલેથીજ સમાપ્ત કરીશું. જો કે ચરિત્રના નાયક સુંદર રાજાના આખા ચરિત્રમાં સ્થળે સ્થળે તેમના ઉન્નત વર્ત્તનમાંથી ઉદ્ભવતી ઉત્તમતા વાંચકોને સહજ ખ્યાલમાં આવતીજ હશે છતાં પણ અધમતા અને ઉત્તમતા ઉભય વસ્તુનું પ્રતિપાદક આ આદર્શ દૃષ્ટાંત ઘણી ઉંડી અસર કરનારૂં હોવાથી આ સ્થળે સ્થાપન કર્યું છે જેનું આપણે હવે અવલોકન કરીએ.

અંતિમ તીર્થંકર શ્રીમન્ મહાવીરસ્વામિ મહારાજના સમયમાંજ ચંપાનગરીના રાજા શ્રીમાન્ શ્રેણિકનરેશના પુત્ર કોણિકે, દક્ષિણ ભરતાર્દ્ધના રાજાઓને જીતી, પોતાના સામર્થ્યથી કૃત્રિમ ચૌદ રત્ન કરી, હું તેરમો ચક્રવર્તિ છું, એમ દુનિયાને દર્શાવતાં વૈતાઢ્ય પર્વતની તમિસ્રા ગુફાનું કપાટસંપુટ દંડરત્નના પ્રહારથી ભાગી નાંખ્યું, તેથી કોપાયમાન

થયેલા કૃતમાલદેવે અગ્નિજ્વાલાથી કોણિકને બાળી મુકયો, ત્યારે તેમના પુત્ર ઉદાયીને મંત્રીઓએ મળી, બાલ્યાવસ્થા છતાંજ રાજ્યાભિષેક કર્યો. માતાના વચને કરી પાછળથી પણ ઉદ્ભવેલા પિતાપ્રત્યેના નિઃસિમ સ્નેહથી, જેમ કોણિકરાજાને શ્રેણિકના મરણ પછી રાજગૃહ નગર અનિષ્ટ લાગ્યું અને નવીન ચંપા વસાવી ત્યાં રાજ્ય સ્થાપન કર્યું હતું, તેમ પિતાના આવા અકાલમૃત્યુથી ઉદ્વિગ્ન ઉદાયીરાજાએ પણ ચંપાનગરીનો ત્યાગ કરી, ગંગાકિનારે પાટલીપુત્ર નગર વસાવ્યું. નગરીના મધ્ય ભાગમાં શાશ્વત ચૈત્યસમાન વિશાલ અને ઉન્નત જિનેશ્વર-ભગવાનનું ભવ્યમંદિર બંધાવ્યું અને વિક્રમરાજાની માફક સર્વત્ર આર્હતધર્મની વિજયપતાકા ફરકાવી, તથા સદ્ગુરૂ સમક્ષ સમ્યક્ત્વ મૂળ દ્વાદશવ્રતો અંગીકાર કરીને, તેનું અખંડ પાલન કરવા લાગ્યો: પુન્યના પ્રભાવે શત્રુરાજાઓ પણ તેને વશવર્ત્તી થયા. ધર્મક્રિયામાં ચુસ્ત રાજા અષ્ટમી ચતુર્દશી વિગેરે પર્વના દિવસોમાં વિશેષપ્રકારે ધર્મનું આરાધન કરતો હતો અને તે દિવસે દેવવંદન, ગુરૂવંદન, ઉપવાસ, પૌષધ વિગેરે કાર્યોથી પોતાના આત્માને પવિત્ર કરતો, પોતાના અંતઃપુરમાં કરાવેલી પૌષધશાલામાંજ સમયનો વ્યય કરતો હતો.

કોઇ એક અવસરે ઉદાયીરાજાએ ઘોર અપરાધની શિક્ષામાં કોઇ રાજાને તેના રાજ્યથી પદભ્રષ્ટ કર્યો, તેનું રાજ્ય છીનવી લીધું અને નાશી જતા એવા તેનો વિનાશ કર્યો. તે રાજાને એક પુત્ર હતો. ઉદાયીરાજાને હાથે પોતાના પિતાનું મૃત્યુ થયું જાણી હ્રદયમાં દ્વેષની લાગણી ઉશ્કેરાઇ અને વૈરનો બદલો વાળવા માટે તેનાં છીદ્રોની શોધ કરવા ખાતર ચારે બાજુએ પરિભ્રમણ કરતો ઉજ્જયીની નગરીમાં ગયો અને અવન્તીના અધિપતિની સેવા કરવા લાગ્યો. અવંતીનો રાજા પણ હંમેશાં ઉદાયીરાજાથી ઉદ્વિગ્ન રહેતો હતો. થોડા વખત-ના પરિચયમાં તેણે રાજાની ઇચ્છા જાણી લીધી. યોગ્ય અવસર પામીને એક વખતે રાજપુત્રે રાજાને વિજ્ઞપ્તિ કરી, હે દેવ ! જો આપની આજ્ઞા હોય તો કોઈપણ પ્રકારે આ-

પના વૈરી ઉદાયીરાજાનો હું વિનાશ કરૂં, પરંતુ આપના તરફથી મને સંપૂર્ણ સહાયતાની સાથે મારા પિતાનું રાજ્ય મને પાછું મળવું જોઇએ, નહિં તો કોણ એવો મૂર્ખ હોય કે પોતાના વ્હાલા પ્રાણોને તરણાની માફક ગણી, મૃત્યુના મુખમાં પગ મુકવા માટે પ્રયત્ન કરે. 'ભાવતું હતું અને વૈદ્યે બતાવ્યું' રાજા એજ શોધતો હતો. રાજપુત્રના ઉપર્યુક્ત વચન સાંભળી રાજા પ્રસન્ન થયો અને તે કાર્ય કરવા માટે તેને આજ્ઞા ફરમાવી. રાજપુત્રે પણ સ્વામિની આજ્ઞાને મસ્તક-પર ચઢાવી, ઉજ્જયીનીમાંથી નિકળી પાટલીપુત્ર નગરમાં ગયો, અને દાંભિકવૃત્તિથી ઉદાયીરાજાનોજ સેવક બન્યો; પરંતુ જેમ વ્યંતરદેવ મંત્રથી ચલાયમાન કરવા મંત્રવાદીનાં છીદ્રો શોધે, તેમ આ રાજપુત્ર પણ હંમેશા બારિક દૃષ્ટિથી ઉદાયી-રાજાનાં છીદ્રો શોધતો હતો, પરંતુ પુણ્યશાળી પવિત્ર રાજાનું એક પણ છીદ્ર તે મેળવી શકયો નહિ. માત્ર તેણે એટલુંજ શોધ્યું કે—"રાજમહાલયમાં કોઇ પણ સ્થળે ગમનાગમન કરે તોપણ જૈનમુનિઓને કોઇના તરફથી અટકાવવામાં આવતા નથી" બસ આમાંજ તેણે પોતાના હિંસામય કાર્યની સફળતા જોઇ અને કપટીએ પોતાની પ્રપંચબાજી વિસ્તાર-વાનો પ્રારંભ કર્યો.

પાપીઓ પાપના ઉદયે પાપમય પ્રવૃત્તિઓમાંજ રાચ્યા રહે છે. તેઓ પુન્યવાનના પવિત્ર કાર્યોમાંથી પણ પોતાને મનગમતા પાપમય પ્રવૃત્તિનાં સાધનો મેળવી શકે છે.

ઉદાયી રાજાના રાજકુલમાં પ્રવેશ કરવાની તીવ્ર અભિ-લાષાવાળા પ્રપંચી રાજપુત્રે કોઇ નિરવદ્યસ્થાને રહેલા ચારિત્ર-પાત્ર મુનિઓના અધિપતી ગચ્છાધિરાજને કપટવૃત્તિથી વંદના કરી, વિજ્ઞપ્તિ કરી કે ભગવન્! સંસારના ત્રિવિધતાપથી ઉદ્વિગ્ન થયેલા, આ સેવકને આપની દીક્ષા અર્પણ કરી, કૃપા-ક્રાન્ત કરો. માયાવીના મધુરવચનોમાં રહેલા વિષને સૂરિ મહારાજા જાણી શકયા નહિ અને પોતાની દૃષ્ટિએ યોગ્ય જાણી, સંસારસમુદ્રતારીણી જૈની દીક્ષા અર્પણ કરી. માયાથી

પણ અતિચારરહિત ચારિત્રનું પાલન કરતાં, એવા પ્રકારે મુનિઓની આરાધના કરી કે-સઘળા મુનિઓ તન્મય બની ગયા. તેનું દંભપ્રધાન શ્રમણપણું કોઇના લક્ષમાં આવી શક્યું નહિ. કવિ કહે છે કે-"**सुप्रयुक्तस्य दम्भस्य ब्रह्माप्यन्तं न गच्छति.**" સારી રીતે યોજાએલી કપટવૃત્તિનો પાર બ્રહ્મા પણ પામી શકતા નથી. અનન્યચિત્તે ચારિત્રના આરાધક ગુરૂમહારાજા અને અન્ય મુનિઓના સમાગમમાં રહીને બાર વર્ષપર્યંત બાહ્યથી વિશુદ્ધચારિત્ર પાળતાં છતાં મગશેલીઆ-પાષાણની માફક તે રાજપુત્રમુનિનું એક રોમમાત્ર પણ કૃપા-રસથી ભેદાયું નહિ.

અનુક્રમે વિહાર કરતા સૂરિમહારાજા શિષ્ય સમુદાય સહિત પાટલીપુત્ર નગરમાં પધાર્યા. ગુરૂમહારાજનું આગમન જાણી, રાજા વંદન કરવા ગયો અને તેમના મુખથી અમૃત-મય મધુર દેશના શ્રવણ કરી, સ્વસ્થાને પાછો આવ્યો. ઉપર દર્શાવી જવામાં આવ્યું છે કે-વ્રતધારી રાજા પર્વદિવસે વિશેષ પ્રકારે ધાર્મિકક્રિયામાં પ્રવર્ત્તમાન રહે છે અને રાત્રિપૌષધમાં ધર્મકથા શ્રવણ કરાવવા માટે ગુરૂમહારાજ પણ રાજાની પાસે પૌષધાગારમાંજ રાત્રિ વ્યતીત કરે છે.

તે અવસરમાં પર્વનો દિવસ આવ્યો. હમ્મેશના રિવાજ મુજબ ઉદાયી રાજાએ પ્રાત:કાલમાં આવશ્યકક્રિયા અને વિધિપૂર્વક અષ્ટપ્રકારી પૂજા કરી અને ત્યારબાદ ગુરૂમહારાજ સમક્ષ આવી, દ્વાદશાવર્ત્ત વંદન, અતિચારની વિશુદ્ધિ, વિગેરે શુભક્રિયા કરવાપૂર્વક ચતુર્થભક્ત પ્રત્યાખ્યાન કર્યું અને સંધ્યા-સમયે પૌષધને માટે પોતાના મહેલમાં રહેલા પાષધાગારમાં પધારવાની ગુરૂમહારાજાને વિજ્ઞપ્તિ કરી. ગુરૂમહારાજા જવા માટે તૈયાર થયા અને પોતાની પાસે રહેલા શિષ્યોમાંથી બારવર્ષના ચિરપ્રવ્રજીત શિષ્ય રાજપુત્ર વિનયરત્નને ઉપગરણો લઇ સાથે આવવાની આજ્ઞા કરી.

માયાવી વિનયરત્ન પણ એજ અવસર શોધતો હતો. તે જાણતો હતો કે અભિષ્ટકાર્યની સિદ્ધિનો અનન્ય ઉપાય

આજ છે. આ સિવાય બીજો ઉપાય મળી શકે એમ નથી. બાહ્યથી ગુરૂપ્રત્યે ભક્તિ દર્શાવતો, વિનયરત્ન તૈયાર થયો અને ઉદાયી રાજાને મારવા માટે દીક્ષા અવસરે પ્રચ્છન્ન રીતે રાખેલી, કંકલોહપત્રિકા સાથે લીધી. વિચક્ષણ છતાં પણ સૂરિમહારાજાથી માયાવીની માયા જાળ બારવર્ષના લાંબા પરિચયથી પણ જાણી શકાઈ નહિ. બલ્કે એ વિચાર આવ્યો હતો કે ચારિત્રના દીર્ઘપર્યાયથી તેનામાં શમગુણ અધિક દેદીપ્યમાન થયો હશે અને એથીજ તેને પોતાની સાથે આવવા આજ્ઞા કરી. શિષ્યસહિત સૂરિમહારાજાએ પૌષધાલયમાં પ્રવેશ કર્યો અને રાજાએ ગુરૂસમક્ષ પૌષધ અંગીકાર કર્યો. આવશ્યકક્રિયા કર્યા બાદ યોગ્યસમયપર્યંત ગુરૂમુખથી ધર્મકથા શ્રવણ કરી, રાજાએ ભૂમીપ્રમાર્જન કરવાપૂર્વક સંથારો કરી, શયન કર્યું, ગુરૂમહારાજાએ પણ સંથારો કર્યો અને બન્ને નિદ્રાધીન થયા.

આ અવસરે રૌદ્રધ્યાની દુરાત્મા વિનયરત્ન જાગૃત અવસ્થામાંજ રહ્યો અને ધારેલા પ્રચંડ પાપકાર્ય કરવા માટે ઉત્સુક થયો. ‘ આજ પિતાના વૈરનો બદલો વાળવાનો અવસર છે ’ આ પ્રમાણે વિચારતો ગુપ્ત રાખેલી કંકલોહપત્રિકા બહાર કાઢી અને યમજીવ્હાસમાન તે પત્રિકાથી વિનયરત્ને પૌષધમાં રહેલા ધર્માત્મા રાજાના કેળના સ્થંભસમાન કોમળ કંઠને શરીરથી ભિન્ન કરી, પોતાની અધમ ધારણા સફલ કરી. તરતજ ગુપ્ત પગે કાયચિન્તાના મિષથી બહાર ચાલ્યો ગયો. મુનિ જાણી પહેરેગીરોએ પણ તેને રોકયો નહિ.

આ બાજુએ રાજાના ભેદાએલા અંગમાંથી નીકળતા રૂધીરનો પ્રવાહ ચાલ્યો અને તે પ્રવાહ અનુક્રમે ગુરૂમહારાજાના સંથારા નીચે આવ્યો. ગુરૂ મહારાજા એકદમ જાગ્રત થયા અને જુએ છે તો નાલથી ભિન્ન થએલા કમલસમાન ધડથી જુદું રાજાનું મસ્તક જોયું. તપાસ કરતાં શિષ્યને પણ ન દેખ્યો. ગુરૂમહારાજાએ વિચાર કર્યો “ અરે ! શિષ્યનું આ કર્ત્તવ્ય હોવું જોઇએ. ધર્મના સ્તંભસમાન રાજાનો વિનાશ કર્યો

એટલુંજ નહિ પણ આવું અકાર્ય કરીને આ યુગપર્યંત પણ ન ભુંસાય તેવી પ્રવચનની મલીનતા કરી. સંપૂર્ણ રીતે પાત્રની યોગ્યતા તપાસ્યા વિના અપાત્રમાં મેં દીક્ષાનો આરોપ કર્યો, બારવર્ષના લાંબા પરિચયથી પણ હું તેનો કનિષ્ટ આશય સમજી શક્યો નહિ અને બાહ્ય પ્રશમથી મુંઝાઇ જઈ તેનેજ સાથે લાવ્યો, ત્યારે દુરાત્માએ આવું કરપીણ કાર્ય કર્યું. આ સર્વ અનર્થનું મૂળ કારણ તપાસવા જઉં છું તો હું જ છું, માટે હવે તો પ્રાણના વ્યયે કરીને પણ શાસનની થતી અપભ્રાજના અટકાવું, જેથી લોકો પણ એમ સમજે કે કોઇ વૈરીએ રાજા તથા ગુરૂનો વિનાશ કર્યો.”
ઉપર્યુક્ત વિચાર કરી સૂરિમહારાજાએ ભવચરિમ પ્રત્યાખ્યાન કરી, જે કંકપત્રિકાથી ઉદાયીરાજાનું મસ્તક છેદાયું હતું, ત્યાં રહેલી તેજ લોહકંકપત્રિકાથી પોતાના મસ્તકનો છેદ કર્યો.

હીનાચારી દુષ્ટ શિષ્યના દુરાચારના પરિણામે આવા સમર્થ સૂરીશ્વરજીમહારાજાએ એક માત્ર શાસનની સેવાખાતર પોતાના પ્રાણોનું બળીદાન આપ્યું.

આ તરફ પોતાના પિતાના વૈરનો બદલો વાળવાની સાથે અવન્તીશના શત્રુના વિનાશથી પિતાનું રાજ્ય ફરીથી પાછું મળવાની આશા બંધાઈ અને તેથી હર્ષભેર રાજમહેલમાંથી બહાર નીકળી અવન્તીના માર્ગે પ્રયાણ કરતો, અભવ્યશિરોમણિ વિનયરત્ન અવન્તીના રાજા પાસે કેવી રીતે ગયો અને સર્વ વૃત્તાંત નિવેદન કર્યા બાદ રાજાએ તેનો કેવો તિરસ્કાર કર્યો અને તેને કેવી સ્થિતિમાં મુક્યો, એ સર્વ હકીકત આપણા ચાલુ પ્રસંગને અપ્રસ્તુત હોઈ, આ સ્થળે તેને નહિ દર્શાવતાં, આ નિદર્શન આટલેથીજ સમાપ્ત કરીશું.

પ્રિય વાંચકગણ ! ઉપર્યુક્ત દૃષ્ટાંતથી આપણે જોઇ શક્યા કે પાશવિકવૃત્તિના ઉપાસક હીનાચારી પુરૂષો કોટીઉપાયે પણ પોતાની હીનતાનો ત્યાગ કરતા નથી. દૃષ્ટાંતમાં વર્ણવેલા મહાત્માશ્રીએ જે વિનયરત્નનું બાર બાર વર્ષપર્યંત

પાલન કર્યું, અધમસ્થાનેથી ઉચ્ચસ્થાને મુકયો, તેના હિતની ખાતર અથાગ પ્રયત્ન સેવ્યો, છતાં પણ તે અભવ્યશિરોમણિએ પોતાની અધમતાનું પાસું બદલ્યું નહિ, દુનિયામાં કહેવત છે કે—' હંસના સમાગમમાં રહ્યા છતાં પણ કાગડો કદી શ્વેત થતો નથી. કોયલાને સેંકડોમણ દુધથી ધુવો તો પણ કાળો ને કાળો જ રહે છે તે કદી ધોળો થતોજ નથી. '

ત્યારે આપણે આજ દૃષ્ટાંત ઉપરથી એ પણ જોયું કે તે પૂજ્ય મહાત્માશ્રીએ શાસનની થતી અપભ્રાજના અટકાવવા ખાતર પોતાનાજ હસ્તે પોતાના પ્રાણોનો પરિત્યાગ કરવામાં એક ક્ષણમાત્ર પણ વિલંબ ન કર્યો. ધૈર્ય તે આનું નામ, ધીરપુરૂષોની ધીરતાની સાચી કસોટી આવાજ પ્રસંગોએ થાય છે.

## પ્રકરણ ૭ મું.

### દૈવનો માર્મિક પ્રહાર.



ગત પ્રકરણોમાં આપણે જોઇ ગયા કે ધારાપુર નગરના શુરવીર સુંદરરાજા કર્મજન્યકષ્ટને નિડરપણે સહન કરવા ખાતર પોતાના સામ્રાજ્યનો ત્યાગ કરી, વિવેકવતી વનિતાનો પણ વિયોગ સહન કરી, બે બાળકોની હુંફે પોતાના દુઃખીજીવનનો શાંતિપૂર્વક નિર્વાહ કરતો હતો, તેમાંથી પણ દૈવયોગે પોતાના તે બન્ને બાળકોને નદીના ભિન્નભિન્ન કિનારે રઝળતા મુકી પોતે નદીના મધ્યપ્રદેશમાં પૂરજોસથી આવતા પાણીના પ્રવાહમાં સપડાયો અને પાટીયાની પ્રાપ્તિએ પાંચમાદિવસે મહામુશીબતે નદીનો કિનારો મેળવી શકયો. ત્યારબાદ સદ્વર્તનશાળી સુંદરરાજા ત્યાંથી કઈ દિશા તરફ પ્રયાણ કરે છે અને હજુપણ તેમની ઉપર દુર્દૈવનો માર્મિકપ્રહાર

કઇ રીતિએ અને કોનાનિમિત્તે થાય છે તેનું આપણે અવલોકન કરીએ.

નદીકિનારે રહેલા રાજાએ પોતાના અંતઃકરણને નિમાલ્યવિચારોથી આલિંગિત નહિ કરતાં ઉપર દર્શાવેલા સુંદર વિચારોથી સુવાસિત બનાવ્યું. આવા અસહ્ય સંકટોમાં પણ રાજાએ હાર્દિકશાંતિ સાત્વિકતાના પ્રભાવે સંપૂર્ણપણે જાળવી રાખી.

ચોક્કસ છે કે ચાહે તેવા વિષમ સંયોગોમાં પણ સાત્વિક અને શાંતિપ્રિય મનુષ્ય માર્ગમાં આવતા પોતાના પ્રતિબંધકોને દૂર કરી સુગમતાથી પોતાના કાર્યમાં સફલતા મેળવી શકે છે. શાંતિમય જીવનવાળો મનુષ્ય લોકમાં પણ અનુપમ સુખનો આનંદ અનુભવે છે. તેમના વજ્રમય અંતઃકરણ ઉપર દૈવના વિષમપ્રહારો પણ કુંઠિત થઇ જાય છે, અર્થાત્ તેઓનું માનસિકબળ એટલું બધું નિશ્ચળ હોય છે કે એક વખતે અતુલ શક્તિસંપન્ન દૈવ તેમના શરીરને સહાય તેવી વિડંબના ઉત્પન્ન કરે પણ તેમના અંતઃકરણનો કદીપણ ભેદ કરી શકે નહિ. આજ વાર્તાને એક સમર્થ કવીશ્વર સુસ્પષ્ટરીતે નિરૂપણ કરે છે કે—

> चलन्ति गिरयः काम, युगान्तः पवनाहताः ।
> कृच्छ्रेपि न चलत्येव, धीराणां निश्चलं मनः ॥

મહાસમર્થ પવનના ઝપાટામાં પણ જે પર્વતો અંશમાત્ર ચલાયમાન થતા નથી અને એથીજ કરીને જેઓનું અચલ એવું નામ કહેવાય છે તે મહાન્ પર્વતો પણ કલ્પાંતકાળના પ્રચંડવાયુથી ચલાયમાન થઇ જાય છે, પરંતુ ચાહે તેવી વિપત્તિના સમયે પ્રાણાંતકષ્ટે પણ ધીર પુરૂષોનું નિશ્ચલ અંતઃકરણ કદી પણ સન્માર્ગથી ચલાયમાન થતું જ નથી, એટલે કે મલીન વિચાર કે મલીન પ્રવૃત્તિમાં કદી પણ સંડોવાતું નથી. એટલુંજ નહિ પણ જેમ મહાન્ વિસ્તારવાળા ફળદ્રુપ વૃક્ષોના સુંદર શિખરો ફળસંપત્તિ સિવાયના અવસરમાં અતિ ઉન્નત થાય છે એટલે જે અવસરે વૃક્ષ ફળોથી

ભરપૂર હોય છે ત્યારે તેનાં શિખરો ફળના ભારથી નીચા નમી જાય છે, પરંતુ જ્યારે તેના ઉપરથી ફળો લઇ લેવામાં આવે છે ત્યારે તે શિખરો ઉંચા થઇ જાય છે. તેવી રીતે સુવિચારક ધૈર્યવાન્ મહાત્માઓનું અંતઃકરણ સુખસંપ્રાપ્તિના સમય કરતાં તેવા સંકટના સમયે વિશેષ પ્રકારે ઉન્નત બનતું જાય છે.

ઉદાર ચારીત્રસંપન્ન સુંદર રાજાએ નદીનો કીનારો છોડી આગળ પ્રયાણ કર્યું. પરિશ્રમથી અને ક્ષુધાથી રાજાનું પ્રત્યેક અંગ શિથીલ થઈ ગયું હતું. માર્ગે જતાં નજીકમાંજ કોઇ ગામ જણાયું, ક્ષુધાની તીવ્ર વેદનાથી આગળ પ્રયાણ કરવાને અસમર્થ રાજાએ ભિક્ષામાટે તેજ ગામમાં પ્રવેશ કર્યો અને કોઈ કૌટુમ્બિકને ઘેર જઇ ભિક્ષાની યાચના કરી. કૌટુમ્બિકે રાજાસન્મુખ જોયું, દેખતાંની સાથેજ તેના પ્રત્યે અંતઃકરણ આકર્ષાયું, આકૃતિ દેખી તેનામાં ગુણીપણાની કલ્પના થઇ. સ્વાભાવિક છે કે " **आकृतौ गुणा वसन्ति** " આકૃતિના અનુસાર ગુણોની કલ્પના થાય છે. ગુણવાન્ જાણી તેના પ્રત્યે આદર થયો અને ભિક્ષાચરની સ્થિતિમાં રહેલા રાજાને કૌટુમ્બિકે પુછયું તું કોણ છે? રાજાએ ઉત્તર આપ્યો કે હું ક્ષત્રિય છું. પ્રસન્ન વદને કૌટુમ્બિકે ફરી પ્રશ્ન કર્યો જો તું ક્ષત્રિય છે તો મારે ઘેર ઘરના કામકાજને માટે નોકરી કરીશ? રાજાએ જવાબમાં હા જણાવી. કૌટુમ્બિક પ્રસન્ન થયો અને સુંદર ભોજન તથા વસ્ત્રો અર્પણ કરવાપૂર્વક પોતાનાં ગૃહ સંબંધી કાર્યોમાં તેની યોજના કરી. કાર્યના અનુભવી રાજાને નોકરયોગ્ય કાર્ય કરતાં કંટાળો આવતો નહોતો અને તેથીજ તેનું કાર્ય અન્યને અધિક સંતોષપ્રદ બની શકતું હતું. થોડાજ વખતમાં રાજાએ પોતાના આદર્શ ગુણોથી ઘરના સ્વામિની પ્રીતિ સારી રીતે સંપાદન કરી એટલુંજ નહિ, પણ તેના સમાગમમાં આવતા પ્રત્યેક મનુષ્યો ભલે ન્હાના હોય કે મ્હોટા હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, ઉત્તમ સ્થિતિવાળા હોય કે પોતાની વર્તમાન સ્થિતિની

સમસ્થિતિવાળા, હોય સઘળાએ તેનાં વાણી વિચાર અને વર્ત્તનમાંથી ઉદ્ભવતા ઔદાર્યરસનો અનુભવ લેતા હતા.

ઉત્તમ પ્રાણીઓની સ્થિતિજ એવા પ્રકારની હોય છે કે તેઓ ચ્હાયતો ઉન્નત દશામાં વર્ત્તતા હોય અગર અવનત દશામાં વર્ત્તતા હોય, છતાં પણ પોતાના સમાગમમાં આવતા ઉત્તમ પ્રાણીઓના કે અધમ પ્રાણીઓના હૃદયપટ પર નમ્રતા, સહિષ્ણુતા વિગેરે ઉચ્ચ ગુણોની ઉંડી છાપ બેસાડે છે, જે દ્વારા ઉત્તમ પ્રાણીઓ પોતાના ઉદાર વર્ત્તનમાં વિશેષત: દૃઢ બને છે અને અધિક ગુણવાન્ થવા પ્રયત્ન કરે છે; તેમજ અધમ પ્રાણીઓ પોતાની અધમતાનો નાશ કરવા તત્પર બને છે.

ગુણસંપન્ન સુંદરરાજામાં સર્વ ગુણો પૈકી વિનય ગુણ અધિક દેદીપ્યમાન જણાતો હતો. સ્વાભાવિક કુલપરત્વે પણ એ ગુણ અન્યની અપેક્ષાએ તેમાં વિશેષ ચઢીઆતો હોય એ સ્વભાવિક છે, કેમકે નીતિશાસ્ત્રમાં દર્શાવવામાં આવે છે કે "**विनयं राजपुत्रेभ्यः**" સ્વાભાવિક છે કે જે ગુણ જે વ્યક્તિની બાલ્યાવસ્થામાં પણ સમગ્ર દુનિયાની દૃષ્ટિએ બીજાઓ કરતાં અધિક મનાતો હોય તે ગુણ તે વ્યક્તિની પ્રૌઢાવસ્થામાં વિશેષજ હોય. વિનયગુણ એટલો બધો અપ્રતિમ છે કે જેના વિના બીજા ગુણો શોભા પામતાજ નથી અને એટલાજ માટે શાસ્ત્રોમાં સર્વ સ્થાને સર્વ ગુણોના ઉત્પાદક વિનયગુણને અગ્રસ્થાન આપવામાં આવે છે. વિનયવાન્ પ્રાણી પ્રબળ શત્રુને પણ પોતાના અપ્રતિમ ગુણોથી આનંદ પમાડી પોતા પ્રત્યે સ્નેહભરી દૃષ્ટિવાળો બનાવી દે છે. સંપૂર્ણ સૃષ્ટિમંડળને વશ કરવાનું ખરૂં વશીકરણ આં જ છે.

આ વશીકરણ મંત્ર વિનયથી સુંદર રાજાએ કૌટુમ્બિક સ્વામિનું અંત:કરણ આનંદમગ્ન કરી દીધું. તેના ઉત્તમ ગુણથી રંજીત થએલો કૌટુમ્બિક પણ સદ્ભાવપૂર્વક પોતાનાજ ઘરના માણસ તરિકે તેનું પાલન કરવા લાગ્યો. દુનિયામાં ગુણથી કોણ વશ થતું નથી ? બહુમાનપૂર્વક

સ્વામી તરફથી મળતી સુંદર ભોજન વિગેરે સામગ્રિથી રાજાની સ્થીતિમાં અવનવો ફેરફાર થવા લાગ્યો. અદ્યાપિ પર્યંત સંકટસમૂહથી રાજાનું જે જે રાજતેજ વિનષ્ટ થયું હતું અને શરીરપર શ્યામતા અને કૃશતા છવાઈ રહી હતી તે કૃશતા અને શ્યામતા અનુક્રમે દૂર થતી ગઇ અને ધીમે ધીમે શરીરના ઉપચયની સાથે પ્રાથમિક દશાનું ઝળહળતું રાજતેજ શરીરપર પ્રકાશિત થવા લાગ્યું.

આ અવસરે રાજા કાંઇક શાંતિનો અનુભવ કરતો હતો. જો કે પુત્ર અને પત્ની વિયોગનું દુઃખ તેના માનસિક જીવનને ઓછું કષ્ટદાયી ન હતું, શરીરમાં રહેલા વિષમ શલ્યની માફક તે વિયોગ તેને સાલતો હતો. માત્ર આ શાંતિ તે બાહ્ય શાંતિજ હતી, તે એજ કે રાજા પોતાના ઉદરપોષણની ચિંતાથી નિરાળો હતો: પરંતુ અશુભોદયે આ નહિ જેવી શાંતિ પણ રાજાના હસ્તગત ક્યાંથી રહી શકે ? અલ્પ માત્ર શારીરિક સુખ સંપત્તિ દુર્દૈવને મહાન આપત્તિ સમાન થઈ પડી, જેના પરિણામે ઈર્ષ્યાળુ દૈવે રાજાઉપર મર્મભેદક પ્રહાર કરવાનો પ્રબળ નિશ્ચય કર્યો.

આપણે જોઇ ગયા કે સુંદર પૌષ્ટિકખોરાકના સદ્ભાવે સુંદરરાજાની દુઃખથી તિરોભાવ પામેલી શરીરની સુરમ્ય શોભા, અને અનુપમ લાવણ્ય, ફરીથી આવિર્ભાવ પામ્યાં. એક અવસરે અનુપમ લાવણ્યથી સુશોભિત સુંદરરાજાને જોઇને તીવ્રમદનબાણથી ઘવાએલ કૌટુમ્બિકની ભાર્યાએ સતી સ્ત્રીઓને નહિ બોલવા યોગ્ય કામોત્પાદક અનેક પ્રકારનાં અસભ્ય વચનોનો રાજા સમક્ષ ઉચ્ચાર કર્યો; અને તેદ્વારા પોતાની આંતરિક અભિલાષા વ્યક્ત કરતી, પોતાની ઈચ્છાને આધીન થવા રાજાને આગ્રહભરી આજીજી કરી.

કર્મની વિચિત્ર ગતિએ મોહરાજાના અચળ સામ્રાજ્યની પ્રબળ સત્તાનો પ્રવેશ દુનિયાના પ્રત્યેક વિભાગોમાં થઈ રહ્યો છે. કોઈપણ વિભાગ એવો નહિ મળી આવે કે જ્યાં તેની આજ્ઞાનો અમલ ન થતો હોય. કોઈ વિરલાઓજ

તેની આજ્ઞાનો અનાદર કરી પારમેશ્વરી મુદ્રાથી અંકિત થાય છે. મોહમુગ્ધ અન્ય મનુષ્ય તો દૂર રહો, પરંતુ શુષ્ક પત્ર, પુષ્પ, અને નિરસ ફળ, વિગેરે માત્રનું ભોજન કરનાર, અને પંચાગ્નિ વિગેરે કષ્ટ સહન કરી પોતાની દેહને અતિશય કર્કશ બનાવનાર, અરણ્યવાસી ધ્યાનસ્થ યોગીઓ પણ કંદર્પના વિષમ પ્રહારથી ઘવાઇ મોહપરવશ બને છે; અને પરિણામે પોતાના આચારથી પતીત થઇ ઘોર યાતના સહન કરવા નરકમાં પ્રયાણ કરે છે. કામવિકારના અસાધ્ય વ્યાધિથી નિરંતર દૂર રહેવાની પૂર્ણ અભિલાષાએ સ્નિગ્ધ-મધુરાદિ ષડ્રસયુક્ત ભોજન, સુકોમલ શય્યા, વિષયોત્પાદક સુગંધી પદાર્થો, રંગબેરંગી ચિત્રવિચિત્ર ચિત્રશાળાઓ, મોહક વિષયવિલાસી શબ્દશ્રવણ, અને તે સિવાય મોહોત્પાદક કોઇ-પણ સામગ્રીથી વિમુખ રહેનાર ત્યાગીઓ, અને તત્ત્વવેત્તાઓ, જ્યારે અલ્પમાત્ર વિકારનું સાધન પામીને યા પામ્યા વિના આકુલ્યતાથી પોતાની સુરક્ષિત જીવનનૌકાને જર્જરીત કરી, સંસારમહોદધિના અગાધ જલમાં ડુબાવે છે, ત્યારે અલ્પ સત્ત્વવાન્ સામાન્ય પ્રાણીઓને માટે તો શું કહેવું ?

કહ્યું પણ છે કે—

**सन्मार्गे तावदास्ते प्रभवति पुरुष-स्तावदेवेन्द्रियाणां,**
**तावल्लज्जां विधत्ते विनयमपि, समालम्बते तावदेव ॥**
**भ्रूचापाकृष्टमुक्ता श्रवणपथजुषो, निलपक्ष्माण एते,**
**यावल्लीलावतीनां न हृदि धृतिमुषो, दृष्टिबाणाः पतन्ति॥**

જ્યાં સુધી કર્ણપર્યંત દીર્ઘમાર્ગને ભજનારા, ભ્રમરરૂપ ધનુષ્યથી ખેંચીને ફેંકેલા, ધૈર્યવિનાશક નીલપાંપણોથી શોભિત લીલાવતીના તિક્ષ્ણ દૃષ્ટિબાણો પુરૂષોના હૃદય પર પડતાં નથી ત્યાંસુધીજ તેઓ પોતાના આત્માને સન્માર્ગમાં સ્થીરતા પમાડે છે, ઉન્માર્ગમાં પ્રયાણ કરતી ઈન્દ્રિયોને પોતાની સત્તાથી સુસ્થિર રાખી શકે છે, લજ્જાગુણ પણ ત્યાંસુધીજ ટકી શકે છે અને ત્યાંસુધીજ તે પુરૂષો વિનયનું અવલંબન કરી શકે છે.

ઉપર્યુક્ત ઉલ્લેખથી આપણે જાણી શકયા કે તત્ત્વવેત્તાઓ પણ મોહરાજાની મજબુત બેડીઓ તોડવાને સમર્થ થઇ શકયા નહિ, ત્યારે આ એક નિર્બળ અબળાને માટે તો કહેવુંજ શું ? યદ્યપિ આ ઉપરથી એ નિર્ણય કરવાનો અવકાશ નથી કે અબળા નામમાત્રથી તેઓ પુરૂષાર્થ હીનજ હોય. પ્રાચીન પરિસ્થીતિના ઇતિહાસ ઉપરથી આપણે સ્પષ્ટરીતે જોઈ શકીએ છીએ કે મહાબલિષ્ટ પ્રતિવાસુદેવ લંકાનગરીના રાજા રાવણ જેવાને પણ હંફાવનાર સતી સીતા, દુષ્ટ દુર્યોધનના વચનમાત્રનો અનાદર કરનાર સતી દ્રૌપદી, ચંદનબાલા, દમયંતી, કલાવતી, સુભદ્રા, રાજીમતી, મૃગાવતી વિગેરે, આ સર્વ સતીઓ પણ અબળાજ હતી. પોતાના પ્રાણ જતાં સુધી પણ જેને દેવતાઓ અને તેના અધિપતિ ઇંદ્રો પણ લેશમાત્ર ચલિત કરી શકે નહિ તેવા અદ્ભૂત પરાક્રમને ધારણ કરનારી હતી. કુસુમાયુધના વિષમિશ્રિત વિષમ પ્રહારો પણ જે સતીઓની આગળ તરણા જેટલી ન્યૂન શક્તિ ધરાવનારા પણ ન હતા.

કૌટુમ્બિકની સ્ત્રી સતીઓના પંથથી તદ્દન વેગળીજ હતી, તેના પરાક્રમની દિશા માત્ર પણ તેના દૃષ્ટિવિષયથી બાહ્યજ જણાતી હતી. નામમાત્રથી નહિ પણ ગુણથી પણ તેનામાં નિર્બલપણું તરવરી રહ્યું હતું. સુંદરરાજાના શરીર સૌંદર્યરૂપ કંદર્પના હૃદયભેદક એકજ બાણથીજ તેણીનું હૃદય વિંધાયું અને ઉપર દર્શાવ્યા મુજબ અધમ ધારણા સફલ કરવાના પ્રયત્નમાં દોરાઈ.

વિષયાંધ સ્ત્રીઓ વિષયોપભોગના અલ્પસુખની ખાતર માતાપિતાની પૂર્વોપાર્જિત ચંદ્રસમાન ઉજ્જવળ કીર્તિને કલંકિત કરે છે. જાતિ અને કુલની મર્યાદાનું ઉલ્લંઘન કરી સ્વાર્થની ખાતર રતિપતિસમાન પોતાના પ્રિય પતિનો વિનાશ કરતાં પણ સંકોચ પામતી નથી, આટલાજ માટે ધર્મશાસ્ત્રપ્રણેતાઓ તેને અનર્થની ખાણ, વિષવેલડી, કપટની પેટી, ગુફા વિનાની વાઘણ, અસત્યનો ભંડાર, ક્લેશનું મૂળ, નામ

વિનાની વ્યાધિ, સુગતિની અર્ગલા વિગેરે અનેકવિશેષણોથી અલંકૃત કરે છે.

કુલટા કૌટુમ્બિક સ્ત્રીએ પોતાને વશ કરવા ખાતર યોજેલા વજ્રમય વચનકંટકો અને ફેંકેલાં કઠોર દૃષ્ટિબાણો સુંદરરાજાના અભેદ્ય શીલસન્નાહનો ભેદ કરી શકયા નહિ અને તેથી કરીને કર્મરાજાએ ધારેલો માર્મિકપ્રહાર નિષ્ફળ નિવડયો. કૌટુમ્બિક સ્ત્રીના મુખમાંથી નિકળતા આંતરિકજીવનના મર્મભેદક અસભ્ય વચનો સાંભળી સુંદરરાજા દિગમૂઢ બની ગયો અને ઉંડી વિચારણા કરવા સાથે દૈવને ઉપાલંભ આપવા લાગ્યો. અરે દૈવ ! આ શો ગજબ ! ઉત્તમ સ્થાન, માનની પ્રાપ્તિ આટલાજ માટે કે શું ? દૈવ ! તારી ગતિ તો અજબ છે ! અરે ! આટલાથી શું સંતોષ ન થયો કે જેથી મારા ઉપર મારા આંતરિકજીવનના વિનાશક માર્મિકપ્રહારનો પ્રયોગ કરવાનો તારે અવસર આવ્યો ? પણ દૈવ ! ચોક્કસ માનજે કે આ સુંદરરાજા પ્રાણવિનાશક પ્રસંગ પ્રાપ્ત થયા છતાં પણ પોતાના સદાચારથી કદી પણ ચલાયમાન નહિ થાય તે નહિજ થાય. તારે સ્વાધિન રહેલી દ્રવ્યાદિની પ્રાપ્તિ, સુસ્થાન, વિગેરે ભલે જાઓ, મારે તેની પરવાર નથી, પરંતુ મારા સ્વાધિનમાં રહેલું મારૂં ઉત્તમ શીલ કદીપણ વિનાશ નહિ પામે, તેનું હરણ કરવાની યોગ્યતા હું કોઈનામાં પણ જોઇ શકતો નથી.

આ પ્રમાણે દૈવને ઉપાલંભ આપી રાજા હૃદયમાં ચિંતવન કરે છે કે—આ સુંદર સ્થાન અને શરીરપુષ્ટિનું સાધન વિગેરે માત્ર મારા શીલનો ભંગ કરવા માટેજ દૈવે આપેલું છે, માટે શીલસંરક્ષણની ખાતર આ સ્થાનનો ત્યાગ કરવો એજ હિતાવહ છે. જો મારો પુણ્યોદય હશે તો સુસ્થાન, માનની પ્રાપ્તિ દૂર નથી. પુણ્યવિના ઉત્તમ સામગ્રીની પ્રાપ્તિ દુર્લભ છે તો શા માટે અલ્પ સુખની ખાતર અનાચારમાં પ્રવર્તમાન થઇ પુણ્યનો વિનાશ કરી પાપનો પુંજ એકત્ર કરૂં ? અરે અનાચારમાં પ્રવર્તમાન થવું તો દૂર રહો એ

સંબંધી વાત પણ મારાથી કેમજ સંભળાય ? આ પ્રમાણે વિચાર કરી ધીરવીર શિરોમણી સુંદરરાજાએ કૌટુમ્બિક-ભાર્યાના મહા આગ્રહવાળા ઝેરીલાં વચનોનો જેમ તેમ આડો અવળો ઉત્તર આપી "विरुद्धाभूःपरित्याज्या" વિરૂદ્ધ ભૂમિનો અવશ્ય ત્યાગ કરવોજ યોગ્ય છે, એમ માની કૌટુમ્બિકના ઘરનો, તે ભૂમિનો અને તે નગરનો ત્યાગ કરી અન્યગ્રામ તરફ પ્રયાણ કર્યું.

પ્રિય વાંચકો ! સુંદરરાજાના આ પ્રસંગને સંપૂર્ણ રીતે હૃદયમાં ઉતારવાની જરૂર છે. આવા પ્રસંગોમાં આ વિચારશ્રેણિ રગેરગમાં પરિણમેલી હોવીજ જોઈએ. શીલ-સંરક્ષણની ખાતર રાજાએ આવી દીનદશામાં સદ્‌ભાગ્યે પ્રાપ્ત થએલી સુંદર સ્થાન વિગેરે સામગ્રિની લેશમાત્ર પણ દરકાર ન કરી, જોકે આમાં કાંઇ નવાઈ નથી; કારણ કે ધીર પુરૂષોનું એજ કર્ત્તવ્ય છે. ધીર પ્રાણિઓનું વર્ણન કરતાં એક કવિવર એક સ્થળે જણાવે છે કે—

कान्ताकटाक्षविशिखा न लुनन्ति यस्य,
चित्तं न निर्दहति कोपकृशानुतापः ।
कर्षन्ति भूरिविषयश्च न लोभपाशः
लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥

પ્રમદાનાં કટાક્ષબાણો જેના અંતઃકરણનો ભેદ કરી શકતાં નથી, જેનું ચિત્ત ક્રોધાગ્નિના જ્વલંત તાપથી નમ્ર થતું નથી તથા અનેક વસ્તુ વિષયક લોભપાશ જેના અંતઃ-કરણને ખેંચી શકતો નથી, તેજ પ્રાણી આ દુનિયામાં ધીર પુરૂષોમાં અગ્રગણ્ય થઈ શકે છે; અને તેજ ધીર સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ ત્રણે લોકમાં સંપૂર્ણ રીતે જય મેળવે છે.

આધિ, વ્યાધિ ઉપાધિમય સંસારના તીવ્ર દુઃખો દેખી જેઓને ભય ઉત્પન્ન થતો હોય અને તેનાથી મુક્ત થવાની એટલે અનુપમ અવ્યાબાધ સુખ પ્રાપ્તિની અભિલાષા થતી હોય, તેવા ધીર સુભટાગ્રણિ કોઇ પણ ઇંદ્રિયના વિષયમાં મોહમુગ્ધ થતા નથી, અર્થાત્ તેઓ ઇંદ્રિયોને પોતાની સ્વ-

તંત્રતામાં રાખે છે. આથી તે ઇંદ્રિયો તેઓના આત્માને કદી પણ ઉન્માર્ગમાં પ્રયાણ કરાવતી નથી, અન્યથા મોહરાજાના સૈન્યની અગ્રનાયિકા ઇંદ્રિયો એવી મજબુત છે કે ઉપર જણાવ્યા પ્રમાણે મ્હોટા મહંતોને પણ ક્ષણવારમાં જ્ઞાન ધ્યાનથી ચુકાવે છે. આ ઉપરથી ઇંદ્રિયો ઉન્માર્ગ પ્રવૃત્તિમાંજ સહાયક છે માટે તેનો ઉચ્છેદ કરવો એજ ઉચિત છે એમ સમજવું નહીં. જોકે એટલું તો ચોક્કસ છે કે તે ઇંદ્રિયોને જો અવ્યવસ્થિત રાખવામાં આવે તો તે ઉન્માર્ગપોષક બનેજ, પરંતુ જો તેને સુવ્યવસ્થિત સ્થીતિમાં રાખવામાં આવે તો ઉન્માર્ગશોષક અને સન્માર્ગપોષક બને છે. જેમકે મદારીઓ મહાહિંસક સિંહ, વાઘ, રીંછ, સર્પ વિગેરે શિકારી પ્રાણીઓને પણ કળાથી વશ કરી તેની સહાયથી પોતાની આજીવિકા પણ ચલાવે છે, તેવીજ રીતે અંતરાત્મા ઉન્મત્ત ઇંદ્રિયોને પોતાને સ્વાધીન કરી તે દ્વારા ઉત્તમ ચારિત્રગાત્રનું જીવન ચલાવે છે. આખરે જેમ તે મદારી જો તે પ્રાણીઓ પોતાનું જીવન ચલાવવામાં અસમર્થ નીવડે તો તેઓને જંગલમાં જઇ છોડી મુકે છે, તેમ વિશુદ્ધ ચારિત્રસંપન્ન મહર્ષિઓ પણ તે ઇંદ્રિયો જો પોતાના ચારિત્ર જીવનમાં સહાયક ન થાય તો ભક્ત પ્રત્યાખ્યાન વિગેરેથી અનશન કરી તેઓનો ત્યાગ કરે છે.

ઉપર્યુક્ત વૃત્તાંતથી આપણે સમજી શક્યા કે તે વિવેકી ધીર પુરૂષો ઇંદ્રિયોના પંજામાં સપડાઇ પ્રાણાંતે પણ ઉન્માર્ગમાં પ્રવૃત્તિ કરતાજ નથી. તેવા વિષમ પ્રસંગે તેઓનું એજ ધ્યેય હોય છે કે—

**वरं विन्ध्याटव्यामनशनतृषार्त्तस्य मरणं,**
**वरंसर्पाकीर्णे तृणपिहितकूपेनिपतनं ।**
**वरंगर्त्तावर्त्ते गहनजलमध्ये विलयनं,**
**न शीलाद्विभ्रंशो भवतु कुलजस्य श्रुतवतः ॥**

વિંધ્યાચળ પર્વતની ગહન અટવીમાં અટવાઇ ક્ષુધા અને તૃષાની અસહ્ય વેદનાઓ સહન કરી રીબાઇ રીબાઇને

મરણ પામવું એ સારૂં, મોટા અજગર, સર્પ વિગેરે હિંસક પ્રાણીથી વ્યાપ્ત અને તૃણસમુહથી આચ્છાદિત અંધારા કુવામાં પડી મૃત્યુના ભોગ થઇ પડવું એ પણ સારૂં. એટલુંજ નહિ પણ મોટી ખાઇઓ અને આવર્ત્તોથી વ્યાપ્ત ગહન જલ સમૂહમાં ડુબી મરવું પણ સારૂં; પરંતુ વિવેકી અને કુલવાન થઇને પોતાના શીલનો ભ્રંશ કરવો એ કદીપણ ઇચ્છવાયોગ્ય નથીજ, અર્થાત્ તે ભાગ્યવાનો પોતાના પ્રાણ કરતાં પણ પોતાના સદાચારની કિંમત વધારે આંકે છે.

વિવેકી સુંદરરાજાએ આ પ્રસંગે પોતાના શીલ અને સત્ત્વની સાચી કસોટી કરાવી. ભરયૌવનમાં પણ જેના નિર્મલ અંતઃકરણપર કંદર્પનું વિષમ વિષ કાંઇ અસર કરી શક્યું નહિ, આથીજ તેનું નામ ગ્રંથરત્નોમાં મહર્ષિઓના હાથે સુવર્ણાક્ષરે કોતરાઈ રહ્યું છે. આવા સદાચારી મનુષ્યનેજ દુનિયા દક્ષની કોટીમાં મુકે છે.

**ये न स्खलन्ति ते दक्षा:, कृष्णकेशतमोभरे ।**
**वार्धके तु सदोद्योत-शिरस्थपलितेन्दुना ॥**

વૃદ્ધાવસ્થામાં હમેશાં મસ્તકપર ઉજ્વલ પળીઆરૂપ ચંદ્રનો પ્રકાશ વિસ્તૃત થયે છતે તે પ્રકાશની સહાયથી પોતાના કર્ત્તવ્યને દેખનારા દુનિયામાં બહોળા પ્રમાણમાં મળી શકે છે, પરંતુ ભરયૌવનમાં મસ્તકપર કાળા કેશરૂપ અંધકારનો સમૂહ વિસ્તાર પામ્યા છતાં તે અંધકારમાં પણ સ્વઆચારને દેખનારા સુભાગ્યેજ મળી આવે છે, માટેજ તઓ સાચા દક્ષ કહી શકાય છે.

દક્ષશિરોમણિ રાજાને કૌટુમ્બિકના ઘરનો ત્યાગ કરતાં એ વિચાર ન આવ્યો કે મહામુશીબતે પ્રાપ્ત થયેલા આવા સુંદર સ્થાનનો અને કૌટુમ્બિકના સ્નેહ વિગેરેનો હું કેવી રીતે તિરસ્કાર કરૂં અને તિરસ્કાર કરીને નીકળ્યા પછી મારે પગ મુકવાનું સ્થાન પણ ક્યાં મળી શકશે ?

ચોક્કસ છે કે સુજન મનુષ્યોના સાત્વિક અંતઃકરણને એવો વિચાર કદી પણ સ્પર્શ કરતો નથી. તેઓનું હૃદય તો

વિષમ આપત્તિના સમયે અધિક ઉજ્જવલતા ધારણ કરે છે, એટલાજ માટે કવિઓ કહે છે કે સજ્જન અથવા સ્વજન, સુવર્ણ અને શાક અનુક્રમે આપત્તિ, તાપ અને છેદની અવસ્થામાં અધિક ઉજ્જવલતા ધારણ કરનારા હોઈ પ્રશંસનીય ગણાય છે. ઉત્તમ મનુષ્યોની અથવા સ્વજનવર્ગની કસોટી કષ્ટના સમયેજ થાય છે. સજ્જન પ્રાણીઓ ઉપર જેમ જેમ આપત્તિઓ આવી પડે, તેમ તેમ તેઓનામાં ધર્યતા વિગેરે ગુણો અધિક દીપી નિકળે છે. સાચા સ્વજનોનું અંતઃકરણ પોતાના સંબંધી ઉપર આવી પડેલા કષ્ટનો ઉચ્છેદ કરવા યા તે અવસરે સહાય કરવા તત્પર થાય છે. સુવર્ણને જેમ જેમ અગ્નિમાં તપાવવામાં આવે તેમ તેમ તેમાં અધિક દીપ્તિ દૃષ્ટિગોચર થાય છે. શાકને પણ જ્યારે જ્યારે સમારવામાં આવે ત્યારે ત્યારે તેમાં ઉજ્જવલતા પ્રગટે છે. અને તેથીજ તેઓની આદિમાં રહેલો સકાર શોભા પામે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સદાચારી સુંદરરાજા કોટુમ્બિકના ઘરનો, તેમજ તે ભૂમિકાનો પણ ત્યાગ કરી, અન્ય ગામ તરફ જવા નીકળ્યો. આમ તેમ પ્રદેશાંતરોમાં પરિભ્રમણ કરતાં કોઇ સ્થળે ગગનચુમ્બી શિખરથી પરિમંડિત આદિશ્વરભગવાનનું ભવ્ય જિનાલય જોયું. દેવમંદિર દેખતાની સાથે રાજાને શ્રીસારશેઠનો બગીચો યાદ આવ્યો અને સત્વર મંદિરમાં પ્રવેશ કરી ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો. સ્તુતિ કર્યાબાદ જિનાલયમાંથી બહાર નીકળી પાસે રહેલા મંદિરના ગવાક્ષમાં વિશ્રાંતિ લેવા બેઠો.



## પ્રકરણ ૮ મું.

## દેવરમણીની દૂર્દશા.



કોઇ નવયૌવના સ્ત્રી પોતાનું ઇચ્છિત કાર્ય પૂર્ણ કરી સ્વસ્થાને પહોંચવા ખાતર રમણીય વિમાનમાં બેસી તીવ્ર વેગથી આકાશમાર્ગે ગમન કરી રહી હતી. આકાશગમનથી તે કોઇ વિદ્યાધરી અથવા દેવરમણી હોય એમ સહજ અનુમાન થઇ શકતું હતું. જેનું સૌંદર્ય તથા લાવણ્યતા વિગેરે પણ વિબુધ વનિતાનાજ પ્રતિપાદક હતાં. તે પ્રૌઢા સ્ત્રીથી અલંકૃત દેવવિમાન, વિસ્તિર્ણ નભોમંડળને પ્રકાશિત કરતું અનુક્રમે વૃક્ષોની ઘટાથી સુશોભિત અને એક દિવ્ય જિનમંદિરથી રમણીય ભૂપ્રદેશ ઉપર આવી પહોંચ્યું. તે પ્રદેશમાં મનુષ્યોનો સંચાર ઘણોજ અલ્પ હતો. આ સ્થળે તેણે પોતાના વિમાનની ગતિ મંદ કરી આકાશમાંથી વિમાનને નીચે ઉતાર્યું. વિમાન છોડી, દેવી બહાર આવી, અને પાસે રહેલા ભવ્ય જિનાલયમાં પ્રવેશ કર્યો. તે રમણીને નીચે ઉતરવાનું કારણ માત્ર ત્રણલોકના નાથ નિઃસ્વાર્થ ઉપકારી પરમાત્માનું દર્શનજ હતું.

ધર્માત્માઓ માર્ગમાં આવતાં કોઇ પણ સ્થળે અરણ્યમાં કે વસ્તીમાં જ્યાં ઇષ્ટદેવની પ્રતિમા યા મંદિર હોય ત્યાં વંદન પૂજન વિગેરેનો વિવેક કદીપણ ચૂકતા નથી. જે ઉપકારીનું સ્મરણ પોતાના મનોમંદીરમાં હંમેશાં અસ્તિત્વ ધરાવતું હોય, તે ઉપકારીનો સમાગમ નજીકમાંજ થતો હોય તો તેના ચરણસ્પર્શનથી વંચિત રહેવાની કોણ અભિલાષા કરે ? અને નિકટવર્તી છતાં પણ જો તેનાથી વંચિતજ રહે તો તે વ્યક્તિના અંતઃકરણમાં વાસ્તવિક સ્મરણજ નથી એમ કહી શકાય.

આ નવયૌવના સ્ત્રીનું અંતઃકરણ ધર્મથી અધિવાસિત હતું. માર્ગમાં વિશાળ જિનમંદિર દેખી તરતજ નીચે ઉતરી અને ઉપર દર્શાવ્યા મુજબ નમન સ્તન વિગેરે કરવા ખાતર મંદિરમાં પ્રવેશ કર્યો. મુખ્ય સિંહાસને બિરાજમાન પ્રથમ જિનપતિ શ્રી ઋષભદેવ પ્રભુને ભાવોલ્લાસપૂર્વક નમન સ્તવન વિગેરે કરી કાર્યની વ્યગ્રતાને લઇને થોડાજ વખતમાં પાછી ફરી, મંદિરના મંડપથી બહાર નીકળવા માંડયું. નીકળતાંની સાથેજ સન્મુખ રહેલી એક સુંદર વ્યક્તિ પ્રત્યે તેની દૃષ્ટિ પડી. તે વ્યક્તિની આકૃતિએ તે સ્ત્રીના અંતઃકરણમાં લોહચુમ્બકની માફક અજબ આકર્ષણ કર્યું. કાર્યની વ્યગ્રતાથી શીઘ્ર ગતિવાળી છતાં પણ તે સ્ત્રી ત્યાંજ સ્થિર થઇ ગઈ.

વાંચકો! સમજી શકયા હશો કે જે વ્યક્તિની મનમોહક આકૃતિએ તે રમણીનું હૃદય સ્તંભિત કર્યું, તે વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ વિશ્રાંતિ લેવા માટે મંદિરના ગવાક્ષમાં રહેલો આપણી કથાનો નાયક સુંદર ભાવનાવાળો સુંદરરાજા પોતેજ હતો. અને તે નવયૌવના સ્ત્રી પણ કોઇ મનુષ્યની સ્ત્રી નહિ તેમ વિદ્યાધરી પણ નહિ પરન્તુ યક્ષનિકાયના કોઈ દેવની વલ્લભા સાચી દેવરમણીજ હતી.

રતિપતિ સમાન રાજાનું સુંદર રૂપ દેખીને યક્ષિણી દેવી મોહમાં મુંઝાઈ. દુનિયામાં કહેવત છે કે 'નસીબ બે ડગલાં આગળનું આગળ' જે દુઃખથી છુટવા માટે રાજા, સુંદર ખાન, પાન, માન અને સ્થાન છોડી પ્રવાસી થયો, તે દુઃખ તેની આગળનું આગળજ રહ્યું.

મોહરાજા! તારી પણ બલીહારી છે. તું તારા ઘનતિમિરમાં પ્રાણીઓને એટલા બધા મુંઝવી નાંખે છે કે તેને સ્થાનનું કે અસ્થાનનું પણ ભાન રહેતું નથી.

વીતરાગ પ્રભુના પવિત્ર ધામમાં રહેલી દેવરમણી ઉપર પણ તેં તારૂં બળ અજમાવ્યું. મકરધ્વજનું અમોઘ શસ્ત્ર એવા મર્મસ્થાનકે માર્યું કે જેથી તે બીચારી મુર્છિત થઈ. કામજ્વરના અસહ્ય તાપથી પીડા પામતી યક્ષિણી દે-

વીએ ગવાક્ષમાં રહેલા સુંદર રાજાને પ્રાર્થના કરી કે 'હે પુરૂષોત્તમ ! કામદેવ સમાન તારા સુંદર રૂપથી હું મોહિત થઈ છું માટે તું મારી સાથે પંચવિધ વિષય સુખ ભોગવ. હું તારા અભિષ્ટની સિદ્ધિ કરીશ. તું સત્વર મારા વિમાનમાં આવીને બેસ, અને મારી પ્રાર્થનાનો સ્વીકાર કર, નહિ કરે તો હું તને અતુલ કષ્ટ આપીશ, પરિણામે તારે મરણ પર્યંતના કષ્ટો સહન કરવાં પડશે.'

આશાધારી પ્રાણીઓ માટે દુનિયામાં એક પણ સ્થાન એવું નહિ મળી આવે કે જે પોતાને પ્રાર્થના કરવા લાયક ન હોય. ભલે તે વિબુધ હોય કે અબુધ હોય. સ્પૃહા વિષલતા જેના અંતરમાં વિકાશ પામી તેને નીચ, ઉચ્ચ કે યોગ્યાયોગ્યનો વિવેક રહેતોજ નથી.

અનેક અંગરક્ષક દેવીઓ જેની સત્તા નીચે રહી આજ્ઞાનું અખંડ પાલન કરતી હોય અને અનેક સેવકોની પ્રાર્થનાઓ જેના શ્રવણપુટમાં પડતી હોય તે દેવરમણી દૈવિક ભોગથી અસંતુષ્ટ થઈ મનુષ્ય સંબંધી ભોગ ભોગવવાની ઇચ્છાવાળી થાય એમાં તો અનંગદેવની પ્રબળ સત્તા અને પોતાની હીન સત્ત્વતાજ વ્યકત થાય છે. આ દીનતા અને હીનતાનું અવલંબન દેવરમણી માટે શું ઓછું શરમાવનારૂં ગણાય! આ સ્થળે દેવરમણીની દૂર્દશા સિવાય બીજું શું કહી શકીએ ? એક વિબુધ વનિતા એક ભૂમિચર મનુષ્યની પાસે ભોગને માટે પ્રાર્થના કરે, આ સર્વેકોનો પ્રભાવ? કહેવું પડશે કે અંતરમાં ઉદ્ભવેલી વિષયસ્પૃહાનોજ. દુનિયામાં સ્પૃહા સમાન બીજું કાંઈ દુઃખજ નથી. સર્વ પ્રકારના દુઃખનું ઉત્પત્તિસ્થાનજ સ્પૃહા છે. આશાથી પ્રેરાએલા પ્રાણીઓને કોઇપણ સ્થળે પૂર્ણતા માલુમ પડતી નથી, બલ્કે જેમ સરોવરમાં અથવા અન્ય કોઇ જળાશયમાં ફેંકેલો પથરો પ્રથમ નાનું કુંડાળુ કરે છે પણ એજ કુંડાળુ અનુક્રમે વૃદ્ધિ પામતાં બીજાં વિશાળ અનેક કુંડાળાને ઉત્પન્ન કરે છે, તેમ પ્રારંભમાં ઉદ્ભવેલી અલ્પ માત્ર આશા ફળીભૂત થતી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં

અનેક આશાતરંગોને ઉત્પન્ન કરે છે અને તેને અંગે આશાધારી પ્રાણીઓની દૃષ્ટિએ સર્વ જગ્યાએ અપૂર્ણતાજ માલુમ પડે છે.

આ અવસરે રાજાના શિરપર આખી જીંદગીમાં નહિ અનુભવેલો મહા વિકટ પ્રસંગ આવી પહોંચ્યો. સદ્વર્તનથી ચલિત કરનારાં દેવરમણીનાં મૃદુ અને કઠોર વાકયો સાંભળી રાજા ઉંડા વિચારમાં ઉતરી પડયો. અરે જેનાથી હું ભય પામી દૂર નીકળ્યો તે સ્થીતિ તો આગળ આવીને ખડી થઇ. ખેર ચ્હાય તેવું સંકટ આવી પડો પણ કોટી ઉપાયે હું મારા શીલથી તો ચલિત નહિંજ થાઉ, આ પ્રમાણે વિચાર કરી રાજાએ યક્ષિણી દેવીને કહ્યું.

દેવી! આપની પ્રાર્થનાનો સ્વીકાર મારાથી થઇ શકે એમ નથી, કારણકે અબ્રહ્મચર્યના કટુક વિપાકો સાંભળી મેં પરદારાગમનનો નિયમ કર્યો છે માટે આપને મારા પ્રત્યે આવું અનુચિત ભાષણ કરવું યોગ્ય નથી, વળી હે દેવી! આપ દેવયોનિમાં ઉત્પન્ન થયા છો અને હું મનુષ્યયોનિમાં ઉત્પન્ન થયો છું, આપનો દરજ્જો ઉંચો અને મારો નીચો, માટે આપનો અને મારો સંયોગ પણ શી રીતે ઘટી શકે? આપ વિબુધ કહેવાઓ અને જ્યારે આપની આ સ્થિતિ તો પછી અમારા જેવા અબુધ મનુષ્યને માટે તો કહેવુંજ શું? માટે દેવી આપ શાન્ત થાઓ, આપનો આગ્રહ અનુચિત અને અસ્થાનેજ છે.

દૂર્ભાગ્યના ઉદયે રાજાનાં, ઉપર દર્શાવેલા વચનોની અસર યક્ષિણીના વિષયવિહ્વળ અંતઃકરણ ઉપર ન જ થઇ, અરે એટલુંજ નહિ પણ પોતાની ઇચ્છાના વિઘાતક શબ્દો અને પ્રતિજ્ઞા દ્વારાએ વ્યક્ત કરેલા રાજાના નિશ્ચયથી દેવીનું અંતઃકરણ અતિશય ક્રોધવ્યાપ્ત થઇ ગયું.

સ્વાભાવિક રીતે કેટલાક પ્રાણીઓની દશાજ એવી વિચિત્ર હોય છે કે ગમેતેમ થાઓ પણ પોતાની ધારેલી ધારણા કદી પણ નિષ્ફળ નજ થવી જોઇએ, પછી ભલે તે ધારણા સ્વિ મે પોતાને નુકશાનકારક હોય અગર લાભ-

કારક હોય. આશાનો ઉચ્છેદ થતાંજ તેનું અંતઃકરણ વિપરીત દશાને પ્રાપ્ત થાય છે, આશાતરૂનો ઉચ્છેદ થતાં મુખમાંથી ઝરતાં શીતલ અને મધુર વચનો પણ પલટાઈ અગ્નિજ્વાળાસમાન પરને પરિતાપ ઉત્પન્ન કરનારાં થાય છે.

આ દેવરમણીના સંબંધમાં પણ એવોજ બનાવ બન્યો. ઇચ્છાની પૂર્ણતાના અભાવે દેવમંદિરમાં રહેલા પ્રથમ તીર્થપતિ શ્રી ઋષભદેવ પ્રભુને નમન સ્તુતિ કરવા માટે નભોમંડળથી પોતાના વિમાન સહિત ઉતરેલી દેવીના અંતઃકરણમાં અગ્નિજવાળા ભભકી ઉઠી અને તેજ અગ્નિજવાળામાં સદાચારી સુંદર રાજાને બાળીને ભસ્મ કરવાના પ્રયત્નમાં દોરાઈ.

તરતજ દુર્ગતિની દિશામાં પ્રયત્ન કરતી નિર્વિવેકી યક્ષિણીએ વિષમ વિષધરનું રૂપ ધારણ કરી રાજાને દંશ દીધો અને વિષના પ્રસરવાથી મુર્છિત થએલા રાજાને ત્યાંથી ઉપાડી સમુદ્રના મધ્યભાગે રહેલા કોઈ દ્વિપમાં કુવાની અંદર ફેંકી દીધો અને પોતાને સ્થાને ચાલી ગઇ.

આવા અણીના અવસરે પણ પોતાના સદાચાર પ્રત્યે અડગ શ્રદ્ધાળુ રાજાએ પોતાનું સામર્થ્ય ફોરવ્યું અને પ્રાણાંત ઉપસર્ગ પ્રાપ્ત થયા છતાં પણ પોતાના સદાચારથી ન ચૂકયો તે નજ ચૂકયો. કહ્યું છે કેઃ—

तप्तं तप्तं पुनरपि पुनः कांचनं कांतवर्णं
घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारूगंधम् ; ।
छिन्नश्छिन्नः पुनरपि पुनः स्वादवानिक्षुदण्डः
प्राणान्तेऽपि प्रकृतिविकृतिर्जायते नोत्तमानां ॥

દિપ્યમાન અગ્નિજવાલામાં સુવર્ણને જેમ જેમ તપાવવામાં આવે તેમ તેમ પોતામાં રહેલી મલીનતા દૂર કરી તેજસ્વી થાય છે, સુગંધીમાન ચંદનને જેમ જેમ અધિકાધિક ઘસવામાં આવે તેમ તેમ પોતાનો સુગંધ આપવાનો સ્વભાવ વિશેષ પ્રકારે વિસ્તારે છે, શેલડીને વારંવાર છેદવામાં આવે તોપણ તે પોતાના મધુર રસને છોડતી નથી, અર્થાત્ આ સર્વ વસ્તુઓ ન્હાય તેવા પ્રસંગે પણ પોતાના જાતીયસ્વ-

ભાવને છોડતાં નથી, તેવીજ રીતે પ્રાણાન્તે પણ ઉત્તમ પ્રાણીઓની પ્રકૃતિ વિકારવશ થતી નથી.

ઉત્તમ પ્રાણીઓની જ્યારે આ સ્થિતિ છે ત્યારે તુચ્છ પ્રાણીઓ તેનાથી વિપરિત દિશામાંજ પ્રયાણ કરે છે. આપણે જોયું કે સ્વાર્થાંધ યક્ષિણી, માત્ર પોતાનો સ્વાર્થ ન સર્યો એટલાજ ખાતર નિરપરાધી રાજાને પ્રાણાન્ત સંકટમાં નાખવા તત્પર થઇ અને કોઇ પણ પ્રકારે બચી ન શકે તેવા અગાધ ઉંડા કુવામાં ફેંકી દીધો.

સુંદર રાજાની સુંદર જીવનલીલાનો અંત આટલેથી સમાપ્ત થવો નથી. હજુ તેની ઉદાર જીવનચર્યા સૌભાગ્યસૂર્યના ઝળહળતા પ્રકાશમાં પ્રકાશિત થતી આપણે જોવાની બાકી છે. હવે આપણે જોઇએ કે કુવામાં પડેલા સુંદર રાજાની શી સ્થીતિ છે.



## પ્રકરણ ૯ મું.

## ભાગ્યોદય અને પુનઃ રાજ્યપ્રાપ્તિ.

**वने जने शत्रुजलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा।**
**सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥**




યંકર અટવીમાં કે જનસમૂહમાં, શત્રુસમુદાય મધ્યે જલ મધ્યે, કે અગ્નિ મધ્યે, અગાધ સમુદ્રમાં કે પર્વતના શીખર પર, નિદ્રાવસ્થામાં કે પ્રમત્તદશામાં અગર કંગાલ સ્થિતિમાં આ સર્વ વિષમ સ્થળોમાં પણ પૂર્વોપાર્જીત પુણ્ય પ્રાણીઓનું અવશ્ય સંરક્ષણ કરે છે.

સત્વશાળી અને શીલવાન સુંદર રાજા ઉપર પડતા દૈવના અસહ્ય પ્રહારોનો હવે અંત આવી રહ્યો છે. સર્વે પ્રસંગોમાં અડગ શાંતિ જાળવી પૂર્વોપાર્જીત દુષ્કર્મની ઝ-

ઝળહળતી જ્યોતને લાંબી મુદતે પણ બુઝાવી નાંખી એટલે રાજાના શયનમંદીરમાં કુળદેવીએ વર્ણવેલી ભાગ્ય દેવીની ભયંકરતાની અવધિ પણ પૂર્ણ થઈ અને રાજાના પુણ્યોદયની દિશા અનુક્રમે પ્રકાશવા લાગી.

મૂર્છિતરાજાને યક્ષિણી દેવીએ ગહન કૂપમાં ફેંકતાંની સાથે અદ્યાપિપર્યંત નિદ્રાધીન થયેલો રાજાનો ભાગ્યોદય-મિત્ર જાગૃત થયો અને તેણે સંપૂર્ણ સહાય કરી. ગારૂડમંત્ર સમાન શીલવ્રતના પ્રભાવથી અને વિષવિઘાતક તે કુવાની હવાથી રાજા સંપૂર્ણ નિર્વિષ થયો. ક્ષણવારમાં મુર્છા ઉતરી ગઇ અને સંપૂર્ણ રીતે સાવધાન થયો. આગળ દૃષ્ટિ દે છે તો પોતાને એક ગહન કૂપમાં રહેલો જોયો. રાજા વિચારમાં પડી ગયો કે ‘ અરે ! આ સ્થળે હું ક્યાંથી આવ્યો ? ક્ષણવારમાંજ દેવરમણીએ કરેલો સઘળો ઉપસર્ગ તેના હૃદય આગળ ખડો થયો. આ કર્ત્તવ્ય પણ તેનુંજ હોવું જોઈએ. હશે, ભલે ગમે તેમ થાઓ. જો મારૂં શીયલ અખંડિત છે તો મારૂં કાંઇ પણ ગયું નથી. સર્વ પ્રાણીઓને સુખદુ:ખની પ્રાપ્તિ તો પોતાના શુભાશુભ કર્મનેજ આભારી છે. આ સઘળો પ્રભાવ મારા પોતાના દુષ્કર્મનોજ છે. ’ આ પ્રમાણે વિચાર કરતો કુવામાં ચારે બાજુએ નિહાળે છે. નિહાળતાં નિહાળતાં એક તરફ કાંઇક દ્વાર જેવું જણાયું. રાજા ત્યાં ગયો અને દ્વાર ઉઘાડી અંદર પેઠો. શુદ્ધ ભૂમી ઉપર થોડે સુધી ચાલ્યા બાદ દૂરથી એક સુંદર મહેલ જણાયો, જેની અંદર નેત્રને આનંદદાયી ભવ્ય નાટક થતું જોયું. જે મહેલના મધ્ય ભાગમાં મુકુટ બાજુબંધ વિગેરે રમ્ય અલંકારોથી અલંકૃત શરીરવાળો કોઈ દેવ રત્નજડિત સિંહાસનપર આરૂઢ થયેલો તેના જોવામાં આવ્યો. રાજા તેને જોઇને અતિ આનંદ પામ્યો અને શીઘ્ર ગતીએ તેમની પાસે જઇ બહુ માનપૂર્વક નમસ્કાર કર્યો. દેવે રાજાને પ્રશ્ન કર્યો ભાગ્યવાન ! તું અહિંઆ ક્યાંથી આવ્યો ? પ્રશ્નના જવાબમાં સુંદર રાજાએ અદ્યાપિ પર્યંત કોઇની આગળ નહિ પ્રકટ કરેલું પોતાનું સઘળું જી-

વનવૃત્તાંત દેવ સમક્ષ કહી દર્શાવ્યું. રાજાનું વૃત્તાંત સાંભળતાં દેવના અંતઃકરણમાં પણ અતિશય ચમત્કાર ઉત્પન્ન થયો અને તેની પ્રશંસા કરવા લાગ્યો. હે ભાગ્યશાળી! ધન્ય છે તને કે તારા જેવા મનુષ્યમાં આવી સાત્વિક વૃત્તિ અને સદ્વર્ત્તન પ્રત્યે અવિહડ પ્રેમ! વિષમ સંકટના સમયે પણ આવી દૃઢ પ્રતિજ્ઞાનું સંપૂર્ણ રીતે પાલન મહા ભાગ્યવાનોજ કરી શકે. મહાનુભાવ! હું તારા સત્ત્વથી અતિશય પ્રસન્ન થયો છું માટે તું મારી પાસે અભિષ્ટ વસ્તુની યાચના કર, હું તારી મનોવાંછા પૂર્ણ કરીશ.

મધુરાલાપી દેવના ઉપર્યુક્ત વચનો સાંભળી રાજાએ કહ્યું 'સ્વામિન્! મારી પ્રાણવલ્લભા રાણી મદનવલ્લભા અને કીર્તિપાલ અને મહિપાલ નામના બન્ને પુત્રો હાલ ક્યાં છે? તેઓ મને ક્યારે મલશે? તે આપ કૃપા કરી દર્શાવો.' રાજાએ દેવના વરદાનમાં આ જ માંગ્યું, કેમકે રાજાને બીજા કશાની જરૂર નહતી. તે એમજ જાણતો હતો કે મારી પાસે કશી ન્યૂનતા નથી. શીયલવ્રત અને સ્ત્રીપુત્રો એજ મારી સંપત્તિ છે, એ સંપત્તિમાં રહેલી ન્યૂનતા પૂર્ણ કરવા ખાતર જ દેવની પાસે તેની યાચના કરી.

પ્રસન્ન મુખે દેવે રાજાને ઉત્તર આપ્યો કે ભાગ્યવાન! અલ્પ સમયમાંજ તારૂં સર્વ કુટુંબ તને મળશે અને શીલવ્રતના પ્રભાવથી અખંડ રાજ્યલક્ષ્મી ફરીથી પણ તારા હસ્તગત થશે. સત્ત્વશાળી! લે આ ચિંતામણીરત્ન ગ્રહણ કર, જેના પ્રભાવથી તારા સર્વ મનોરથો સફળ થશે. આ પ્રમાણે દેવે રાજાને ચિંતામણી રત્ન અર્પણ કરી જે સ્થળે દેવરમણીનો ઉપસર્ગ થયો હતો તેજ આદીશ્વર પ્રભુના ભવ્ય જિનાલયમાં મુકયો.

પ્રિય વાંચકો! મનુષ્ય ધારે તો શું ન કરી શકે? દુનિયામાં કયું એવું કાર્ય છે કે જે કાર્ય મનુષ્યથી ન બની શકે? કહેવત છે કે "કાળા માથાનો માનવી શું ન કરી શકે?" તેવા આદર્શ કાર્યોને અંગે મનુષ્યો એવું સત્ત્વ

ફેરવે છે કે—દેવતાઓ પણ જે સત્ત્વશાળીના અદ્ભૂત કાર્યોની મુક્ત કંઠે પ્રશંસા કરી રહે છે, એટલુંજ નહીં પરંતુ તેના પ્રત્યેક કાર્યોમાં કેવા સહાયક બને છે, જે આપણે ઉપરની હકીકતથી સંપૂર્ણ રિતે સમજી શકીએ એમ છીએ. સુંદરરાજા પ્રભુના મંદીરમાંથી નિકળી પ્રસન્ન મુખે ચારે બાજુએ પરિભ્રમણ કરતો શ્રીપુર નગરની નજીક રહેલા અનેક જાતીય વૃક્ષોથી ભરપૂર ઉપવનમાં આવી પહોંચ્યો. માર્ગના શ્રમથી ખિન્ન થયેલા રાજાને આ શાંતિનું સ્થાન હતું. તેણે ઉપવનમાં રહેલા એક સુંદર આમ્રવૃક્ષની નીચે પોતાનું સ્થાન કર્યું. ક્ષુધા અને તૃષાથી પીડાતા રાજાએ પ્રથમ તો ક્ષુધાપિપાસા દૂર કરવાનો પ્રયત્ન પ્રારંભ્યો. આ સ્થળે રાજાનો કોઇ પણ સ્વજન વર્ગ નહોતો કે જે સુંદર ભોજન તૈયાર કરી રાજાની ક્ષુધા શાંત કરે, પરંતુ ભાગ્યના ઉદયે તેજ આમ્રવૃક્ષે તેના સ્વજનનું કાર્ય કર્યું. આંબા ઉપરથી પ્રાપ્ત થયેલાં સુંદર ફળોથી ક્ષુધા શાંત કરી પાસે રહેલા કોઇ જળાશયના નિર્મળ જળથી રાજાએ પોતાની તૃષા શાંત કરી. માર્ગના શ્રમથી રાજાના નેત્રો કાંઇક ઘેરાવા લાગ્યાં અને નિદ્રા લેવા તરફ વૃત્તિ દોરાઇ. અહીં શુદ્ધ ભૂમી માત્ર તેની શય્યા હતી પરંતુ 'ઉંઘ ઉકરડે આવે' એ કહેવતને અનુસાર તેજ આંબાના ઝાડની નીચે ભુમી ઉપર રાજાએ શયન કર્યું અને થોડીજ વારમાં નિદ્રાધીન થયો.

શ્રીપુર નગરની બહાર ઉપવનમાં વૃક્ષઘટાની શીતલ અને મધુર લ્હેરોમાં સુંદરરાજા જ્યારે નિદ્રાસુખનો અનુભવ કરી રહ્યો હતો, ત્યારે નગરની અંદર રહેલા પ્રધાન સેનાધિપતિ વિગેરે રાજવર્ગ અને નગરશેઠ વિગેરે સઘળો પ્રજાવર્ગ ચિંતાતુર જેવો જણાતો હતો. સર્વને ચિંતાતુર થવાનું કારણ, પ્રજા પ્રત્યે પોતાના પુત્રતુલ્ય પ્રેમ ધારણ કરનાર, છતાં પણ અન્યાયથી તો તદ્દન વિમુખ અને આથીજ કરીને સર્વ પ્રજાને પોતાના પ્રાણ કરતાં પણ અત્યંત પ્રિય, સુસ્વામિનો સદાને માટે વિયોગ જ હતો. પોતાના ઉદાર ગુણોથી આબાલ પર્યંત

પ્રજાના અંતઃકરણમાં રમી રહેલા રાજાના પ્રૌઢવયે પણ આવા અચાનક અવસાનથી સર્વ કોઇનું અંતઃકરણ દુઃખી થયા વિના ન રહે એ સ્વભાવિક છે. જો કે સ્વામિના અભાવે પ્રજાને જો તેની ખોટ પુરી પાડનાર કોઇ યોગ્ય સ્વામિ વારસામાં મળ્યો હોય તો તેવું દુઃખ ન થાય પણ ખરી ખામીજ તે હતી કે રાજ્યધુરાધારક રાજાને એકપણ પુત્ર ન હતો.

પુત્રસુખનો આશાધારી રાજા જીંદગીના છેડા સુધી પણ પોતાની આશાને સફળ કરી શકયો નહોતો અને સઘળી રાજઋદ્ધિ છોડી પરલોકમાં પણ સધાવ્યો. આજ જોવાનું છે કે પ્રાણીઓ ચ્હાય તેવી આશાઓના મોટા હવાઇ કિલ્લાઓ ઉભા કરે પણ તે ફળીભૂત થવા પ્રારબ્ધને આધીન છે. દુનિયામાં પ્રારબ્ધ આગળ કોનું માન ટકી શકયું છે? કહેવાય છે કે **पूर्णाः सर्वे मनोरथा कस्य**? આ સૃષ્ટિમંડળમાં કઇ એવી વ્યક્તિ નજરે પડી કે જેની સઘળી અભિલાષાઓ સંપૂર્ણ રીતીએ પાર પડી હોય!

એક તરફ પોતાના ગુણીયલ રાજાના અવસાનનો શોક અને બીજી તરફ રાજપુત્રના અભાવે રાજ્યની લગામ કોને અર્પણ કરવી, તે સબંધી ચિંતા ઉભી થઈ. રાજાના કુટુંબવર્ગમાં પણ તેવા પરાક્રમી અને ન્યાયી યોગ્ય પુરૂષની ખાસી જણાતી હતી. તેવો યોગ્ય પુરૂષ કોઈ જણાતો નહતો કે જેના હાથમાં રાજ્યની લગામ અર્પણ કરાય. છેવટે મંત્રીવર્ગે પુખ્ત વિચારને અંતે રાજ્યને યોગ્ય પુરૂષ શોધવાનો અમોઘ ઉપાય હસ્તગત કર્યો અને સાથે નિર્ણય કર્યો કે-સઘળા રાજવર્ગ અને નગરશેઠ પ્રમુખ પ્રજાવર્ગને એકત્ર કરી આપણે ઉપજાવેલો ઉપાય જાહેર કરવો અને સર્વની સંમતિ થાય તોજ તાકીદથી તે ઉપાયનો અમલ કરવો. આવી રીતે રાજાવિનાનું શુન્ય રાજ્ય આપણે કયાં સુધી રાખીશું?

**સ્વાભાવિક મહાન પુરૂષોની પ્રકૃતિ જ એવી હોય છે કે–કોઇ પણ મહાન નવીન કાર્યના પ્રારંભ કરતાં પહેલાં, ભલે** પોતે અસાધારણ બુદ્ધિવાન હોય, તેવા કાર્યના સંપૂર્ણ

અનુભવી હોય અને કાર્યનું અંતિમ પરિણામ જોઇ શકે તેવી અપૂર્વ શક્તિ ધરાવનાર હોય, છતાં પોતાની સમાન કોટીના અગર પોતાથી ન્યૂન શક્તિ ધરાવનારની પણ તે કાર્યમાં સંમતિ લઇ કાર્યનો પ્રારંભ કરે છે.

જો કે આ કાર્યમાં તો મંત્રિઓએ અવશ્ય લોકમત મેળવવોજ જોઇએ. દરેકની સલાહથી જે કાર્ય બને છે તે કાર્ય ઘણું આદર્શ નિવડે છે. અન્યની સલાહ નહિ લેવાથી આવા કાર્યો વિખરાઇ જતાં વાર નથી લાગતી. કાર્ય સીદાય એટલું નહિ પણ અરસપરસ વૈમનસ્ય ઉત્પન્ન થવાથી ઉત્તરોત્તર વૈરની પરંપરા વૃદ્ધિ પામતાં જે કાર્ય રાજ્યની ઉત્ક્રાન્તિ અને જનસમાજની આબાદી માટે કરવામાં આવતું હોય તેજ કાર્ય પરિણામે રાજ્યને અવનતિના ઉંડા ખાડામાં ફેંકી દઇ જનસમાજને દુખના ડુંગર નીચે ચગદી નાંખે છે. પણ શ્રીપુરનગરના ચતુર મંત્રિઓ ચુકે એમ નહતા. જો કે મંત્રીઓ કદી પણ સ્વતંત્ર રીતે કોઇ પણ મહાન કાર્ય કરતા નહતા છતાં પણ જો આ કાર્ય તેઓએ સ્વતંત્ર રીતે કર્યું હોત તો કોઇને પણ અરૂચીકર લાગે એવો સંભવ ઓછો હતો, છતાં પણ બુદ્ધિશાળી મંત્રીઓએ પોતાની ફરજ બજાવવામાં પાછી પાની ન કરી. સર્વ રાજવર્ગ અને પ્રજાવર્ગને એકત્ર કર્યો અને સર્વની સંમતિથી તે ઉપાયને અમલમાં મુકયો.

તે ઉપાય એ હતો કે દેવાધિષ્ઠિત પંચ દિવ્ય પ્રગટ કરવા અને તે દિવ્યપંચક જે ભાગ્યવાનને શોધી આપે તેને રાજ્યાસન ઉપર સ્થાપન કરવો. પ્રાચીન કાળમાં અપુત્રીઆ રાજાના મરણ પછી ગાદીને યોગ્ય સત્પુરૂષને મેળવવા માટે આ પંચદિવ્યનો પ્રયોગ કરવામાં આવતો હતો. દેવાધિષ્ઠિત હસ્તિ, અશ્વ, ચામર, છત્ર, અને કલશ, આ પાંચે વસ્તુનો તેમાં સમાવેશ થતો હોવાથી તેને દિવ્યપંચક કહેવામાં આવે છે, જેમાં દેવાનુભાવથી એવી અજબ શક્તિ રહેલી છે કે રાજ્યાભિષેકયોગ્ય પુરૂષને પામીને હસ્તિ હર્ષાવેશમાં આવી જઇ મધુર ગર્જના કરે છે, અશ્વ હેષારવ કરે છે, બન્ને ચા-

મરો પ્રેરક વિનાજ પવન ઢોળે છે, છત્ર આકાશમંડળમાં જઈ તે પુરૂષના મસ્તક ઉપર બિરાજમાન થાય છે અને કલશ પોતાની મેળેજ તેનો અભિષેક કરે છે.

આ અવસરે શ્રીપુરનગરમાં પાંચે પ્રકારના વાજીંત્રના મધુરધ્વનિપૂર્વક પંચદિવ્યની સાથે મંત્રી પ્રમુખ સઘળો રાજવર્ગ, અને નગરશેઠ વિગેરે સર્વ પ્રજાવર્ગ યોગ્ય પુરૂષની શોધને માટે નગરના પ્રત્યેક વિભાગમાં ફરી રહ્યો હતો, પરંતુ હજુસુધી કોઇ પણ યોગ્ય પુરૂષની પ્રાપ્તિ નહતી. વાજીંત્રના ગંભીર ઘોષપૂર્વક જનસમુદાયને આગળ કરીને અનુક્રમે પરિભ્રમણ કરતું દિવ્યપંચક નગરની બહાર બગીચામાં આવી હોંચ્યું અને જે આમ્રવૃક્ષની નીચે સદાચારી સુંદર રાજાએ નીદ્રાદેવીના ખોળામાં પોતાનું મસ્તક સ્થાપિત કર્યું હતું, તે વૃક્ષની સમીપે આવતાં વૃક્ષ નીચે રહેલા ભાગ્યશાળી સુંદરરાજાને જોઈને અશ્વરત્ને હેષારવનો અને હસ્તિરત્ને ગંભીર ગર્જનાનો ધ્વનિ કર્યો. નિદ્રાધીન થયેલો રાજા હસ્તિ તથા અશ્વનો અવાજ સાંભળી એકદમ જાગ્રત થયો અને પોતાની સન્મુખ રહેલી સર્વ સામગ્રિ દેખી આશ્ચર્યમાં લીન થયો, એટલામાં ઔષધિમિશ્ર જલ વિગેરેથી ભરપૂર કલશે પૂર્વોપાર્જીત સર્વ દુરિતને શુદ્ધ કરવા ખાતરજ હોય નહિ શું તેમ રાજાને મસ્તકે અભિષેક કર્યો. છત્રરત્ન પણ નિરાધાર આકાશમંડળમાં તેના ઉત્તમાંગ ઉપર સ્થીર થયું. બન્ને બાજુએ ચપલ ચામરો વિંઝાવા લાગ્યા. રાજ્યધુરાને યોગ્ય લક્ષણવંત દિવ્ય પુરૂષને જોઈ તથા દિવ્યપંચકનો અનુપમ પ્રભાવ દેખી સર્વ જનસમુદાય અતુલ આનંદમાં નિમગ્ન થયો. રાજાના શરીરની સુરમ્ય કાંતિએ અને અસાધારણ શાંતિએ સર્વના ચિત્ત ચોરી લીધાં. સઘળાઓ એકે અવાજે સુસ્વામિની પ્રાપ્તિથી પોતાના સદ્‌ભાગ્યની પણ મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા. થોડા સમય પહેલાં જે ઉપવન મનુષ્યના સંચારવિના તદ્દન શૂન્ય જેવું જણાતું હતું, તે ઉપવન આ અવસરે વાજીંત્રોના મધુર ધ્વનિથી અને નગરવાસીઓના હર્ષા-

રવથી શબ્દમય બન્યું હતું. સર્વ મંત્રીશ્વર વિગેરે રાજવર્ગે રાજાને નમસ્કાર કર્યો ત્યારબાદ રાજાના અંગપર રહેલાં વસ્ત્રો દૂર કરાવી સ્નાન વિલેપન વિગેરે સામગ્રીથી રાજાનું અંગ સુશોભિત કર્યું. મંત્રીશ્વરોએ સાથે રાખેલા રાજ્યયોગ્ય દિવ્ય વસ્ત્રાલંકાર ધારણ કરાવી રાજાને તે જ દિવ્ય હસ્તિ ઉપર બેસાડયા. ત્યાર પછી મહાન મહોત્સવપૂર્વક રાત્રિએજ નગરમાં પ્રવેશ કરાવ્યો અને દબદબા ભરેલો દરબાર ભરી મંત્રીશ્વરોએ સમુદાયસમક્ષ શ્રીપુરનગરના રાજાની શુન્ય ગાદી સુંદરરાજાથી અલંકૃત કરી.

આપણે જોઈ ગયા કે ભાગ્યશાળી સુંદરરાજાનું ભાગ્ય હવે વિકાશવા લાગ્યું. થોડાજ વખત પહેલાં જે રાજા શુન્ય બગીચામાં વૃક્ષની નીચે નિરાધાર નીદ્રાધીન થયો હતો તેજ રાજા ભાગ્યોદયે અનર્ગલ ઋદ્ધિપૂર્ણ રાજ્યાસન ઉપર બેસી અનેક રાજસેવકોથી સેવાવા લાગ્યો. માત્ર ઉદરપોષણની ખાતર પૃથ્વીપુરનગરમાં શ્રીસારશેઠની અને અન્ય ગામમાં કોઇ કૌટુમ્બિકની નોકરી કરનાર તેજ સુંદરરાજા છે કે આજે ભાગ્યોદયે જેના ચરણકમળમાં અનેક શુરવીર સામંત રાજાઓ પોતાનું શીર ઝુકાવે છે. સાત્વિકશિરોમણી સુંદરરાજાએ પોતાની નવીન યુવાવયમાં પણ પૂર્વોપાર્જીત કર્મજન્ય અઘટિત બનાવોનો અનુભવ કરતાં સંપૂર્ણરીતે ધૈર્યતા સાચવી સર્વ કષ્ટોને શાંતિપૂર્વક સહન કર્યાં. તે અવસરે જો રાજા ચુકયો હોત તો બીજા અનેક કર્મ ઉપાર્જન કરી ભાવીજીવનને માટે મહાન કષ્ટ વ્હોરી લીધું હોત પણ સુવિચારક રાજા તે અવસરે ચેત્યો અને માર્ગમાં આવતા કર્મકંટકને પ્રબલ પ્રહારથી કુંઠીત કરી નાંખ્યા. પરિણામે તે કર્મ વિનાશ પામ્યું. દુર્ભાગ્ય તિમિરના વિધ્વંસક ભાગ્યોદયની ઝળહળતી પ્રભાનો સંપૂર્ણ પ્રકાશ રાજા ઉપર પડયો અને તેથી રાજાની તેજોમય મૂર્તિ શ્રીપુરનગરનું અવિચળ સામ્રાજ્ય ભોગવવા લાગી. દુનિયામાં અવનત દશામાં રહેલા પ્રાણીઓને પણ સદ્ભાગ્યનો ઉદય કેવી ઉન્નત દશામાં મુકી

દે છે, જેને માટે ન્યાયવિશારદ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ જ્ઞાનસારઅષ્ટકમાં દર્શાવે છે કે—

**जातिचातुर्यहीनोऽपि, कर्मण्यभ्युदयावहे ।**
**क्षणाद्रंकोऽपि राजास्या-च्छत्रच्छन्नदिगंतरः ॥**

ભાવાર્થ:—ઉત્તમ જાતી અને ચતુરાઇ રહિત છતાં પણ પૂર્વોપાર્જીત પુન્યના ઉદયે રંક મનુષ્ય પણ એક છત્રીય અખંડ સામ્રાજ્યનો સ્વામિ થાય છે, અર્થાત્ પુન્યોદયજન્ય અખંડ પ્રતાપથી કટ્ટા વિરોધીઓ પણ આરાધક થાય છે.

સાંપ્રત કાલમાં આવા બનાવો દૃષ્ટિ આગળ તરી આવે છે. જો કે કથાના નાયક ભાગ્યવાન સુંદરરાજા ક્ષત્રીયવીર કુલમાં ઉત્પન્ન થયા હતા અને પ્રથમ પણ ધારાપુરનગરમાં રાજ્યાવસ્થાનો અનુભવ કર્યો હતો, માત્ર વચમાં કંટકભૂત પૂર્વોપાર્જીત દુષ્કર્મના ઉદયે અંતરાય આવી નડયો અને રાજા, રાજા મટી રંક બન્યો જેથી પોતાના ઉપર આવી પડેલી અસહ્ય યાતના સહન કરી, પણ છેવટે તેજ રાજા વિધિની અનુકુલતાએ રંક મટી શ્રીપુરનગરમાં રાજેશ્વર થયો. વિધિનું સામ્રાજ્ય કોઈ અપૂર્વ છે. ક્ષણભરમાં રાજાને રંક અને રંકને રાજા બનાવે છે. લીલા માત્રમાં એકને સુખના ઉન્નત શિખરપર બેસાડી દે છે ત્યારે તેજ શીખરપર રહેલા બીજાને તે વિધિ એવો ધક્કો મારે છે કે જે બીચારો દુખના ઉંડા ખાડામાંથી ઉઠવા પણ પામતો નથી. પંડિતપ્રકાણ્ડ મહોપાધ્યાય શ્રીમન્મેઘવિજયજીગણી ભવિષ્યદત્તચરિત્રમાં દર્શાવે છે કે—

**यन्मनोरथशतैरगोचरं, यत्स्पृशन्ति न गिरः कवेरपि ।**
**स्वप्रवृत्तिरपि यत्र दूर्लभा, लीलयैव विदधाति तद्विधिः ॥**

ભાવાર્થ:—જે કાર્ય સેંકડો મનોરથથી પણ અગોચર હોય, જેને કવીઓની વાણી પણ સ્પર્શ કરી શકતી નથી અને જે કાર્ય સુધી પોતાની પ્રવૃત્તિ પહોંચવી પણ દૂર્લભ હોય, તે કાર્ય વિધિ લીલામાત્રમાંજ ઘટાવી દે છે.

કહેવાની મતલબ કે અંતરમાં ઉદ્ભવતી વિચારશ્રેણી-

દ્વારા પોતાનું અંતઃકરણ પણ જેની સંભાવના ન કરી શકતું હોય, વક્તાની કલ્પના શક્તિ પણ જે કાર્યની મર્યાદા સુધી પહોંચી વળવી અસંભવિત હોય અને જ્યારે આ ઉભયથી જે વસ્તુ અગોચર હોય ત્યાં પોતાના પ્રયત્નની તો સંભાવના ક્યાંથીજ હોય ? છતાં પણ તેવા અસંભાવિત કાર્યો દૈવને દૂર્ઘટ નથી. સર્વ સ્થળે વિધિની અમંદગતી અસ્ખલિત અને અબાધિતજ છે. દૈવે અર્પણ કરેલી **શ્રી**પુર નગરના રાજ્યની લગામ પોતાના હાથમાં ધારણ કરી **સું**દરરાજા રાજવૈભવનો અનુભવ કરવા લાગ્યો.

આપણે જોઇ ગયા કે રાજાને રાજ્યપાલનનો આ નવો પ્રસંગ નથી અને તેથીજ કરીને અનુભવી રાજાએ ન્યાયપૂર્વક રાજ્યપાલન કરતાં સર્વ પ્રજાને પોતાના આદર્શ ગુણોથી આકર્ષણ કરી. એટલુંજ નહિ પણ મહા બળવાન વિરોધી રાજાઓ કે જેઓ હંમેશાં રાજ્યનાં છીદ્રો શોધી **શ્રી**પુર-નગરનું રાજ્ય છીનવી લેવા ઘણા કાલથી અથાગ પ્રયત્ન સેવી રહ્યા હતા, તેઓને પણ પોતાના ઉત્તમ ગુણોથી વશ કરી હંમેશના શત્રુ છતાં સાચા મિત્ર બનાવ્યા, અર્થાત્ રાજાના પુન્યપ્રતાપે વિરોધી રાજાઓ પણ વશવર્તી થયા અને તેની સેવા કરવા લાગ્યા. આવી ઉન્નત સ્થિતિ પ્રાપ્ત થયા છતાં પણ કહેવું પડશે કે રાજા પ્રત્યે હજુ દૈવની કૃપા ઘણીજ ન્યૂન હતી, તેથી આવા અતુલ આનંદમાં પણ રાજા સુખના ઉજ્જ્વલ કિરણો જોઇ શકતો નહોતો.

સ્વાભાવિક છે કેઃ—ચારે બાજુએ ગમે તેટલી સુખની સામગ્રી વિદ્યમાન છતાં પણ જ્યાં સુધી તે વ્યક્તિનું અંતઃકરણ અન્ય કોઇ માનસિક અવ્યક્ત વેદનાથી વ્યાપ્ત હોય ત્યાં સુધી તે સામગ્રી કદી પણ તેને સુખદાયી થતી નથી, એટલુંજ નહિ પણ કેટલીક વખતે તેજ સામગ્રી અતીત જીવનની પરિસ્થિતિનું સ્મારક બની તેજ વેદનાને વૃદ્ધિંગત કરે છે.

રાજાની દશા પણ તેજ હતી. જો કે દુનિયાની દૃષ્ટિએ તો તે વિપુલ રાજ્યઋદ્ધિનો અનુભવ કરતો હતો અને

તેથી કરીને દુનિયા તેને અત્યંત સુખી જાણતી હતી પણ રાજાનું હૃદય તે આનંદથી બહિર્મુખજ હતું. તેના કોમલ અંતઃકરણમાં પત્ની અને પુત્રોનો વિયોગ શલ્યની માફક સાલતો હતો, આ જ તેની અવ્યક્ત માનસિક વેદના હતી, પણ કહેવું પડશે કે રાજાનું હૃદય ઘણું વિશાળ હતું તેથી તે દુઃખ હજુ સુધી અંતરમાંજ સમાયેલું હતું. આવી અસહ્ય વેદનાને વેદતાં છતાં પણ રાજાની બાહ્ય આકૃતિ કે શાંતિમાં લેશ માત્ર વિરૂપભાવ થયો નહિ, તેમ કાર્યકુશલ રાજાના એક પણ કાર્યમાં કિંચિત્માત્ર સ્ખલના પણ ન થઈ, આથીજ કરીને હમ્મેશાં સાથેજ રહેવાવાળા મંત્રીશ્વરો પણ તેના હાર્દિકભાવને જાણી શકયા નહિ.

એક અવસરે રાજાની ભૂતજીવનચર્યાથી અનભિજ્ઞ મંત્રીશ્વરોએ રાજાના શુન્ય અંતઃપુરને રાજરમણીઓથી વિભૂષિત બનાવવા ખાતર રાજકુમારીઓ સાથે પાણિગ્રહણ કરવાની રાજાને પ્રાર્થના કરી. મંત્રીઓની આ પ્રાર્થનાએ રાજાની માનસિક વ્યથામાં વધારો કર્યો. રાણી મદનવલ્લભાના વિયોગનું દુઃખ તે વખતે રાજાની નજર આગળ તરી આવ્યું. જો કે સ્હેજે દુઃખના અવસરે મુખાકૃતિમાં વિકાર થયા વિના ન રહે પણ વિબુધ રાજાએ પોતાના મુખપર વિકારની છાયા સરખી પણ ન થવા દીધી અને તેથી પોતાના આંતરિક ભાવને છુપાવી મંત્રીઓને બંધબેસ્તો કોઇ બીજો પ્રત્યુત્તર આપી તેઓની પ્રાર્થનાનો અસ્વીકાર કર્યો. જો કે બુદ્ધિશાળી મંત્રીશ્વરીએ પોતાના બુદ્ધિચાતુર્યથી તેને માટે અનેક પ્રયત્નો કર્યા પણ તેઓના તે સઘળા પ્રયત્નો રાજાની આગળ વારિ વલોવવા જેવા નિષ્ફળ નિવડયા. રાજકુમારીઓ સાથે પ્રાણીગ્રહણ કરવા સંબંધી મંત્રીઓની વિજ્ઞપ્તિ નહિ સ્વીકારવાનો હેતુ આપણે પ્રથમ પ્રકરણમાંજ જણાવી ગયા છીએ તે એજ કે રાજા એક પત્નીવ્રતધારી હતો. અનેક યુવતીઓના પતીઓને થતી અસહ્ય વિડંબનાના જાણ રાજાએ પહેલેથીજ પોતાના હૃદયમાં એવો દૃઢ નિશ્ચય

કર્યો છે કે, પ્રાણાંતે પણ એકથી અધિક સ્ત્રીનું પાણિગ્રહણ ન જ કરવું. વળી રાજાને દેવનાં વચનોથી સંપૂર્ણ નિર્ણય થયો છે કે–મારૂં કુટુંબ વિદ્યમાન છે અને તેનો વિયોગ પણ મારે હવે અલ્પકાલનો છે. પુણ્ય પ્રભાવે અવશ્ય મને તેનો સમાગમ થશે ઉપર્યુક્ત ઉભય હેતુથીજ રાજાએ અન્ય રમણીના વિવાહનો નિષેધ કર્યો હતો.

વાંચકો ! ગૃહસ્થાવસ્થામાં પણ અનેક રાજાઓના સ્વામી રાજરાજેશ્વર સુંદરરાજાના સંતોષની અવધિ પણ વિચારવાયોગ્ય છે. જેના સમાન ઋદ્ધિવાળા યા ન્યૂન ઋદ્ધિવાળા રાજાનું અંતઃપુર અનેક રાજરમણીઓથી ભરપૂર હોય ત્યારે આ સંતોષી રાજાનું અંતઃકરણ અને અંતઃપુર માત્ર એકજ રાણી મદનવલ્લભાથીજ સુશોભિત હતું. હાલ તો તેના પણ વિયોગથી અંતઃપુર તદન શુન્યજ છે. એતો ચોક્કસ છે કે એક કરતાં અધિક પત્નિવાળા પતીનો ગૃહસ્થાવાસ નહિ પણ વિડંબનાજ છે. દુનિયાની નજરે બાહ્યથી ભલે તે સુખી જણાતો હોય, પરંતુ તેનું અંતઃકરણ કેવી અવ્યક્ત વેદનાથી દુભાતું હશે, રાત્રીદિવસ તેને માટે કેવી ચિંતાઓ કરવી પડતી હશે તે તો તેનો આત્મા યા સાતિશય જ્ઞાનીજ જાણે, જેને માટે અન્ય કવીવરો પણ કહે છે કે—

**वरं कारागृहे क्षिप्तो, वरं देशान्तरभ्रमी ।**
**वरं नरकसंचारी, न द्विभार्यः पुनः पुमान् ॥**
**अभोजनो गृहाद् याति, नाप्नोत्यम्बुच्छटामपि ।**
**अक्षालितपदः शेते, भार्याद्वययुतो नरः ॥**

ભાવાર્થ:—બંદિખાનાની અંધારી કોટડીમાં બંદીવાન તરીકે પડી રહેવું સારૂં, ભીષણ અટવીઓમાં, સમુદ્રમાં, દ્વિપો વિગેરે પ્રદેશાંતરોમાં પરિભ્રમણ કરવું પડે તે પણ સારૂં, વિવિધ પ્રકારની સામાન્ય યાતનાના સ્થાનો તો દૂર રહો પણ જ્યાં પરમાધામીઓના ક્ષણભર પણ વિલંબ રહિત નિરંતર અસહ્ય પ્રહારો ઉપરાઉપરી પડયા જ કરે છે,

સ્વભાવતઃ ક્ષેત્રના અનુભાવથીજ જ્યાં શીત ઉષ્ણ વિગેરે અસહ્ય વેદનાઓ રહેલી છે અને તે સિવાય પૂર્વના વૈરને સંભારી સંભારી અત્યંત ક્રોધાંધ બની જ્યાં રહેલા નારકીઓ પરસ્પર એક બીજાઓને આયુધોના પ્રહારો કરે તેની વેદના, આવી રીતે પરમાધામીકૃત, ક્ષેત્રકૃત, અને પરસ્પર ઉદિરિત આમ ત્રણે પ્રકારની વેદનાથી ભરપૂર નરકગતીમાં અસહ્ય યાતનાઓ સહન કરવી સારી પણ બે સ્ત્રીના ભરથાર થવું કદી પણ ઇચ્છવાયોગ્ય નથી, અર્થાત્ આ સર્વ દુઃખ કરતાં પણ તેને તેનું કષ્ટ અધિક છે. બે યુવતીઓના પ્રેમપાસમાં સપડાયેલો પ્રાણી ચ્હાય તેવો ક્ષુધાતુર થયો હોય તોપણ અન્નનો દાણો સરખો પણ મોઢામાં મુકવાને મેળવી શકતો નથી. ભોજન કર્યા વિના ભૂખ્યોજ પોતાના ધનધાન્યાદિથી ભરપૂર ઘરમાંથી પાછો નિકળે છે. તૃષાથી અત્યંત પીડાતો હોય પણ પાણીનું એક બિન્દુ પણ પીવાને માટે મેળવી શકતો નથી પાદપ્રક્ષાલનને માટે પણ પાણી મળી શકતું નથી તેથી પાદશૌચ કર્યા વિના જ સુઈ રહેવાનો અવસર આવે છે. ઉપર્યુક્ત હેતુથી સ્પષ્ટ સમજાય એવું છે કે બેપત્નીવાળા પતીથી ઘણુ કરીને સુખ ઘણુંજ વેગળુંજ રહે છે.

આ પ્રમાણે શ્રીપુર નગરના રાજ્યની ધુરા ધારણ કરી પોતાનું અખંડ શાસન વિસ્તારતો સૌભાગ્યસંપન્ન સુંદરરાજા વારંવાર દેવનાં મધુરાં વચનામૃતોનું સ્મરણ કરતો, અને તેને અર્પણ કરેલા ચિંતામણીરત્નની આરાધના કરતો, મારી પ્રાણવલ્લભા મદનવલ્લભા તથા નદીના ભિન્ન ભિન્ન કિનારે રહેલા કિર્તિપાલ અને મહીપાલ નામના બન્ને પુત્રો કેવા સંકટનો અનુભવ કરતાં હશે? ખેર પણ હવે તેઓ મને ક્યારે મળશે? આજ વિચારની જપમાળા જપ્યા કરતો હતો.

## પ્રકરણ ૧૦ મું.

### પુત્ર સમાગમ.



એક અવસરે કોઈ બે મુસાફરો લાંબો પંથ કાપતા કાપતા અનુક્રમે શ્રીપુરનગર તરફ આવતા હતા. નગર નજીક આવ્યું એટલે અને સ્વાભાવિક પ્રમાણાતિરિક્ત પ્રવાસના થાકથી તેઓની ગતીમાં કાંઇક મંદતા આવી હતી છતાં પણ તેઓની ગતીની પ્રૌઢતા યુવાવસ્થાની પ્રૌઢતા જણાવતી હતી. દૂરથી તેઓનું શારીરિક બંધારણ તેમજ ઉંચાઇ વિગેરે લગભગ સરખાજ માલૂમ પડતાં હતાં અને તેથી તેઓનું વયપ્રમાણ પણ દૂરથી લગભગ સરખું હોય તેવો ભાસ થતો હતો પણ નજીક આવતાં તેઓના વયપ્રમાણ સંબંધી સમાનતાની ભ્રાંતિ દૂર થતી ગઈ, જેઓમાંથી એકની વય બીજા કરતાં ન્યૂન જણાતી હતી. બન્નેની આકૃતિ તો લગભગ સમાન હોવાથી તેઓ એકજ માતપીતાના પુત્ર સગા બંધુઓ હોય તેવું સહજ અનુમાન થઈ શકતું હતું. તેઓની મુખાકૃતિ ઉદાસીનતાથી છવાઇ રહી હતી. વય પ્રમાણે જે સૌંદર્ય ઝળકવું જોઇએ તેમાંનું કશું નહતું. શરીર પર સુંદર પોષાક તો દૂર રહો, પરંતુ સાદાં વસ્ત્રો પણ ફાટાં ટુટાં જીર્ણ અને અપૂર્ણ હતા. તેઓના અંગપર રહેલી શ્યામતાથી તેવું સહજ અનુમાન થઇ શકતું હતું કે તેઓ ભયંકર અટવીઓમાં શીત આતપ વિગેરે દુઃસહ કષ્ટો સહન કરતા અથડાતા અટવાતા અહિં આવી પહોંચ્યા હશે. આ સ્થિતિ છતાં પણ તેઓના શરીરબંધારણથી અને મુખની લાવણ્યતાથી તેઓ ક્ષત્રીય વીર હોય તેવો ભાસ થતો હતો. બન્ને યુવકોએ નગરમાં પ્રવેશ કર્યો અને પાસે ધન વિગેરે સામગ્રી નહિ હોવાથી આજીવિકા ખાતર કોઇ સાધનસંપન્ન ધનિકની સેવા કરી ઉદરપોષણ કરવાનો વિચાર કર્યો.

વાંચકો! આપણે ગત પ્રકરણમાં જોઇ ગયા કે નૂતન અવનીપતી સુંદર ભૂપાલના ભાગ્યોદયે શ્રીપુરનગરનું રાજ્ય હરેક પ્રકારના સાધનોથી દીન પ્રતિદિન વૃદ્ધિજ પામતું હતું, જેના પ્રમાણમાં રાજ્યની આબાદી માટે તેમજ પ્રજાના સંરક્ષણ માટે તેના પ્રત્યેક સાધનો વધારવાં એ પણ રાજાની એક ફરજજ છે. સાચા પ્રજાના નાથ ત્યારેજ કહી શકાય કે જ્યારે પ્રજાને નડતી અડચણો દૂર કરી તેની જરૂરીઆતો પુરી પાડે અર્થાત્ ધન વિગેરે પ્રાપ્તિના માર્ગો સરળ કરે અને સર્વ પ્રકારે તેનું રક્ષણ કરે. કહ્યું છે કે-" **योगक्षेमकृन्नाथः** " યોગ-અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ અને ક્ષેમ-પ્રાપ્ત વસ્તુનું સંરક્ષણ, વિવેકી રાજા સાચો પ્રજાનો નાથજ હતો, બન્ને કાર્યમાંથી એક પણ કાર્ય તેના બુદ્ધિ આદર્શમાં ન્યુન ભાસતું ન હતું. ઉપર દર્શાવેલા ઉભય કાર્યના પ્રત્યેક સાધનો પૈકી પ્રજા સંરક્ષણની ખાતર રાજ્યમાં સૈન્યની ભરતી પણ કરવામાં આવતી હતી.

બન્ને યુવકો નગરના રાજમાર્ગ પર ચાલ્યા જતા હતા તેવામાં કોઇ સૈન્યનાયકની દૃષ્ટિ તે બન્ને યુવકો પર પડી. ઇંગિત આકારથી અર્થી અનુષ્ય જાણી બન્નેને પોતાની પાસે બોલાવ્યા અને તેઓને શ્રીપુરનગરમાં આવવાનું કારણ પુછયું. બન્ને યુવકોએ પોતાને પરદેશી તરિકે ઓળખાવી આજીવિકા ખાતર નોકરી કરવાની ભાવના જણાવી. સેનાધિપતિએ બન્નેને મજબુત બાંધાવાળા જોઈ લશ્કરી તાલીમ માટે સંપૂર્ણ યોગ્યતાવાળા દેખ્યા. જેથી તેઓની યોગ્ય વ્યવસ્થાપૂર્વક તેજ કાર્યમાં નિમણુંક કરી. ઉત્સાહી બન્ને યુવકો પણ ઉલટભર અભ્યાસ કરી શસ્ત્રવિદ્યામાં નિપુણ થયા.

શ્રીપુર નગર મહા વિશાળ અને વિવિધ પ્રકારની રમણીયતાથી ભરપૂર હતું. રાજધાની હોવાથી અનેક પ્રયોજન નિમિત્તે આવતા સ્વદેશીય તથા દેશાન્તરીય જનોનો સમૂહ અહિંઆં વિશેષ દૃષ્ટિગોચર થતો હતો. તેમજ વ્યાપારનું પણ બહોળું સાધન હોઈ દ્રવ્ય કમાવાના અભિલાષી કેટલાક વ્યાપારીઓએ તો દેશાન્તરથી આવી અહિંઆજ સ્થિરવાસ

કર્યો હતો. એક અવસરે કોઇ ધનાઢય વ્યાપારી વ્યાપાર નિમિત્તે દેશાંતરમાં પરિભ્રમણ કરતો મ્હોટા સમુદાયની સાથે અધિક લાભની આશાથી નગરની બહાર આવી પહોંચ્યો અને સાર્થમાં મનુષ્યોનો સમૂહ વિશેષ હોવાથી નગરની બહાર પરિસરમાંજ પોતાના તંબુ તાણ્યા. ધનવાન સાર્થવાહ માત્ર ધનનો સંચય કરવામાંજ કુશલ હતા એમ નહિ પરંતુ વ્યવહારકુશળ પણ હતો અને વિવિધ દેશાંતરોમાં ભ્રમણ કરી અનેક પ્રકારના મનુષ્યના પરીચયમાં આવી અનેક અનુભવો મેળવ્યા હતા તેથી ઉચિત ક્રિયા કરી સાર્થવાહે પ્રથમ તો રાજાને યોગ્ય ભેટણું કરી તેમની પ્રીતિ સંપાદન કરવાનો નિર્ણય કર્યો. પોતાની સાથે રહેલા બીજા ધનવાન શેઠીઆઓને સાથે લેઇ રાજભુવનમાં ગયો અને ભેટણું મુકી રાજાની મુલાકાત લીધી. રાજાએ પણ શેઠનું સ્વાગત કર્યું. દેશાન્તરોના આશ્ચર્યજનક દૃશ્યો સંબંધી સમાચાર પુછયા. સાર્થવાહ અને રાજા વચ્ચે ઘણા સમય પર્યંત વાર્તાલાપ થયો, બન્ને પ્રસન્ન થયા. પછી સાર્થવાહે રાત્રીએ પોતાના સમુદાયની રક્ષા માટે કેટલાક લશ્કરની માંગણી કરી. રાજાએ પણ સાર્થવાહની માંગણીને અનુસાર તરતજ પોતાના સેનાધિપતીને સાર્થની રક્ષા નિમિત્તે પહેરો ભરવા હુકમ કર્યો. તરતજ સેનાધિપતીએ આયુધસહિત પોતાના લશ્કરને સાર્થવાહના સમુદાયની રક્ષા માટે મોકલી આપ્યું અને સેનાપતીએ દર્શાવ્યા મુજબ પહેરો ભરવા માટે અમુક આકારમાં ગોઠવાઈ ગયું. આ પ્રમાણે રાજાની આજ્ઞાથી આરક્ષક નિરંતર રાત્રીએ પોતાની સેનામારફત સાર્થવાહના સમુદાયની રક્ષા કરતો હતો.

કોઇએક અવસરે સેનાધિપતીએ નવા આવેલા બન્ને પરાક્રમી યુવક બંધુઓને આ કાર્ય માટે યોગ્ય થયેલા જાણી અન્ય લશ્કરની સાથે સાથે સંરક્ષણને માટે મોકલ્યા અને તે બન્ને યુવકોને અમુક એક દિશા તરફ પહેરો ભરવાનું સુચવ્યું. બન્ને ક્ષત્રીય યુવકો જો કે સામાન્ય સ્થિતિનો અનુભવ કરતા હતા છતાં પણ તેનામાં ગુણો તો અસાધારણજ હતા. દુનિ-

યામાં સારા નરસા અનેક અનુભવો અનુભવીને પુન્યશાળી મનુષ્યના નિર્મલ અંતઃકરણમાં જે સ્થિરતાગુણનો પ્રાદુર્ભાવ થાય તે સ્થીરતા અને ગંભીરતા ઉન્માદ દશામાં પ્રેરનારી ઉછરતી વયમાં પણ તે યુવકોના હૃદયપટપર તરવરી રહી હતી. આ ગુણોની સાથે તેઓ એકનિષ્ઠાથી સ્વામિનું કાર્ય કરવાની સદ્‌ભાવનાવાળા હતા. કોઇ પણ પ્રકારે સ્વામિના કાર્યનો વિનાશ કરી નિમકહરામ ન જ થઇએ, આવી વૃત્તિઓ હંમેશાં તેઓનો ઉદાર અંતઃકરણમાં ઉદય પામતી હતી, આજ ઉદ્દેશથી તેઓ વિચારતા હતા કે આપણે સંપૂર્ણ રાત્રી જાગૃત દશામાં રહી પહેરો ભરવાની છે. રખેને આપણાથી નિદ્રાદેવીના પાસમાં સપડાઇ સ્વામિની આજ્ઞાનો અનાદર ન થઇ જાય. માટે આપણે કોઇ વિનોદજનક કથા કરીએ કે જેથી આપણા સ્વામિની આજ્ઞાનું અખંડ પાલન થાય અને સમગ્ર રાત્રી પણ આનંદભેર વ્યતીત થાય. છેવટે બેમાંથી લઘુવયવાળા યુવકે પોતાના બંધુને કહ્યું કે, ભાઈ! તુંજ કોઇ ચમત્કારી દષ્ટાંત સંભળાવ. મ્હોટા બંધુએ તેમની વાત સ્વીકારી અને પોતાનું આત્મચરિતવૃત્તાંત તેની આગળ નિવેદન કરવાની શરૂઆત કરી. રજની ઘણી વીતી જવાથી સાર્થવાહના સમુદાયમાં ચારે બાજુએ શુન્યકાર છવાઇ રહ્યો હતો, છતાં પવનના સુસવાટા પહેરેગીરોના પોકાર અને ઘુઅડ શિયાળ વિગેરે પ્રાણીઓના ભયજનક શબ્દો વચ્ચે વચ્ચે શ્રવણપથમાં પડતા હતા. કેટલોક અપવાદ છોડી નિદ્રાદેવીનું સામ્રાજ્ય સર્વત્ર સ્થપાઈ રહ્યું હતું. આ પ્રમાણે સર્વ સમુદાય જ્યારે નિદ્રાધીન ગયો હતો તે અવસરે જે સ્થલે બન્ને રક્ષક યુવકો વાર્તાલાપ કરે છે, તે સ્થળથી અત્યંત નજીકનાજ તંબુમાં મહાદુઃખીણિ કોઇ દીન અબલા જ્વરાતુરની જેમ દીર્ઘ અને ઉષ્ણ શ્વાસોશ્વાસ નાંખતી શોકાકુલ હૃદયે મહા વિચારશ્રેણીમાં આરૂઢ થઇ હતી. “ હા ! દૈવ ! આ દીન અબળા ઉપર આ શો જૂલમ ! તારા સઘળા મનોરથ પૂર્ણ થઇ ચૂકયા છે માટે હે વિધિ ! હવે તો તું અનુકુલ

થા અને મારા પ્રાણપતીનો મને સમાગમ કરાવી આપ. અરે! કોણ જાણે તે પણ કેવી અધમ દશાનો અનુભવ કરી રહ્યા હશે? અરે પ્રાણનાથ! હવે તો આપ શીઘ્ર દર્શન દઇ આ દાસીનો ઉદ્ધાર કરો. આપના વિના આ દાસી ક્ષણભર પણ જીવી શકે એમ નથી. મારા કોમળ મુગ્ધ બાળકો મારા વિના કેવું દુઃખી જીવન ગાળતા હશે? તેઓ ક્યાં હશે! નિર્દય દૈવે મારી ઉપર જુલ્મ ગુજારવામાં કાંઇ પણ મણા ન રાખી. મને અન્ય ચાહે તેવું દુઃખ હોય પરંતુ મારા પ્રાણનાથ અને મારા પુત્રોનો સમાગમ સદાને માટે સ્થાયી હોત તો મને કશુંજ દુઃખ ન હતું પણ દુર્ભાગીણીની ભાગ્યમાં તે કયાંથી હોય? કોટીશઃ ધન્ય છે તે સતિશિરોમણી સ્ત્રીઓને કે જેઓ નિરંતર યાવજ્જીવપર્યંત શુદ્ધ અંતઃકરણથી દેવની માફક પોતાના સ્વામીની સેવા કરી મનુષ્યજીવનને સફળ કરે છે. સ્વામીના પ્રત્યેક કાર્યમાં પોતે સહાયક બને છે. ટુંકાણમાં કહીએ તો તેઓ પોતાના સ્વામીને હમ્મેશાં આનંદમગ્નજ રાખે છે પણ મારૂં તે સદ્ભાગ્ય ન મળે કે સ્વામિના સમાગમમાં રહી તેમના ચરણકમલની સેવાનો અપૂર્વ લાભ મેળવું. અરે! સમાગમની વાત તો દૂર રહો એવી વિષમસ્થિતિમાં હું સપડાઇ છું કે જ્યાં સ્વામીના સુખદુઃખની ભાળ પણ મળી શકતી નથી. ખેર મારા ભાગ્યનો ઉદય ચઢીઆતો હશે તો સઘળું મને આવી મળશે તેની મારે ચિંતા કરવાથી પણ શું વિશેષ! ભવાંતરમાં તેવા દુષ્કર્મો ઉપાર્જન કરતાં યા કોઇને અંતરાય કરતાં એ વિચાર ન આવ્યો કે આ કુકર્મોના કટુક વિપાકો મારે ભોગવવા પડશે! હવે માત્ર વિચારવાનું એટલું જ કે હે આત્મા! પ્રાપ્ત થયેલી આ આપત્તિને શાંતિપૂર્વક સહન કરી લે કે જેથી આર્તધ્યાનજન્ય નવીન દુષ્કર્મો ઉત્પન્ન ન થાય અને તેથી ભવાંતરમાં આવાં કષ્ટો સહન કરવાનો અવસર ન આવે. બીજાં શારીરિક કષ્ટો કરતાં સાચું કષ્ટ તો મારે એજ છે કે આ પાપી સાર્થવાહના કારાગૃહમાં મારે કયાં સુધી

રહેવું ! અરે આ કારાગૃહનું કષ્ટ પણ ભલે હો ! જો મારા શીલવ્રતને કોઇ પણ પ્રકારે આંચ ન આવે તો બ્હેતર કે એ કષ્ટ પણ હું સહન કરી લઇશ, પણ કુટીલ સાર્થવાહનો હવે ભરોસો પહોંચી શકતો નથી. હે અદૃશ્ય રહેલાં દેવ દેવીઓ ! મારા નિર્મલ માર્ગમાં કંટકભૂત આ સાર્થવાહથી મારો નિસ્તાર કરો, અગર અંતઃકરણની કુટિલતાનો જડમૂળથી વિનાશ કરી તેને સન્મતિ સમર્પો કે જેથી હું સુખપૂર્વક મારા શીલવ્રતનું રક્ષણ કરૂં." આટલા દીર્ઘકાળ પર્યંત અનેક કષ્ટો વેઠીને પણ હું મારા શીયલ વ્રતને અખંડ પાળી શકી છું પણ ભવિષ્યમાં વિષયાંધ સાર્થવાહ મારી ઉપર શું જુલ્મ કરશે તે સમજી શકાતું નથી. આ પ્રમાણે તે દુઃખી અબલા મધ્ય રાત્રીના અવસરે પોતાના કષ્ટ સંબંધી અનેક વિચારચક્રમાં આગળ વધ્યે જતી હતી. તેણીનું આખું અંગ અત્યંત જીર્ણપ્રાય વસ્ત્રોથીજ આચ્છાદિત હતું, પોતાના શીલસંરક્ષણની ખાતર ઘણું ખરૂં તે સ્ત્રી આખી રજની જાગ્રતદશામાં ગુજારતી હતી.

આ અવસરે તેજ દિશામાં પહેરો ભરવા આવેલા બન્ને યુવકો પોતાના આત્મચરિતવૃત્તાંતમાં લયલીન બન્યા હતા. મધ્યરાત્રીને લીધે તે વખતનું વાતાવરણ ઘણું શાંત હોવાથી મંદ સ્વરનું ઉચ્ચારણ પણ નજીક રહેલા મનુષ્યના કર્ણયુગલ સુધી પહોંચી વળે તેવું હતું એટલે કે નજીક રહેલો મનુષ્ય સાંભળવા ધારે તો અક્ષરશઃ સઘળી હકીકત સ્પષ્ટરીતે સાંભળી શકે, પરંતુ આપણે ઉપર જોઇ ગયા કે આ અવસરે માત્ર દુખીણી દીન અબળાને છોડીને લગભગ સઘળો સમુદાય નિદ્રાધીન થયો હતો. તે દીન અબલા પણ શોકસાગરમાં નિમગ્ન થઇ રહી હતી, અવારનવાર તેના હૃદયમાં પોતાના દુઃખસંબંધીજ વિચારશ્રેણી ચાલતી હતી, એટલે આ અવસરે તેનું પણ લક્ષ તેઓની વાત સાંભળવા પ્રત્યે ઉપેક્ષાવૃત્તિવાળું હતું, છતાં પણ એકાએક તેના કર્ણયુગલપર બન્ને યુવકોના શબ્દ અથડાયા એટલે તેનું ચિત્ત સાંભળવા તરફ

દોરાયું, તેના અંતરમાં ચાલતી વિચારશ્રેણી એટલેથીજ વિરામ પામી. શબ્દો પણ કાંઇક પરિચિત લાગવા માંડયા એટલે ક્ષણે ક્ષણે સાંભળવા પ્રત્યે આકાંક્ષા વિશેષ વૃદ્ધિ પામવા લાગી. એકાગ્રચિત્તે તેઓની વાતો સાંભળતાં તેનું હૃદય ભરાવા લાગ્યું. જેમ જેમ વાત આગળ વધતી જતી તેમ તેમ તેના કોમલ અંતઃકરણપર આઘાત પડતો હતો. તેના નેત્રોમાંથી અશ્રુધારાનો પ્રવાહ પડવા લાગ્યો અને સાથે આનંદની ઉર્મિઓ પણ ઉછળવા લાગી. એકી સાથે પરસ્પર વિરોધી ભાવો તેના અંતરમાં આવિર્ભાવ પામ્યા. અનુક્રમે મ્હોટા બંધુએ પોતાના લઘુબંધવ આગળ સઘળું આત્મવૃત્તાંત વર્ણવી દીધું, બન્નેનો વાર્ત્તાલાપ સમાપ્ત થયો. અત્યાર સુધી ગુપ્ત રહેલો તે દીન અબળાનો સ્નેહ અને શોક હવે તેનાથી ગુપ્ત રાખી શકાયો નહિ, તેણીનું હૃદય ઉભય ભાવને પ્રગટ કરવાની તીવ્ર ઇચ્છાવાળું થયું, કહો કે સ્નેહ અને શોકે તેને મુગ્ધ બનાવી દીધી. પોતાના તંબુમાં કે બહાર કોઇ પણ અવસરે જેણે નિમ્નદૃષ્ટિ સિવાય કોઇના પ્રશ્નનો પ્રત્યુત્તર પણ આપ્યો નહોતો, કદી પણ જેણે સ્રીસમુદાયમાં પણ ઉચ્ચ સ્વરે કોઇની સાથે વાર્ત્તાલાપ કર્યો નહોતો, તે દુઃખીણી અબલાને આ અવસરે એકાએક જોર આવી ગયું અને એકદમ ખુલ્લી રીતે તંબુની બહાર નીકળી અને જે સ્થળે તે બન્ને યુવકો પહેરો ભરતા હતા તે તરફ ઝડપથી દોડી આવી અને છેક બન્નેની પાસે જઇ ઉચ્ચ સ્વરે રૂદન કરતી તેઓને કંઠે વળગી પડી. “હા ! મારા વ્હાલા પુત્રો ! ! આજે મંદ-ભાગીની માતાને તમે ઘણા લાંબા કાળે પણ મળ્યા.” આ પ્રમાણે બોલતી ફરી પણ મ્હોટા અવાજથી પ્રગટપણે રૂદન કરવા લાગી. એક તરફ પુત્રોની કહાણી હૃદયમાં તરવરી રહેલી હોવાથી તેનું હૃદય અંતરથી દાવાનળની જેમ બળતું હતું તેથીજ તેનું રૂદન અસ્ખલિત ગતિએ ચાલુજ હતું. અરે ! મારા વ્હાલા પુત્રો ઉપર પણ વક્ર વિધાતાનો આવો દારૂણ કોપ ! ત્યારે બીજી તરફ અતુલ દુઃખસમૂહમાં પણ

અનાયાસે એકાએક વ્હાલા પુત્રોનો સમાગમ તેના અંતર-આત્માને આનંદરસમાં ગરકાવ કરતો હતો, પણ દુનિયામાં કહેવાય છે-કે 'અકરમીનો પડીઓ કાણો.' દુઃખસંદોહમાં ઘેરાયેલી દીન અબળાને થયેલું પુત્રસમાગમ જન્ય અલ્પ-માત્ર સુખ તે પણ દુર્દૈવને ગમ્યું નહિ અને ક્ષણભરમાં તે સુખનો ઉચ્છેદ થવાનો અવસર આવી લાગ્યો. દીન અબળા-ના હૃદયદ્રાવક રૂદનનો કોલાહલ સાંભળી નીદ્રાધીન થયેલા સાર્થના સઘળા મનુષ્યો એકદમ જાગૃત થઇ ગયા, મનુ-ષ્યોનો કોલાહલ સાંભળી મધ્યના તંબુમાં રહેલા સાર્થવાહની પણ નિદ્રા એકાએક ઉડી ગઇ, એકદમ શય્યામાંથી ઉઠી પોતાના માણસો સહિત ત્યાં આવી પહોંચ્યો. ધીમે ધીમે સાર્થના માણસો પણ તે સ્થળે ભરાવા લાગ્યા. ક્ષણભર પહેલાં જે સ્થાન શાંત વાતાવરણથી વ્યાપ્ત હતું જ્યાં પહેરેગીરો સિવાય એક પણ મનુષ્યનું ગમનાગમન કે ઉ-ચ્ચાર સરખો પણ ન્હોતો થતો, તે સ્થાન આ અવસરે મનુષ્યોની મેદીનીથી ભરપુર ભરાઈ ગયું અને ગગનભેદી અવાજોથી કોલાહલમય બની ગયું. તે અબળાની અને યુવક પહેરેગીરોની ચેષ્ટા જોઇ સાર્થવાહ અતિશય રોષારૂણ થઇ ગયો. એકદમ પોતાના મનુષ્યોને હુકમ કર્યો કે-'જાઓ બલાત્કારથી પણ તે બન્ને પહેરેગીરોને છુટા પાડી અત્યારે તમારા સ્વાધીનમાં રાખો'. સાર્થવાહની આજ્ઞા થતાંજ માણસો બન્ને પહેરેગીરોને પકડી પોતાના તંબુમાં લઇ ગયા. પુત્રવત્સલ દુઃખીણી માતાથી પુત્રોનું આ દુઃખ જોઈ શકાયું નહિ, તેને તો દાઝયા ઉપર ડામ જેવું થયું, આપત્તિમાં અધિકાધિક વધારો થયો, ડુસકે ડુસકે રૂદન કરતી અને પોતાના વ્હાલા પુત્રો ઉપર લાંબી દૃષ્ટિ ફેંકતી શોકવ્યાપ્ત વદને નછુટકે પોતાના સ્થાને ગઈ. રજની ઘણી બાકી હોવાથી સમુદાયમાં ફરીથી શાંતિ વ્યાપી ગઇ. સઘળાઓ નિદ્રાદેવીના સંયોગજન્ય સુખનો અનુભવ કરવા લાગ્યા. દીન અબળા તો સ્વાભાવિકરીતે દુઃખને લઈને ઘણુંખરૂં સમગ્ર રાત્રી જાગૃતદશા-

માંજ ગુજારતી હતી તેમાં પણ આ વેળાએ તો તેને પુત્રવિયોગના દારૂણ દુ:ખે શાંતિજન્ય સુખ તો ક્યાંથીજ હોય! દુ:ખી અબળાએ બાકી રહેલી સઘળી રાત્રી પુત્રોસંબંધી અનેક સંકલ્પ વિકલ્પમાં વ્યતીત કરી. પુત્રોના દુ.ખો સ્મૃતિપથમાં આવતાં વારંવાર તેનું હૃદય ભરાઈ આવતું હતું અને ઉંડા નિસાસા નાંખતી હતી. અરે! હવે મને મારા વ્હાલા પુત્રો ક્યારે મળશે? હું તેઓનું મુખ ક્યારે દેખીશ? કુટીલ સાર્થવાહ મારા પુત્રોને કેવું સંકટ આપશે તે કાંઈ કળી શકાતું નથી. આ પ્રમાણે અનેક પ્રકારના વિચારમાંને વિચારમાં પ્રાત:કાલ થયો અને નિશાદેવીનું અંધકારમય સામ્રાજ્ય વિલય પામ્યું. પૂર્વદિશામાંથી અરૂણનો રક્ત પ્રકાશ ભૂમંડળપર વિસ્તાર પામ્યો. સાર્થવાહના સમુદાયમાં પણ કાલનિવેદક પુરૂષોએ પ્રાત:કાલનાં ચોઘડીયાં વગાડયાં. લોકો જાગૃત થયા અને પોતાની નિત્યક્રિયામાં મશગુલ થયા. બીચારી દીન અબળા તો શોકસાગરમાં ઉંડી ઉતરી ગઈ હતી, આજે તો તેને નિત્યક્રિયાનું ભાન પણ નહોતું. સમુદાયનો અધિપતિ સાર્થવાહ પણ અવસર થતાં શય્યામાંથી ઉઠયો, ઉઠતાંની સાથેજ રાત્રીનો બનાવ તેના હૃદય આગળ ખડો થયો એટલે દરરોજ કરતાં કાંઇક વહેલા રાજસભામાં જવાનો ઇરાદો રાખ્યો. જલ્દીથી સ્નાન વિગેરે પ્રાત:કાલનાં કાર્ય કરી સુંદર પોશાકથી સજ્જ થયો અને બન્ને બંદીવાનોને સાથે લઇ રાજદરબાર તરફ ચાલ્યો. આ અવસરે મહારાજા પણ પોતાની નિત્યક્રિયાથી પરવારી રાજસભામાં આવી પહોંચ્યો હતો અને જેવામાં રાજા અન્ય રાજકાર્યમાં ગુંથાવાની શરૂઆત કરતો હતો, તેવામાં દૂરથી બંદીવાનોની સાથે સાર્થવાહે મહારાજાની હજુરમાં હાજર થઇને નમસ્કાર કર્યો. મહારાજાએ તેનું ઉચિત સન્માન કરી યોગ્ય આસને બેસાડવા પ્રબંધ કર્યો, અવનીપતિનું ચિત્ત સાર્થવાહ તરફજ હતું એટલે વ્યવહારકુશળ સાર્થવાહે પોતાની હકીકત શરૂ કરી. થોડા પરિચયમાં પણ મહારાજાને અને સાર્થવાહને

સારો સંબંધ બંધાયેલો હોવાથી સાર્થવાહ છુટથી રાજાની સાથે વાતચીત કરી શકતો હતો. આ અવસરે પણ તેણે ઉપાલંભપૂર્વક માહારાજાને વિજ્ઞપ્તિ કરી 'મહારાજા! આપ જેવા ન્યાયી પ્રજાપાલકના આજ્ઞાધારી સેનાધિપતિએ અમારા સમુદાયનું રક્ષણ કરવા ઘણા સારા પહેરેગીરો મોકલ્યા કે જેઓની વફાદારીની વાત પણ દુનિયામાં ન થઇ શકે! જેનાથી રક્ષણ થવાની આશા રાખીએ તેનાથીજ જો ભક્ષણ થવાનો અવસર આવે તો કહેવું કોને! મનુષ્યહરણ જેવા મ્હોટામાં મોહોટો ગુન્હો આપના રાજ્યની છત્રછાયા નીચે થાય તે કેવું કહેવાય તે આપનેજ વિચારવું ઘટે છે. આપ હજુરની સમક્ષ ઉભેલા આપનાજ પહેરેગીરોને જુઓ, જેઓએ રાત્રીએ ચોકી ભરતાં અમારાજ માણસ સાથે ધૂર્તતા કરી', આ પ્રમાણે કહી સાર્થવાહે પોતાની દૃષ્ટિએ નિહાળેલો સઘળો વ્યતિકર મહારાજાને કહી સંભળાવ્યો. સાર્થવાહની હકીકત સાંભળી ન્યાયી અને પ્રજાપાલક રાજાના અંતઃકરણમાં જબરો આઘાત થયો, નેત્રો રોષથી રક્તવર્ણવાળા થઈ ગયાં છતાં પણ રાજા નિવિવેકી નહોતો. અત્યાર સુધીની જીંદગીમાં તેણે આવા અનેક અનુભવો મેળવ્યા હતા. સાહસ કરવામાં કેવાં ગંભીર પરિણામો રહેલાં છે તેનો ખ્યાલ તેની દૃષ્ટિગ્રાહ્ય નહોતો, એટલે પૃથ્વીપતિએ પોતાના ઉછળતા હૃદયને પ્રથમ સ્વસ્થ કર્યું અને પાસે રહેલા સૈનાધિપતિને મધુર અવાજે પ્રશ્ન કર્યો કે—'આ બન્ને પહેરેગીરો કોણ છે અને કેટલા વખતથી તમારા હાથ નીચે નોકરી કરે છે'? મહારાજાના મુખમાંથી નીકળતી ઉપર્યુક્ત પ્રશ્નગર્ભિત મધુરી વાણીએ સૈન્યાધિપતિના ઉદ્વિગ્ન અંતઃકરણને સાંત્વન આપ્યું, કેમકે સાર્થવાહની હકીકત સાંભળતી વખતેજ તે આસો બની ગયો હતો, તેમાં પણ મહારાજાના રોષારૂણ નેત્રથી તે વિશેષ પ્રકારે ભયભીત બન્યો હતો.

મહારાજાના પ્રશ્નના ઉત્તરમાં તેણે હાથ જોડી નમ્રવદને નીચે પ્રમાણે કહ્યું:—કે દેવ! તેઓ કોણ છે તે હું જા-

ણુતો નથી, અલ્પ મુદ્દત પહેલાં તેઓ પરદેશી મુસાફર તરીકે આપણા નગરમાં આવ્યા હતા અને આજીવિકા ખાતર નગરમાં ચારે બાજુએ પરિભ્રમણ કરતા મેં જોયા, તેઓના શારીરિક બંધારણને અનુસાર લશ્કરીતાલીમ માટે યોગ્ય જાણી તેઓને મેં બોલાવ્યા અને આપના સેવક બનાવ્યા, એટલે કે કેટલાક વખતથી તેઓ આપણી પાસે છે એટલુંજ માત્ર હું જાણું છું. આ અવસરે રાજાના અંતઃકરણમાં કોઇ અવનવો વિચાર સ્ફુરી આવ્યો, બન્ને યુવકો તરફ નિહાળી નિહાળીને રાજાએ જોવા માંડયું, અવલોકન કરતાં કરતાં મહારાજાનાં નેત્રો પ્રશમરસવાહી બન્યાં અને અંતરમાં આનંદની ઉર્મિઓ ઉછળવા લાગી.



## પ્રકરણ ૧૧ મું.



## પાપનો ઘડો ફુટયો.



વાંચકો સમજી શકયા હશે કે સાર્થવાહના સમુદાયમાં રાત્રીએ પહેરો ભરનાર આ બન્ને યુવકો નદીના ભિન્ન ભિન્ન કીનારે વિખુટા પડેલા સુંદરરાજાના કીર્તિપાલ અને મહીપાલ નામના બન્ને પુત્રોજ હતા અને રાત્રીએ આ બન્ને યુવકોનો વાર્તાલાપ સાંભળી “ હા મારા વ્હાલા પુત્રો મંદભાગીની મને લાંબા કાળે પણ તમે મળ્યા, ” આ પ્રમાણે બોલી કંઠે વળગી રૂદન કરનાર અબળા તે તેઓની માતા અને સુંદરરાજાની પ્રાણવલ્લભા મદનવલ્લભાજ હતી. એક તરફ નદી કિનારે બન્ને પુત્રોએ ઘણી મુદ્દત સુધી પિતાની રાહ જોઇ પણ નિયમિત મુદ્દત સુધી વિધાતાએ નિર્માણ કરેલો પિતાનો વિયોગ તેઓથી ભાંગી શકાયો નહિ. આખરે થાકીને બન્ને નિરાશ બાળકો દેવના ખોળામાં પોતાનું માથું

મુકી સૃષ્ટિમંડળમાં ભમવા લાગ્યા. અનેક પર્વતો, નદીઓ, દૂર્ગમ ખીણો, ભીષણ અટવીઓ વિગેરે વિગેરે સ્થળોમાં પરિભ્રમણ કરતા અને અનેક સ્થાને આજીવિકા ખાતર અતુલ કષ્ટો સહન કરતા ભવિતવ્યતાના નિયોગે બન્ને બંધુઓ એક સ્થળે એકત્ર થયા અને ફરતા ફરતા **શ્રી**પુરનગરની બહાર આવી પહોંચ્યા અને સેનાપતીના હાથ નીચે નોકરી રહ્યા.

ત્યારે બીજી તરફ આપણે જોઇ ગયા છીએ કે—સ્વભાવત: વિષયલંપટી અને ઉચ્છૃંખલ પ્રકૃતિના **સોમદેવે પૃથ્વીપુર** નગરથી **મદનવલ્લભા**નું હરણ કરી, રાણી રાજા, અને મુગ્ધ બન્ને બાળકોના અંત:કરણ ઉપર સખ્ત આઘાત કર્યો હતો. ત્યારપછી માર્ગમાં તેને તેના શીયલવ્રતથી ચલાવવા માટે અનેક પ્રપંચો કર્યા, પરંતુ સુલક્ષણી સતી સમક્ષ સર્વ ઉપાયો નિષ્ફળ નિવડયા, છેવટે બલાત્કાર કરવા ઉત્સુક થયો પણ રાણીના રોષારૂણ નેત્રથી તે ધ્રુજી ઉઠયો તેની હિંમત ચાલી શકી નહિ, પોતાનો એકપણ પ્રયાસ નહિ સફળ થયેલો જોઇ રોષથી બીજી રીતિએ રાણીને અધિક કષ્ટ આપવા લાગ્યો પણ રાણીને તે કષ્ટ કષ્ટરૂપે ન હતું. જો કે સાર્થવાહે રાણીને કષ્ટ આપવામાં લેશ માત્ર પણ મણા રાખી નથી છતાં પણ શીલવતી રાણીએ સઘળું શાંતિપૂર્વક સહન કર્યું. એક બલાત્કાર સિવાય સાર્થવાહ સઘળું કરી ચૂકયો પણ તેને તો પોતાના સર્વ પ્રયત્નમાં નિરાશાજ મળી. બલાત્કાર કરવાનું સાહસ તો તે એટલાજ માટે ખેડતો ન હતો કે રખેને હું સતીના શ્રાપનો ભોગ ન થઇ પડું! આ પ્રમાણે રાણી નિષ્ઠુર હૃદયી **સોમદેવ** સાર્થવાહના નિબિડ પંજામાં સપડાઇ અતુલ કષ્ટો સહન કરતી સાર્થવાહની સાથેજ દેશાટન કરતી હતી. બીજા કષ્ટ કરતાં તેને માત્ર ભય એજ હતો કે રખેને સાર્થવાહ મારા શીલનો ભ્રંશ કરે અને એટલાજ માટે ઘણુંખરૂં સમગ્ર રાત્રી જાગૃતદશામાંજ ગુજારતી, હૃદયમાં પ્રાણેશનુંજ ધ્યાન ધરતી હતી. અનુક્રમે દેશાટન કરતો તેજ **સોમદેવ** સાર્થવાહ જાણે રાણીના પુ-

હૃયથી પ્રેરાઇનેજ હોય નહિ તેમ શ્રીપુર નગરમાં આવી પહોંચ્યો અને ગતપ્રકરણમાં જણાવ્યા પ્રમાણે રાણીને પોતાના વ્હાલા પુત્રોનો સમાગમ થયો.

સુંદરરાજાએ પણ પોતાના પુત્રોને સારી રીતે ઓળખ્યા. ચિરકાલથી વિયોગી પોતાના વ્હાલા પુત્રોના દર્શન માત્રથીજ રાજાના આનંદનો પાર રહ્યો નહિ. દિન રાતભર જેઓને માટે રાજા ચિંતાતુર રહેતો હતો તેઓનો આજે અણધાર્યો એકાએક સમાગમ થવાથી જાણે તેના અંતઃકરણમાં નવું ચૈતન્યજ રેડાયું હોય તેવો ભાસ થયો અને જેમ શત્રુ સૈન્યના દળનું આક્રમણ કરતાં શૂરવીર યોદ્ધાઓ પોતાના શરીરપર આવતા શત્રુઓના બાણપ્રહારને નિષ્ફલ કરવા ખાતર શરીરપર લોખંડનું બખ્તર ધારણ કરે છે તેમ રાજાએ પણ પોતાના શત્રુભૂત આપત્તિના કઠોર પ્રહારને નિષ્ફલ કરવા ખાતરજ હોય નહિ કે શું તેમ શરીરપર રોમાંચકવચ ધારણ કર્યું, અર્થાત્ મરૂભૂમીમાં કલ્પશાખી સમાન પુત્રના દર્શનથી ઉત્પન્ન થયેલા અત્યંત હર્ષાવેશથી રાજાની સઘળી રોમરાજી વિકસ્વર થઈ.

પુત્રોને ઓળખ્યા પછી રાત્રી સંબંધી સાર્થવાહે કહેલી હકીકત ઉપર પણ રાજાની વિચારમાળા ફરી વળી. તેને એમજ લાગ્યું કે મારા પુત્રો કદીપણ અન્યાય માર્ગે પ્રયાણ ન કરે તો શું મનુષ્ય હરણ જેવો મહાપાપી ગુન્હો તેઓનામાં સંભવી શકે ખરો! કદીજ નહિ, ત્યારે સાર્થવાહના કહેવા પ્રમાણે જે અબળાનો સાથે આ બન્ને પુત્રોએ ધૂર્તતા કરી તે અબળા કોણ હશે વારૂ! મારા હૃદયમંદીરમાં વાસ કરી રહેલી આ પુત્રોની માતા મદનવલ્લભા તો ન હોય! હશે! જે હશે તે હમણાંજ માલુમ પડશે. જો કે રાજાનું અંતઃકરણ ઘણું ચપલ થવા લાગ્યું, જાણે એકી વખતેજ સઘળાં કાર્યો કરી નાંખી મારી ઈષ્ટ વસ્તુને પ્રાપ્ત કરી લઉં પણ લાંબો વિચાર કરી રાજાએ પોતાના ચંચલ મનને સ્થીર કર્યું અને સમજાવ્યું કે ઉતાવળ ન કર, સમતાનાં ફળ મીઠાં છે.

આ અવસરે પુત્રસ્નેહે પણ રાજાના અંતઃકરણનું અજબ આકર્ષણ કર્યું. કાચાપોચાથી આ આકર્ષણ ઝીલી શકાય તેવું નહતું, જરૂર આકર્ષણમાં ખેંચાવુંજ પડે પણ વીરશિરોમણી રાજા મહા વિચારશીલ હતો, આજુબાજુના પ્રસંગો અને ભવિષ્યનો વિચાર કર્યા પછીજ કોઇ પણ કાર્યમાં પ્રવૃત્તિ કરતો હતો. આ અવસરે તેને એમજ લાગ્યું કે ભેદ ખુલ્લો કરતાં રખેને મારા કાર્યનો વિનાશ થાય માટે હાલ તો ગંભીરતાનો આશ્રય કરવો એજ હિતકર છે.

અદ્યાપિ પર્યંત પહેરેગીરના વેષમાં રહેલા બન્ને યુવકોમાંથી કોઇએ પણ પોતાના પૂજ્ય પીતાશ્રીને ઓળખી શકયા નહિ. સ્વાભાવિક છે કે બાલ્યાવસ્થામાંજ વિખુટા પડેલા પુત્રો એકદમ પોતાના માતા પીતાને શી રીતે ઓળખી શકે અને તેમાં પણ વિયોગના અવસરે પિતાની સ્થિતિ કંઇ અને આ વખતની સ્થિતિ કંઇ, આ બે સ્થિતિમાંજ આકાશ પાતલ જેટલું અંતર હતું. પોતાના પીતા આવી અનુપમ રાજ્યાવસ્થાનો અનુભવ કરતા હોય એવી સંભાવના પણ તે પુત્રોને કયાંથી હોઇ શકે !

રાજાએ પોતાના કાર્યની સફલતા ખાતર મહાન ગંભીરતા ધારણ કરી; જાણે કાંઇ જાણુતોજ ન હોય તેમ રાજાએ પોતાના મુખ ઉપર ફરી વળેલી હર્ષની છાયા પણ છુપાવી દીધી અને બાહ્યથી કાંઇક ક્રોધસહિત બન્ને પુત્રો સન્મુખ જોઇ ઉચ્ચ સ્વરે કહ્યું કે " અરે ! તમે આ શું કર્યું, તમોએ રક્ષક થઇ ભક્ષકનુ કાર્ય કર્યું ?" બાહ્યથી પણ ક્રોધયુક્ત રાજાના આ શબ્દોએ નિર્દોષ યુવકોના અંતઃકરણ ઉપર સખ્ત આઘાત કર્યો. જેમ આકિર્ણ અશ્વ ( તેજી ઘોડો ) કદી પણ ચાબુકના પ્રહારને સહન કરી શકતો નથી, તેને તે પ્રહાર અતિશય દુઃખદાયી થઇ પડે છે તેમ બીનગુન્હેગારને અલ્પમાત્ર શિક્ષા પણ અતિશય દુઃખકર નીવડે એ સ્વાભાવિક છે. તેઓ જાણુતા નહતા કે રાજાના મુખ ઉપર જણાતો રોષ માત્ર બાહ્યનો હતો, તેથી તેમનો વચનપ્રહાર બન્ને બંધુઓના

હૃદયમાં શલ્યની માફક ખુંચ્યો. તેઓએ ન્યાયી રાજા તરફથી આ વચનોની આશા નહોતીજ રાખી. તેઓ એમજ ધારતા હતા કે જો આપણે નિર્દોષજ છીએ તો આપણને ભય શાનો હોઇ શકે ! તેમાં વળી ન્યાયી ભુપતિ પાસેથી આપણને ભયની સંભાવના સ્વપ્ને પણ ક્યાંથીજ હોય ! પણ એ આશાતરંગો હૃદયસરોવરમાંજ વિલય પામ્યા. આમ અસંભાવ્યની સંભાવનાથી બન્ને ભાઈઓનું અંતઃકરણ ઘણુંજ દુઃખી થયું, સાથે ભયે પણ તેઓના હૃદયમાં પોતાનું સ્થાન લીધું. કોણ જાણે કોપાયમાન થયલો રાજા હવે આપણને શું કરશે આવી ઝંખના પણ તેઓને થઈ આવી. દુઃખ અને ભય જાણે બન્ને ભાઇઓની ખબર અંતર પુછવાને માટે આવ્યા હોય નહિ તેમ તે બે બે રૂપ ધારણ કરી બન્નેને ભેટી પડયા, અર્થાત્ રાજાની આ વર્તણુંકથી તેઓ ભય અને દુઃખના વાદળથી ઘેરાઇ ગયા.

દુનિયામાં કહેવત છે કે—“ **यतो रक्षस्ततो भयम्** ” જેનાથી પોતાનું રક્ષણ થવાની સંભાવના હોય તેનાથી પણ કેટલીકવાર ભય ઉત્પન્ન થાય છે, આ લોકોક્તિ પણ તેઓના હિસાબે અક્ષરશઃ સાચીજ ઠરી. બન્ને ભાઈઓ એમ પણ ધારતા હતા કે રાજા માત્ર સાર્થવાહનુંજ સાંભળશે એમ નહિ પરંતુ આપણી હકીકત પણ અક્ષરશઃ સાંભળશે અને ત્યારપછીજ ન્યાય આપશે, પણ રાજાના એકજ વાકયથી એ આશા પણ ધુળમાં મળી ગઇ, છતાં પણ જેમ ભુખ્યો સીંહ શિયાળ ઉપર ત્રાપ ન મારે તેમ કુલીન ક્ષત્રીયવીર અને તેમાં પણ તે બહાદુર સુંદરરાજાનાજ પુત્રો, જેથી હિંમત ન હારતાં, દીનતાનો આશ્રય ન કરતાં ધૈર્ય ધારણ કરી મ્હોટા બંધુ કીર્તિપાલે રાજાને વિનંતી કરી કે—

સ્વામિનાથ ! આપ પ્રજાના પાલક સાચા પિતા તુલ્ય છો, આ સર્વ પ્રજા એ આપની સંતતિ કહેવાય છે, વળી પિતાને પોતાના સર્વ સંતાનો ઉપર સમદૃષ્ટિજ હોય તો આપ ન્યાયી પ્રજાપાલકને તો ન્યાયાસન ઉપર અલંકૃત થઇ

વાદિ પ્રતિવાદિઓની હકીકત સાંભળી તેઓને ન્યાય આપવો એ આપની ફરજ છે. ગુન્હેગારને ગુન્હાયોગ્ય સજા આપવીજ જોઇએ એમાંજ આપના રાજ્યની આબાદી છે અને જો તેમ કરવામાં ન આવે તો રાજ્યમાં અનેક વિઘ્નો આવી નડે એ સ્વાભાવિક છે. પરિણામે રાજ્યની પ્રજા અતિશય દુ:ખના વિષમ પ્રસંગોમાં ઘેરાઈ જાય અને તેના પાપનો ભાગીદાર રાજા પોતેજ થાય, આ સઘળી હકીકત આપ સારી રિતે સમજી શકો છો. હવે માત્ર અમારે આપને એકજ વિજ્ઞપ્તિ કરવાની બાકી છે તે એજ કે આપે માત્ર સાર્થવાહની વાતો સાંભળી છે, પરંતુ અમારી હકીકત બીલકુલ સાંભળી નથી, માટે આપ અમારી હકીકત સાંભળો. જો આપની આજ્ઞા હોય તો હજુરમાં નિવેદન કરીએ.

પુત્રના મુખકમલમાંથી નિકળતી સુધારસવાહી આ વચનપંક્તિએ રાજાના અંત:કરણમાં અજબ ચમત્કાર ઉત્પન્ન કર્યો. પોતાના પુત્રનાં મધુર વાકયો સાંભળવાની તીવ્ર ઉત્કંઠા ક્યારનીએ રાજાને થઈ રહી હતી તે પણ સફળ થઇ. તેના પ્રત્યેક વાકયો સાંભળતાં રાજાના કર્ણયુગલ અમૃતરસથી ભરપૂર થતાં હતાં અને હૃદય અપૂર્વ આનંદરસાબ્ધિમાં નિમગ્ન થયું. અહો ! શું તેઓનું વચનમાધુર્ય, શું ગંભીરતા, શું હૃદયનું સ્થૈર્ય અને રાજસભામાં સર્વ સમક્ષ આવી અવસ્થામાં પણ નીડરતા ! આ અવસરે પણ રાજાનું હૃદય હર્ષથી ઉભરાઈ ગયું અને આસ્થાનમંડપમાં જો કોઇ ન હોત તો જરૂર સાર્થઓની માફક રાજા પણ હર્ષાશ્રુની ધારા વરસાવતો બન્નેને કંઠે વળગી પડયો હોત, કારણકે હજુ સમુદાય સમક્ષ તેમ કરવામાં રાજા પોતાનું શ્રેય: જોઈ શકતો નહતો.

રાજા પ્રથમથીજ સમજતો હતો કે મારા પુત્રો કદી સદોષ હોયજ નહિ, તેઓ તદ્દન નિર્દોષજ હોવા જોઈએ અને તેથીજ રાજાનો કોપ માત્ર બાહ્યાડંબરીજ હતો, હૃદયમાં તો તેઓના પ્રત્યે નિર્મળ દયાનું અખુટ ઝરણ વહી રહ્યું હતું.

હવે રાજા ઉપર્યુક્ત વિચારશ્રેણિમાંથી નિવૃત્ત થઇ કાંઇક પ્રસન્ન મુખે કીર્તિપાલ સામું જોઇ તેમને પોતાની હકીકત જણાવવાની આજ્ઞા આપી. પ્રશાંતમુદ્રાથી અંકિત રાજાની આજ્ઞા મળતાંજ તે અધિક ઉત્સાહવાન થયો અને રાજાસમક્ષ પોતાની હકીકત જણાવવાનો પ્રારંભ કર્યો.

મહારાજા ! અમારૂં વૃત્તાંત કહેતાં પહેલાં અમો આપને એટલુંજ જણાવીએ છીએ કે આપ ન્યાય છણવામાં ઘણાજ પ્રવીણ છો, આપનાથી કદીપણ અન્યાય નહિ થઇ શકે એ અમો સારી પેઠે જાણીએ છીએ. આપ અમારી હકીકતમાંથી પણ યોગ્યાયોગ્યની વ્હેંચણ કરી ન્યાય અન્યાય મેળવી લેશો એ અમારી ખાત્રી છે. બાકી અમારી દૃષ્ટિએ તો અમો નિર્દોષ છીએ. વળી અમો જે હકીકત આપને દર્શાવીશું તે ઉપરથી આપ પણ સ્પષ્ટ સમજી શકશો કે આ બન્ને સીપાઇઓ તદ્દન નિર્દોષ છે, છતાં પણ આપની દૃષ્ટિએ જો અમો સદોષ હોઇએ તો અવશ્ય અમોને અમારા ગુન્હાયોગ્ય સંપૂર્ણ શિક્ષા આપશો. અમો તે શિક્ષા સહન કરવા માટે તૈયાર છીએ.

આ પ્રમાણે સુંદરરાજાને બહુમાનપૂર્વકના શબ્દોથી પ્રસન્ન કરી કીર્તિપાલે પોતાની હકીકત શરૂ કરી.

સ્વામિનાથ ! અમો આ સન્મુખ રહેલા સેનાધિપતિ સ્વામિની આજ્ઞાને શિરસાવંદ્ય કરી નિર્દિષ્ટ દિશાએ રાત્રીએ સાર્થવાહના સાર્થમાં પહેરો ભરવા ગયા. રાત્રી વિનોદમાં વ્યતીત કરવા માટે આ મારા લઘુબાંધવની માગણીથી મેં મારૂં પોતાનું જીવનવૃત્તાંત તેની આગળ નિવેદન કર્યું, એટલામાંજ અમારા વાર્તાલાપના શબ્દો સાંભળીને નજીકના તંબુમાં રહેલી કોઇક સ્ત્રી ઝડપથી અમારી પાસે આવીને “ હા ! મારા વ્હાલા પુત્રો ! હીનભાગીણી માતાને લાંબા કાળે પણ તમે મળ્યા ” આ પ્રમાણે સ્પષ્ટ શબ્દે ઉચ્ચારતી અમારે કંઠે વળગી પડી અને ગાઢ રૂદન કરવા લાગી. બસ, સાર્થવાહ વિગેરે સમુદાયથી અજ્ઞાત રહેલી અમારી

સાચેસાચી હકીકત મેં આપની સમક્ષ દર્શાવી. ત્યાર પછી-ની સઘળી બીના સાર્થવાહદ્વારા આપ જાણી ચુકયા છો એટલે મારે ફરી જણાવવાની જરૂર નથી. સ્વામિનાથ ! આજ હકીકતની રૂએ અમો છાતી ઠોકીને કહીએ છીએ કે અમો દોષપાત્ર નથી. હવે આપને યોગ્ય લાગે તેમ કરો. આ પ્રમાણે કહી કીર્તિપાલે મૌનનો આશ્રય કર્યો. વળી પણ રાજા પોતાના વ્હાલા પુત્રના આ વચનોથી આનંદસાગરમાં મહાલવા લાગ્યો. પુત્રના મુખથી ઉપરની હકીકત સાંભળી રાજાની માનસિક ઇચ્છા સફળ થવાની દિશા તરફ વળવા લાગી. કીર્તિપાલની હકીકત પૂર્ણ થતાંની સાથે રાજાએ પોતાની દૃષ્ટિ સાર્થવાહ તરફ ફેંકી અને પ્રશ્ન કર્યો કેઃ—"સાર્થવાહ! સાચી હકીકત જણાવી દો કે તમારા સમુદાય-માં રહેલી તે સ્ત્રી કોણ છે?" રાજાએ પુછેલા પ્રશ્નવાકયમાં રહેલા "સાચી હકીકત" આ શબ્દોએ સાર્થવાહના હૃદય-માં કોઈ નવીનજ ચમત્કાર ઉત્પન્ન કર્યો. જો કે સાર્થવાહને એ સંભાવના પણ નથી કે મારે ત્યાં રહેલી સ્ત્રીનો આ રાજા ભરથાર હશે છતાં પણ તે વચનમાં રહેલા ગેબી ચમત્કારથી તે કાંઈક ક્ષોભ પામ્યો. સ્વાભાવિક છે કે હમેશાં પ્રપંચી મનુષ્ય સર્વત્ર સ્થળે શંકાની દૃષ્ટિએજ જુએ, કોઇ પણ સ્થળે તેની દૃષ્ટિ નિર્વિકારી હોતી નથી. સાર્થવાહે વિચાર્યું કે રાજાના પ્રશ્નનો જો આડોઅવળો ઉત્તર આપીશ અને જો ભવિતવ્યતાથી મારો પ્રપંચ ખુલ્લો પડશે તો દેશાન્તર પરિભ્રમણ કરી અથાગ પ્રયત્ને ઉપાર્જન કરેલી લક્ષ્મીદેવીનો મારે સદાને માટે વિયોગ થશે; એટલુંજ નહિ પણ દુનિયામાં દિગંતગામી અપયશની મોટી ઢક્કા ગગડશે અને અંધારા કારાગૃહમાં લોખડની બેડીઓથી જકડાવું પડશે. આટલાજ ખાતર સકંજામાં આવેલા પ્ર-પંચી સાર્થવાહે ઝાંખી થયેલી પોતાની મુખાકૃતિ બાહ્યથી હર્ષયુક્ત બતાવી રાજાસમક્ષ તેના પ્રશ્નનો કેટલોક સાચો પ્રત્યુત્તર આપ્યો.

મહારાજાધિરાજ! તે સ્ત્રી કોણ છે તે તો હું નથી જાણુતો પણ પૃથ્વીપુરનગરથી હું તેણીને મારા સમુદાયની સાથે લઇ આવ્યો છું. મારે ત્યાં એક દાસી તરીકે રહી નોકર યોગ્ય સઘળાં કામકાજ કરે છે.

" પૃથ્વીપુરનગર" આ શબ્દ શ્રવણગોચર થતાંની સાથેજ રાજાના હૃદયમંદીરમાં પોતાની દુ:ખમય જીવનલીલાના અનેક પ્રસંગોનો આબેહુબ ચિતાર ખડો થઇ ગયો. શ્રીસાર-શેઠનો બગીચો, સોમદેવ સાર્થવાહનો પડાવ, પ્રાણપ્રિયા મદન-વલ્લભાનું ગુમ થવું, આજીવિકા માટે જિનાલયમાં પ્રભુપૂજન, પુષ્પચય નિમિત્તે ગયેલાં બાળકોની ક્રિડા, શ્રીસારશેઠનો દારૂણ કોપ, બન્ને બાળકોને અસહ્ય માર વિગેરે ઘણા પ્રસંગો તેની નજર આગળ તરી આવ્યા. આ અવસરે રાજાનું હૃદય દુ:ખથી એટલું બધું વ્યામિશ્ર બની ગયું કે માત્ર શરમને લઇનેજ નેત્રમાંથી અશ્રુધારા ન સરી પડી.

સાર્થવાહે પોતાની હકીકત આગળ ચલાવી, મહારાજા! તે સાર્થસ્ત્રીના સંબંધમાં હું આટલીજ હકીકત જાણું છું, તે સિવાય તે કોણ છે? કોની સ્ત્રી છે? તેનું મૂળ સ્થાન કયું છે? વિગેરે કાંઇ પણ વિશેષ બીના મારા જાણવામાં આવી નથી પણ તેના લાંબા પરીચયથી એટલું તો ચોકસ કહી શકીશ કે તે કોઇ ઉચ્ચતમ કુલાંગના હોવી જોઇએ. તેનામાં રહેલા સદ્વર્તન, માયાળુ સ્વભાવ, શાંતમુદ્રા, મીતભાષીપણું વિગેરે ઉત્તમોત્તમ ગુણો તેની કુલીનતાની સંપૂર્ણ સાક્ષી પુરે છે. સાર્થવાહની આ હકીકતે રાજાની ૯૯ ટકા જેટલી આશા સફળ કરી. હવે આ રાજાના હૃદયમાં ચોક્કસ થઇ આવ્યું કે જરૂર તે સ્ત્રી અન્ય કોઇ નહિ પણ મદનવલ્લભાજ હોવી જોઇએ.

સાર્થવાહની હકીકત પૂર્ણ થતાંની સાથેજ રાજાએ પોતાના વિશ્વાસુ મનુષ્યોને હુકમ કર્યો કે તમે જલ્દી સાર્થ-વાહના તંબુમાં જાઓ અને શાંતિમય મીઠાં વચનોથી સમ-જાવીને તે સ્ત્રીને અહિંઆ બોલાવી લાવો પણ એટલું ખ્યા-લમાં રાખજો કે જો હૃદયના ઉમળકાપૂર્વક તે આવવા ખુશી

હોય તોજ લાવજો. લેશમાત્ર પણ તેની ઉપર અહિંઆ લાવવા માટે બલાત્કાર કરશો નહિ. તેનું હૃદય દુભાવીને અહિંઆ આણવાની જરૂર નથી. રાજાની આજ્ઞાનુસાર તે પુરૂષો વિદાય થયા. સભામંડપમાં સર્વત્ર શાંતિ છવાઇ રહી. સઘળા મનુષ્યો તે અબળાની રાહ જોતા કચેરીમંડપના દરવાજા તરફ જોઇ રહ્યા હતા, આ અવસરે રાજા ઉંડી વિચારશ્રેણીમાં લીન થયો હતો. ફરી પણ તેની નજર આગળ પોતાના પૂર્વનો ઇતિહાસ તરી આવ્યો અને **મ**દનવલ્લભા સંબંધી અનેક વિચારો તેના મનમાં સ્ફુરી આવ્યા.

અરે દૈવ! તારો આ શો જુલ્મ! બીચારી મુગ્ધા **મ**દનવલ્લભા ઉપર પણ તારી ક્રૂરદૃષ્ટિ ફરી વળી. નિર્દોષ અબળા ઉપર પણ હે દૈવ તેં મહેર ન કરી. વક્ર વિધાતાના વક્ર વમળમાં સપડાયેલો પ્રાણી અવક્રદશાનો અનુભવ કયાંથીજ કરે! શું અત્યારસુધી તેના ભાગ્યમાં આવું દુઃખી જીવન નિર્માણ થયું હશે કે જેથી રાજ્યાવસ્થા તો દૂર રહી, સામાન્ય અવસ્થાનો પણ પરિહાર કરી છેક દાસીયોગ્ય તુચ્છકાર્ય કરી પોતાનું જીવન વ્યતીત કરવાનો અવસર આવી પહોંચ્યો, પરંતુ આ સઘળો પ્રભાવ પોતાના ઉપાર્જન કરેલા દુષ્કૃતકર્મનેજ આભારી છે.

અશુભ અધ્યવસાયપૂર્વક કર્મબંધ કરતી વખતેજ તેનાં કટૂકફળો નિર્માણ થઇ ચૂકયાં હતાં, જે હાલ અનુભવદશામાં આવ્યાં છે તો હવે શા માટે અન્ય દિશામાં જવું!

વિવેકી વાંચકો! આ પ્રેમીયુગલના હૃદયંગમ ભાવો ખાસ વિચારવાલાયક છે. પરોક્ષમાં પણ બન્નેને અરસપરસ કેવો દૈવી પ્રેમ છે, જે આપણે ઉપર દર્શાવેલી હકીકતથી સુસ્પષ્ટરિતે સમજી શકીએ એમ છીએ. સાચો પતિપત્નિ ભાવ તે આનુંજ નામ! આનુંજ નામ નિર્દોષ ગૃહસ્થાવાસ. જ્યાં હૃદયના ભાવોનીજ ઐકયતા ન હોય ત્યાં કાર્યની ઐકયતા તો ક્યાંથીજ હોય અને તેથીજ કરીને તે ગૃહસ્થાવાસ નહિ પણ નરકાવાસજ સમજો. અવિયોગ દશામાં આ પ્રેમીયુગલે

તિર્યગ્ લોકમાં પણ સ્વર્લોકનું કેવું સુખ અનુભવ્યું હશે જે આપણી કલ્પનાની બાહ્ય રહી શકે એમ નથી અને પુણ્યના પ્રભાવે ઉભયની અવિરહ અવસ્થામાં ભાવી જીવન પણ તેઓને માટે તેવુંજ નહિ બલ્કે તેથી પણ અધિક વૈભવવાળું નિર્માણ થઇ ચુક્યું છે, જે આપણે તેમના હવે પછીના જીવન ઉપરથી જોઇ શકીશું.

સભામંડપમાં બેઠેલાં સઘળા સભાસદો જ્યારે રાજાએ મોકલેલા માણસોની અને તે સાથે સ્ત્રીની રાહ જોઇ રહ્યા હતા ત્યારે સુવર્ણમય સિંહાસન ઉપર અલંકૃત થયેલો આપણો સુંદરરાજા ઉપર દર્શાવેલી વિચારશ્રેણીમાં લીન થયો હતો. એટલામાંજ રાજાએ મોકલેલા માણસો દૃષ્ટિગોચર થયા પણ કોઇ અબળા આવતી જણાઈ નહિ. સર્વ સભાસદો પોતાના કર્ણને ઉત્તેજીત કરી આવેલા માણસો શું કહે છે તે સાંભળવા માટે ઉત્કંઠાવાળા થયા. તે માણસોએ સભામંડપમાં પ્રવેશ કર્યો અને નજીક આવી રાજા સન્મુખ હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી. પ્રભો ! આપ કૃપાળુની આજ્ઞાનુસાર સુકોમલ વચનોથી અનેક રીતિએ સમજાવતાં છતાં પણ તે અબળાએ વિનયપૂર્વક માત્ર એટલોજ ઉત્તર આપ્યો કે—"હું રાજસભામાં આવી શકીશ નહિ અને આ સ્થાન છોડી કોઇ પણ સ્થળે જઇશ પણ નહિ." માત્ર આટલા જ શબ્દોનો ઉચ્ચાર કરી તે અબળા નીચી દૃષ્ટિ કરી તેજ સ્થળે ઉભી રહી. છેવટે અમે ત્યાંથી પાછા ફર્યા અને આપની સેવામાં હાજર થયા.

સર્વ રાજવર્ગ અને પ્રેક્ષકો જોઇ રહ્યા હતા કે હવે ન્યાયી પ્રજાપાલ કેવા પ્રકારનો ન્યાય આપે છે પણ રાજા તો બીજીજ દિશા તરફ ગમન કરી રહ્યો હતો. સેવકોદ્વારા પ્રાપ્ત થયેલા તે અબલાના પ્રત્યુત્તરથી રાજાનું હૃદય તેને મળવા વિશેષ આતુર થયું, તેના દર્શનની તીવ્ર ઉત્કંઠા જાગૃત થઇ, પણ સાવચેત રાજાએ પોતાની તે ઉત્કંઠા સભાસદોના લક્ષમાં ન આવે તેને માટે પુરતી કાળજી રાખી, અન્ય કાર્યનું બ્હાનું કાઢી બીજા દિવસ ઉપર ન્યાય આપવાનું મુલતવી રાખી, મંત્રી, સેનાપતી, સાર્થ-

વાહ, કીર્તિપાલ, મહિપાલ, વિગેરેને વિદાય કર્યા અને રાજા રયવાડીનો પોષાક પહેરી ઘોડેસ્વાર થઈ નગર બહાર નીકળી પડયો.

કર્મની વિચિત્ર ઘટનાએ એકનો એકજ આત્મા આ સંસારનાટયભૂમિમાં ભવભ્રમણો કરતાં અનેક રૂપો ધારણ કરી નૃત્ય કરે છે. એક ભવમાં દૈવિક ઋદ્ધિનો અનુભવ કરનાર અનેક દેવતાઓનો સ્વામી ઇંદ્ર થઇ પોતાનું અખંડ શાસન દિગંતરમાં ફેલાવે છે ત્યારે કોઈ ભવમાં તેજ આત્મા અશુભોદયે નારકીની અસહ્ય વેદનાઓનો ભોગ થઈ અત્યંત દીન મુખે તે દુ:ખને અનુભવે છે. એકવાર ષટ્ખંડ ભરતના સ્વામી ચક્રવર્તિપણાનું સામ્રાજ્ય ભોગવે છે. ત્યારે કોઈવાર તેજ આત્મા ઉદરભરણની ખાતર ઘેર ઘેર કિંકરવૃત્તિની વિટંબના વેઠે છે, કોઇવાર નરેશ તો કોઈવાર તનતોડ મજુરી કરનાર મજુર, કોઈવાર ધનાઢય તો કોઈવાર દારૂણ દુઃખમય જીવન ગુજારનાર કંગાલ, આ પ્રમાણે કર્મવિવશ આત્મા અનેક પ્રકારે પોતાનું જીવન વ્યતીત કરે છે. શાસ્ત્રમાં પણ દર્શાવવામાં આવ્યું છે કે—

"रंगभूमिर्न सा काचिच्छुद्धा जगतिविद्यते
विचित्रैः कर्मनेपथ्यैर्यत्रजीवैर्ननाटितम् ॥

સંપૂર્ણ સૃષ્ટિમંડલમાં એવી એક પણ વિશુદ્ધ રંગભૂમી નથી કે જેમાં વિચિત્ર પ્રકારના કર્મજન્ય વિવિધ વેષો ધારણ કરી પ્રાણીઓએ નૃત્ય ન કર્યું હોય. નથી તેવી કોઇ જાતી કે નથી તો તેવું કોઇ કુળ અને નથી કોઇ તેવું સ્થાન કે જ્યાં પ્રાય: કરીને સર્વ પ્રાણીઓ અનંતીવાર ઉત્પન્ન ન થયા હોય અને અનંતીવાર મરણને શરણ પણ ન થયા હોય. ટુંકાણમાં કહીએ તો એજ કે આ ચૌદ રાજલોકમાં એવો એક પણ આકાશપ્રદેશ નથી કે જ્યાં પ્રાણીઓએ જન્મમરણ કરી વિવિધ પ્રકારના નાટકો ન ભજવ્યાં હોય. કર્મવશવર્તી આત્માઓની દશાજ આવા પ્રકારની હોય છે. તેઓને પોતાના દુર્ભાગ્યના ઉદયે દુ:ખ મળે છે અને સદ્ભાગ્યના ઉદયે સુખની પ્રાપ્તિ થાય છે.

કર્મવિવશ આત્માઓને ભવાન્તરોમાં વિવિધ પ્રકારના નાટકોના નૃત્યકારો બનવું પડે છે એટલુંજ નહિ પરંતુ એક ભવમાં પણ અનેક નેપથ્યો ધારણ કરવાં પડે છે. ઘડીમાં આનંદની પરિસીમાજ ન હોય ત્યારે ઘડીમાં શોકનોજ સુમાર ન હોય, ઘડીમાં વિપુલ સંપત્તિનો સ્વામી હોય છે ત્યારે અલ્પ સમયમાંજ પાપના ઉદયે દ્રારિદ્રયમુદ્રાથી મુદ્રિત થઇ જાય છે, ઘડીમાં રાજ્યાસન ઉપર બેસી અનેકની પાસે પોતાની આજ્ઞાનો અમલ કરાવતો હોય ત્યારે થોડીવાર પછી પોતાનેજ તેવી આજ્ઞાઓ ઉઠાવવાની ફરજ પડે છે, ઘડીમાં રાજ્યમહાલયમાં પોતાની રાજરમણી વિગેરે કુટુંબમંડળની સાથે સુખનો અનુભવ કરતો હોય ત્યારે થોડીજવારમાં સઘળું સ્વપ્નવત્ થઇ જઇ કાંટા કાંકરા અને કચરાવાળી વિષમ અટવીઓમાં અટવાઇને પોતાની જીંદગી પુરી કરવાનો અવસર આવે છે, ઘડીમાં સ્વતંત્રતાની લ્હેરોમાં મહાલવાનું હોય ત્યારે ઘડીમાં પરતંત્રતાની લોહમય નિગડમાં નિગડિત થઇ બંદીવાન તરીકે લાંબા કાળ સુધી રહેવું પડે છે, આ સઘળું પોતાના પૂર્વોપાર્જીત શુભાશુભ કર્મનેજ આભારી છે.

આપણા કથાના નાયક સુંદરરાજા અને તેનું કુટુંબ રાણી મદનવલ્લભા વિગેરેને પણ સ્વઉપાર્જીત શુભાશુભ કર્મે તેઓના જીવનપ્રદેશમાં ભરતી અને ઓટનો સારો અનુભવ આપ્યો. સુંદરરાજાની અત્યાર સુધીની જીવનચર્યાથી આપણે જોઈ શક્યા કે વિપુલ રાજ્ય ઋદ્ધિમાં ઉછરેલા રાજાની પ્રથમાવસ્થા તો રાજ્યસુખમાંજ વ્યતીત થઈ પરંતુ દ્વિતીયાવસ્થામાં તો દુષ્કર્મના ઉદયે તેને માટે દુઃખની વિષમ ખીણો ઉલ્લંઘવાની નિર્માણ થઈ હતી. તેનું ઉલ્લંઘન કરવું એ મહાકઠણ કાર્ય હતું, પરંતુ પરાક્રમી રાજાએ ઉલટભેર સઘળી તે ખીણો સ્વાત્મબલથી ઉલ્લંઘન કરી સુખના સમભૂપ્રદેશમાં આવી પહોંચ્યો. રાણી મદનવલ્લભાનો પણ હવે તે દિવસ આવવા લાગ્યો છે જો કે પુત્રોનો ક્ષણભરમાંજ વિયોગ થવાથી હાલતો પ્રથમ કરતાં

પણ અધિક કષ્ટ અનુભવતી હતી છતાં તેનું સદ્ભાગ્ય હવે ખીલવા લાગ્યું હતું. અનુક્રમે પૂર્વોપાર્જીત દુષ્કર્મનો સંચય વિનાશ પામતો હતો જેથી તેના સઘળા પાસા સીધાજ પડતા હતા.

સ્વાભાવિક છે કે કોઇ પ્રાણીનું ભાગ્ય જ્યારે ચઢીઆતું હોય છે ત્યારે વિરોધીઓના સંકટ આપવા માટે યોજેલા સઘળા પ્રયાસો નિરર્થક જાય છે. એટલુંજ નહિ બલ્કે તેના સઘળા પ્રયત્નો ઉલટા તે પ્રાણીને સુખના સાધનરૂપે પરિણમે છે અને પ્રયોજક તેજ સાધનદ્વારા રીબાય છે. શાસ્ત્રદ્વારા આપણે જાણી શકીએ એમ છીએ કે વાસુદેવ અને પ્રતિવાસુદેવના દારૂણ રણસંગ્રામમાં પ્રતિવાસુદેવે વાસુદેવ વિગેરે શત્રુ દળને ચૂર્ણ કરવા ખાતર અને પોતાના સંરક્ષણની ખાતર પ્રયોજેલા પોતાના દિવ્યશસ્ત્રો પોતાના પાપના ઉદયે અને વાસુદેવના ભાગ્યોદયે વાસુદેવને લેશમાત્ર ઇજા નહિ કરતાં તેને સ્વાધીન થાય છે અને તે શસ્ત્રો પ્રતિવાસુદેવનો વિઘાત કરે છે જેથી પ્રતિવાસુદેવે અનેકવિધ પ્રયત્નદ્વારા ઉપાર્જન કરેલું પોતાનું ત્રિખંડાધિપતિત્વ લીલામાત્રમાં વાસુદેવને સ્વાધિન થાય છે.

રાણી મદનવલ્લભાના પ્રસંગમાં પણ એવીજ ઘટના થઇ. બન્ને પુત્રોને તેમની માતાથી વિખુટા કરી, સોમદેવ સાર્થવાહ ગુન્હાની શિક્ષા અપાવવા ખાતર રાજા પાસે બંદીવાન કરીને લઈ ગયો પરંતુ આપણે જોઈ ગયા કે તેથી સુંદરરાજાને પોતાના પુત્રોનો સમાગમ થયો. અને એને પરિણામે રાણી મદનવલ્લભાના સમાગમની પણ સંભાવના થઇ. હવે આપણે જોઇએ કે સભા વિસર્જન કરી રયવાડીના બ્હાનાથી નગર બહાર નિકળેલો રાજા શું કરે છે.

રાજાની રયવાડીનો પ્રવાસ માત્ર રાણીના સમાગમની ઉત્કંઠામાંજ હતો. અન્યચિત્તે થોડીજવાર નગરની બહાર અશ્વક્રીડા કરી તરતજ નગર તરફ પાછો ફર્યો અને પોતાનો અશ્વ જે જગ્યાએ સાર્થવાહનો સમુદાય પડાવ નાંખીને રહેલો

હતો તે ભણી મારી મુકયો. થોડીજ વારમાં રાજા સાર્થવાહના સમુદાયમાં આવી પહોંચ્યો. આ અવસરે ભલે રાજા એકાકી હતો તો પણ તેનું રાજતેજ છાનું રહી શકયું નહિ. તેનો વેષ અને આકૃતિ ઉપરથી સાર્થવાહના મનુષ્યોએ રાજાને ઓળખ્યો અને તેનું સ્વાગત કર્યું. સાર્થવાહને પણ ખબર પડી જે મહારાજા સાહેબ આપોઆપ પોતેજ અને વળી એકલાજ અહિં પધાર્યા છે. સાર્થવાહ એકદમ ત્યાં દોડી આવ્યો અને બહુમાનપૂર્વક હર્ષના ઉદ્દગારો વ્યક્ત કર્યા. "સ્વામિનાથ ! મારા પ્રત્યે આપની કૃપા કોઇ અનન્ય છે, આપની પવિત્ર ચરણરજથી આજે મારૂં પટગૃહ પાવન થયું. આજે મારે ત્યાં સૌભાગ્યનો સૂર્ય ઉદય પામ્યો. કૃપાનાથ ! આ સુવર્ણમય ભદ્રાસન ઉપર આપ અલંકૃત થાઓ." ત્યારબાદ સાર્થવાહના મનુષ્યોએ તૈયાર કરેલા સુવર્ણમય ભદ્રાસન ઉપર સુંદર રાજા આરૂઢ થયો.

આપણે જાણીએ છીએ કે રાજા સાર્થવાહનો સમુદાય જોવા નહોતો આવ્યો, તેને નહોતી ભદ્રાસનની જરૂર કે નહોતી સાર્થવાહના માનની જરૂર. જોકે સાર્થવાહના પ્રેમોદ્ગાર કર્ણદ્વારાએ રાજાએ સાંભળ્યા પણ તેનું અંતઃકરણ તો કોઈ જુદુંજ ધ્યાન ધરતું હતું. રાજાએ પોતાની દૃષ્ટિ ચારે દિશાઓમાં ફેંકી છતાં હજુ તે ધ્યેયની સફલતા થઇ નહિ. કાયિકકષ્ટ અને માનસિકચિંતાથી દિવસે દિવસે રાણીની સ્થિતિમાં પણ એટલો બધો તફાવત થઇ ગયો હતો કે અલ્પ મુદત પહેલાંનો સુપરિચિત મનુષ્ય પણ તેને મુશીબતે ઓળખી શકે. જો કે રાજા જે તંબુના ખુણામાં રાણી મદનવલ્લભા બેઠી હતી તેજ તંબુમાં બેઠો હતો પરંતુ રાજાની દૃષ્ટિ હજુ તેની ઉપર પડી નહતી. 'અરે! જેને માટે આટલો પ્રયત્ન કર્યો છતાં હજુ તેનું દર્શન પણ ન થયું. શું મારી સઘળી ધારણાઓ અને પ્રયત્નો નિષ્ફલ જશે!' આવા વિચારે રાજા એકદમ બહાવરો બની ગયો. પરંતુ એટલામાંજ પુત્ર વિયોગથી મહા શોકસાગરમાં ડુબેલી દીનમુખી રાણી મદનવલ્લભા ઉપર રાજાની

દૃષ્ટિ પડી. જેણે પોતાના અંગપર મલીન અને અનેક સાંધાવાળાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં, દુઃખને લીધે અંગ ઉપર પણ શ્યામતા અને કૃશતા છવાઇ રહી હતી, પતી વિયોગથી જેણે પોતાના શરીરનો જેણે સ્નાન વિગેરેથી સંસ્કાર પણ કર્યો ન હતો. નીરખી નીરખીને રાજાએ તેની સન્મુખ જોયું પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. રાજા શંકાકુલ થયો, અરે ! આજ હશે કે કોઇ બીજી. શું આ રાણી મદનવલ્લભા ન હોય ! પરસ્ત્રીસહોદરરાજા વિચારમાં પડી ગયો કે અન્ય કોઇ સ્ત્રી હોય અને જો હું તેને બોલાવું તો આ દુનિયામાં મારી આબરૂ શી ! આ પ્રમાણે રાજાના હૃદયનું આંદોલન થવા લાગ્યું. આપણે ઉપર જોઈ ગયા કે રાણીના શરીરમાં અને આકૃતિમાં એટલો બધો ફેરફાર પડી ગયો હતો કે ભાગ્યેજ રાજા તેને ઓળખી શકે. છેવટે ચકોર રાજાએ રાણીને ઓળખી અને તેના અંતરમાં દૃઢ નિશ્ચય થયો કે આ સ્ત્રી અન્ય કોઇ નહિ પણ મદનવલ્લભાજ છે.

સિંહાવલોકનથી પણ અન્ય પુરૂષ પ્રત્યે દૃષ્ટિ નહિ દેનારી રાણીને હજુ ખબર નથી કે અહિંયા શું ચાલી રહ્યું છે. માત્ર તે તો એકજ વિચારમાં લીન થઈ હતી કે બંદીવાન તરીકે પકડાયેલા મારા પુત્રો કયાં હશે અને સાર્થવાહે રાજા આગળ તેના સંબંધી કેવી ફરીઆદ કરી હશે અને છેવટ તેનું શું પરિણામ આવ્યું ! રાણીને એ સંભાવના પણ કયાંથી હોય કે આ મારા પ્રાણપતિ અત્રે મારી તપાસને માટે આવ્યા છે, આથીજ કરીને રાજાની સન્મુખ જોવાને પોતાની દૃષ્ટિ સરખી પણ તેણે ઉંચી કરી નહિ. જો તેણે તેમ કર્યું હોત તો જરૂર આકૃતિદ્વારા ભાન થાત કે આ તો મારા સ્વામિનાથ છે, કારણકે આ અવસરે રાજાની સ્થીતિમાં રાજ તેજથી વ્યાપ્ત હોવાથી પ્રાચીન સ્થીતિ કરતાં વિશેષ તફાવત નહતો.

રાજાએ રાણીને ઓળખી, ઘણી લાંબી મુદતે પણ પોતાની પ્રાણવલ્લભાના વિરહનો અંત આવ્યો, તેની આવી

દીનતાભરી દશા જોઇને રાજાનું હૃદય ભરાઇ આવ્યું. તેની આકૃતિમાં અવનવો ફેરફાર થઇ આવ્યો. આ સ્થળે સાર્થવાહ અને તેનો સમુદાય ન હોત તો અવશ્ય રાજાનાં ચક્ષુમાંથી અશ્રુધારા ચાલી હોત. માત્ર લજ્જાથીજ રાજા પોતાના હૃદયનો ઉભરો મુશીબતે રોકી શક્યો.

આ અવસરે નજીક રહેલો સાર્થવાહ પણ વિચારમાં પડી ગયો કે મહારાજા અહિંઆં શા હેતુથી આવ્યા હશે તે કાંઇ સમજી શકાતું નથી. અત્યાર સુધી સાર્થવાહના તંબુમાં મૌનજ પથરાઇ રહ્યું હતું કેમકે હજુ સુધી રાજા પોતે એકપણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિનાજ પોતાનું કાર્ય કરતો હતો અને સઘળો સમુદાય પણ રાજા સન્મુખ દૃષ્ટિ સ્થાપન કરી જોઇ રહ્યો હતો, પરંતુ હવે રાજાનું મૌન લાંબી મુદત ટકી શક્યું નહિ, તેના અંતઃકરણે તેને બોલવાની ફરજ પાડી.

તંબુના એક વિભાગમાં રહેલી રાણી મદનવલ્લભાને ઉદ્દેશીને રાજાએ કહ્યું. "હે દેવી મદને! કેમ તું મને ઓળખે છે કે? રાજાના મુખારવિંદમાંથી ઝરતાં આ શીતલ અને મધુર વાકયો રાણીના કર્ણપુટમાં પડ્યાં, જાણે કોઇએ પોતાના કાનમાં અમૃતરસનું ઝરણુંજ વહેવડાવ્યું હોય નહિ કે શું! તેમ રાણીને થઇ આવ્યું. પરિચિત શબ્દ સાંભળતાની સાથે એકદમ ઝબકીને પોતાના નામનો ઉચ્ચાર કરનાર મહારાજા સન્મુખ પોતાની દૃષ્ટિ ફેંકી, પોતાના પ્રાણવલ્લભને ઓળખ્યા. નેત્ર સ્થીર થઇ ગયાં. તેના દર્શનમાત્રથીજ તેના અંગમાં નવીન ચૈતન્ય પ્રગટ થયું. જેને માટે રાતદિવસ રાણી ઝંખના કરતી હતી તે પોતાના પ્રાણપતીનો આમ એકાએક સમાગમ થવાથી તેના હર્ષની પરિસીમા રહી નહિ. આ અવસરે રાણીના હૃદયમાં અનેક વિચારો ઉદ્ભવ્યા.

" અરે! આ હું શું જોઇ રહી છું અને કોની સન્મુખ છું! શું આ સાચુંજ છે! ઇંદ્રજાલ તો ન હોય! નહિ નહિ સાચુંજ છે, આજ મારા પ્રાણવલ્લભ. અહો આજે

તો મારા સદ્ભાગ્યનો પ્રકાશ પ્રકાશી ઉઠયો. રાણી આ અવસરે પુત્રવિયોગનું સઘળું દુ:ખ ભૂલી ગઈ. પોતાના સ્વામીનાથને ઓળખતાંની સાથેજ તેના નિર્મળ હૃદયને અનેક ભાવો સ્પર્શ કરવા લાગ્યા. હર્ષ, ઉત્સુકતા, લજ્જા, જડતા અને વિતર્ક વિગેરે અનેક અધ્યવસાયોથી તેનું વિશાળ હૃદય પણ સંકીર્ણતાવાળું થયું. પોતાના વ્હાલા પ્રાણપતિના દર્શનમાત્રથી હૃદયસરોવરમાં હર્ષની ઉમીઓ ઉછળવા લાગી અને ત્યાંજ તેને મળવાની તીવ્ર ઉત્સુકતા થઈ. સાર્થવાહ વિગેરે જનસમુદાય વચ્ચે સ્વામીને શી રીતે મળાય! આથી કાંઇક લજ્જા આવી અને જડની જેમ ત્યાંને ત્યાંજ સ્થીર થઇ ગઇ અને સ્વામીના સમાગમ માટે તીવ્ર ઉત્કંઠિત રાણી પતિના ચરણારવિંદમાં ભ્રમરની માફક પોતાનાં નેત્ર સ્થાપન કરીને અનેક વિતર્કો કરવા મંડી.

આ સર્વ વિચિત્ર બનાવ જોઇ અને રાજાનાં વચનો સાંભળી સોમદેવ સાર્થવાહ સમજી ગયો કે આ સ્ત્રી અવશ્ય આ રાજાની રાણી છે; આથી તે એકદમ દિગ્મૂઢ બની ગયો, તેની મુખમુદ્રા નિસ્તેજ અને ભયથી વ્યાકુલ થઇ ગઇ, હૃદયમાં આઘાત થયો કે હવે રાજા મને શું કરશે, અનેક પ્રકારના વિચારોની શ્રેણી તેના મગજમાં સ્ફુરાયમાન થઈ. અરે! મેં આ સદ્ગુણી સતીને સતાવી વિષપૂર્ણ ફણીધર સર્પનુંજ આહ્વાહન કર્યું. ચિરસંચિત પાપકર્મ આજે ઉદયમાં આવ્યું. દુનીયામાં કહેવત છે કે—“ આખરે પાપનો ઘડો ફૂટયા વગર રહેતોજ નથી ” મારી પણ એજ દશા થઈ. હવે તો સુખે કે દુ:ખે ન છુટકે પાપનાં જીવલેણ કટુકફલો મારે અવશ્ય ભોગવવાંજ પડશે. અરે ! મેં પાપીએ પાપ કરતાં પાછું પણ ન જોયું. હવે જ્યારે તેનો વિપાક ભોગવવાનો અવસર આવ્યો ત્યારે હૃદય ધ્રુજે છે, નેત્રો મીંચાઇ જાય છે, શરીર કંપે છે, અરે શું આવી અધમોધમ દશાનો મારે અનુભવ કરવો પડશે. આ રાજરમણી છે એમ હું ઓળખી ન શકયો, તે તો દૂર રહો પણ આટલા લાંબા પરિ-

ચયથી તેની પોતાના શીયલવ્રતમાં અડગશ્રદ્ધા, માયાળુસ્વભાવ અને તે સિવાય બીજા પણ ઉચ્ચગુણોનો સાક્ષાત્કાર થયા છતાં-પણ આ સ્ત્રીરત્નને શીલવતી તરિકે હું ઓળખી શકયો નહિ અને મારી અધમ વૃત્તિથી પણ પાછો ન ફર્યો. હંમેશા જેના ચરણકમલનું પ્રક્ષાલન કરવા લાયક સતીશીરોમણીને મેં અનેક ઠોકરો મારી, મારી પામર વૃત્તિને મેં પ્રગટ કરી. અહા ! નિર્દોષ રાણીને દુઃખ દેવામાં મેં લેશમાત્ર પણ પાછી પાની કરી નહિ, તેના પ્રત્યે બલાત્કાર કરવાની ભાવના પણ કરી ચુકયો છતાં પણ શુદ્ધ સુવર્ણ આખર સુધી ચળકતું જ રહ્યું. અરે મારી કેવી દૂર્દશા થશે, આ ભવમાં કરેલા ઘોર અપરાધોનાં ફળો આ ભવમાં અને બાકી રહેલા પરભવમાં અવશ્ય મારે ભોગવવાંજ પડશે. આજસુધીનું મારૂં સમગ્ર જીવન અનેક પ્રકારના અહિતમાર્ગમાં વ્યતીત થયું. આ પ્રમાણે હૃદયમાં પાપનો પશ્ચાતાપ કરતો અને ભાવી ભયથી કંપતો દેવીના ચરણમાં ઢળી પડયો અને પ્રાર્થના કરવા લાગ્યો.

હે દેવી ! આપ સાચા દેવીસમાન શીરોધાર્ય છો, મારા એકલાને માટે નહિ પણ સમગ્ર જગતના પ્રાણીઓને માટે પણ આપ પૂજનીય વંદનીય અને નમનીય છો. ધન્ય છે! આપના સતીત્વને, અને ધન્ય છે ! આપના ધૈર્યને, મારા જેવા અધમ પાપી પામરે આપને કષ્ટ આપવામાં લેશમાત્ર પણ ખામી રાખી નથી. હું જાણું છું કે ઉપાર્જન કરેલા મારા પાપના પુંજથી મને નરકગતીમાં પણ સ્થાન મળશે કે કેમ તેનો પણ સંશય છે, મારા પાપના ઉદયે મારી બુદ્ધિ વક્રદિશાએજ પ્રયાણ કરી ગઇ. નિર્વિવેકિતાથી કાંઇ પણ સારાસાર તપાસી શકયો નહિ અને અધમોધમ ધારણા સફલ કરવા દોરાયો. હે ! જગતની માતાતુલ્ય દેવી ! આપના ઉદાર અંતઃકરણમાં મારા અધમોધમ અપરાધોને સ્થાન ન આપતાં તે સઘળાને વિસારી આ દીન યાચકને ક્ષમાનું દાન અર્પણ કરો.

આ પ્રમાણે સોમદેવ સાર્થવાહે નિર્મલ અંતઃકરણથી

પોતાના પાપનો પ્રગટપણે પશ્ચાતાપ કર્યો. અને ફરી પણ રાણી **મદનવલ્લભાને** ચરણે પડી અભયનો યાચના કરી. મરણ ભય દુનિયામાં કોને મુંઝાવતો નથી ત્યાગી મહર્ષિઓ સિવાય સૌ કોઇની સ્થિતિ ત્યાં પલટાઇ જાય છે. અને એટલાજ માટે સર્વ ભયોમાં મરણ ભયને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. મરણભયથી વિહ્વલ થયેલો **સો**મદેવનો આત્મા આ અવસરે ધૈર્ય ધારણ કરી શકયો નહિ એટલે ફરી પણ **મ**દનવલ્લભા સમક્ષ નમ્રવદને આજીજી કરવા લાગ્યો કે–હે પવિત્ર સતી! વિલંબ વિના મારા નિરાશામય જીવનને આપ પ્રફુલ્લિત કરો, હવે અધિક આપની પાસે શું કહું! ફરીથી આ સેવકને આવી અધમ સ્થીતિમાં કદી પણ નહિ જોઇ શકો. આજથીજ તે નિર્વિવેકિતા ચંડાલણી અને જડ ઘાલીને બેઠેલી તે પાશવિકવૃત્તિ દિગંતરમાં પલાયન કરી ગઇ છે. અત્યાર સુધી તેના પાસમાં સપડાઇ હું મારી વાસ્તવિક સ્થીતિને ભૂલી ગયો હતો, પણ હવે મારા વિવેકનેત્રો ખુલ્લા થઇ ગયાં અને વસ્તુસ્થીતિનું મને ભાન થયું છે. દેવી! હવે હું કદીયે નહિ ચુકું.

સુવર્ણસિંહાસન ઉપર અલંકૃત થયેલો રાજા, રાણી અને સાર્થવાહ વચ્ચે થયેલો સઘળો બનાવ જોઇ રહ્યો હતો અને દીનવદને સાર્થવાહે રાણી આગળ કરેલી ક્ષમાપ્રદાનની યાચના પણ સાંભળી રહ્યો હતો પરંતુ સાર્થવાહ તરફથી થયેલી રાણીની આવી દુર્દશા તેનાથી સહન થઇ શકી નહિ અને તેથી **સો**મદેવ ઉપર રાજા રોષારૂણ લોચનવાળો થયો.

સ્વભાવતઃ પ્રેમી મનુષ્યનું અંતઃકરણ પોતાના પ્રેમીની દુર્દશા જોઇને દુઃખવ્યાપ્ત બને છે, એટલુંજ નહિ પણ તેવી દુર્દશા કરનાર પ્રત્યે તેને અતિશય ક્રોધ આવી જાય છે અને પરિણામે કેટલીક વખતે તેની સાથે એવો નિરર્થક વૈરનો અનુબંધ થાય છે કે ભવાંતરમાં પણ તે ભુલાતો નથી, આવો વિચિત્ર બનાવ કેવળ અજ્ઞાનતાનેજ આભારી છે. વસ્તુતઃ ઉંડો વિચાર કરીએ તો તે દુર્દશાનો મૂલ ઉત્પાદક તે વ્યક્તિ નથી પરંતુ પૂર્વોપાર્જીત પોતાનું અશુભ કર્મજ છે. તે વ્યક્તિ

તો માત્ર વચમાં નિમિત્ત કારણજ છે પણ અનાદિ કાલની જડવાસનાથી સાચા શત્રુ તરફ લક્ષ નહિ જતાં નિરપરાધી ગુન્હેગાર બને છે અને એકના બદલામાં બીજાને શિક્ષા મળે છે.

તત્ત્વચિંતક મહાત્માઓનું સાધ્યબિંદુ તો સાચા શત્રુઓ તરફજ હોય છે, બાહ્યથી દેખાતા શત્રુ પ્રત્યે તેઓની દૃષ્ટિ હોતીજ નથી. સાચા શત્રુ સુભટોની સાથેજ ઘોર રણુસંગ્રામ કરે છે અને સર્વ પરાક્રમ ફેરવી તેઓને એવા નિર્માલ્ય બનાવી દે છે કે તેઓ તેમની સન્મુખ દૃષ્ટિપાત પણ કરી શકતા નથી. શાસ્ત્રકારો પણ એજ ફરમાવે છે કે—જો તમારામાં સાચું પરાક્રમ હોય તો પ્રથમ વિવેકપૂર્વક તમારા ખરા દુશ્મનોને શોધો અને નિડર થઇને તેની સામા ધસી, તેઓનો પરાજય કરી, જયવરમાલા અંગીકાર કરો, પરંતુ સાચા દુશ્મનને શોધી તેની સાથે યુદ્ધ કરનારા શુરવીરો કોઇ કોઇ જવલ્લેજ મળી આવે છે. તેઓનામાં રહેલી શુરતાની સાચી કસોટી તેજ રણુસંગ્રામમાં થાય છે, તે કસોટીમાં પસાર થયા પછીજ તેઓ સાચા શુરવીર કહી શકાય છે. પરંતુ મોહરાજાના સામ્રાજ્ય નીચે રહેલા મોહાંધ પ્રાણીઓ મોહનીયકર્મની વિકળતાથી આ શુરતાને ઝીલી શકતા નથી.

વિવેકી છતાં પણ **સુંદરરાજા** આ અવસરે ભૂલ્યો; મોહદશાને લઇને પોતાની પ્રકૃતિને રોકી શકયો નહિ અને સાર્થવાહ પ્રત્યે કઠોર સજા કરવા પ્રયત્નવાન થયો, પણ વિવેકી રાણીએ આકૃતિદ્વારા રાજાનો આંતરિક અભિપ્રાય જાણી પોતાનું અસાધારણ ઔદાર્ય ઝળકાવ્યું—પોતાના પ્રિયતમને વિજ્ઞપ્તિ કરી કે—

'સ્વામિનાથ ! આપ આમ એકાએક રોષાયમાન શા માટે થાઓ છો, આ સાર્થવાહ તો આપણો ખરેખરો ઉપકારી છે માટે તેના પ્રત્યે આપણે દુષ્ટ ભાવના કદી પણ નજ કરી શકીએ, કારણકે આપણી ઉપર આવી પડનાર રાજ્યાવસ્થાનો ત્યાગ, અટવીનું ઉલ્લંઘન, દારૂણ દુઃખ, અસહ્યવિયોગ વિગેરે વિગેરે વિપત્તિઓ દૈવના દરબારમાં નિર્માણ

થયેલીજ હતી જેમાં કાંઇ પણ નવું થવુંજ ન હતું, પ્રત્યુત સાર્થવાહે તો અત્યાર સુધી મારૂં રક્ષણ કર્યું અને દેશાંતરમાં ભ્રમણ કરતો મને પણ અહિંઆ સાથે લેઇ આવ્યો અને આજે ચિરકાલથી વિયોગી આપણો બન્નેનો અણચિંત્યો સમાગમ થયો, ત્યારે આપણી આ સ્થિતિમાં સાર્થવાહ આપણો સાચો સહાયકજ નિવડયો માટે આપણે તેની ઉપર અપકાર કરવાની ભાવના સરખી પણ નજ રાખવી જોઇએ.' આ પ્રમાણે દયાળુ રાણીએ કોપશામક પ્રશમરસવાહી મધુર વચનોથી રાજાનો રોષ શમાવ્યો. સુજ્ઞરાજા વસ્તુસ્થિતિનો જાણ હોઇ પોતાના હૃદયને વિકલ્પ કલ્લોલોથી વ્યાકુળ નહિ કરતાં સ્તિમિત ઉદધીસમાન સ્થીર અને શાંત બનાવ્યું અને એ સ્થીરતા અને શાંતિના પ્રભાવે ભ્રુકુટીનો ભંગ અને નેત્રમાં રહેલી રકતા ઉભયદોષ નિર્મૂલ વિનાશ પામ્યા ઔદાર્યવાન રાજા પ્રશમપરિણતીથી કટ્ટરવિરોધી સોમદેવ સાર્થવાહ પ્રત્યે પણ સ્નેહની દૃષ્ટિએ જોવા લાગ્યો.

ક્ષીરનીરનું પ્રથક્કરણ કરી ક્ષીરમાત્રગ્રાહી હંસસમાન વિવેકી રાણીએ સાર્થવાહે કરેલા ઘોર અપકારમાંથી પણ ઉપકાર તારવી કાઢી પ્રિયતમ સમક્ષ પ્રગટ કર્યો. રાજા પણ રાણીની આ ચતુરાઈથી અને અપકારી પ્રત્યે પણ ઉપકાર દૃષ્ટિથી શાંત બની ગયો અને તેના પ્રત્યેના નિઃસિમ સદ્ભાવને લઇને તેણીનું વચન માન્ય કર્યું. પરિણામે ત્રુટતી સાર્થવાહની જીવનદોરી અખંડિત રહેવા પામી.

દુનિયામાં સર્વ કોઇ જંતુને જીવવું એજ વહાલું છે. વિષ્ઠામાં રહેલા એક ક્ષુદ્ર કીડાથી માંડીને મહાન ઇંદ્ર સુધીના કોઇ પણ પ્રાણીને મરણ સંબંધી વાત પણ પ્રિય લાગતી નથી અને તેથીજ ઇહલોક વિગેરે સાત ભય પૈકી મરણભય એ મ્હોટામાં મ્હોટો ભય છે. સાર્થવાહ પણ આ ભયથી મુંઝાતો હતો પણ રાજાના અભય વચનથી તે પણ અંતરમાં આલ્હાદ પામ્યો પરંતુ લજ્જાથી નમ્રમુખેજ રહ્યો.

વાંચકો ! જે સોમદેવે પોતાના વ્હાલા પતિનો વિયોગ કરાવ્યો અને શીયલથી ભ્રંશ કરવા ખાતર અસહ્ય યાતનાઓ ઉત્પન્ન કરી, છેવટે જેના અંતરમાં બલાત્કાર સુધીનું અધમકાર્ય કરવાની ભાવના પણ થઇ આવી તે સાર્થવાહ પ્રત્યે પણ ઉદાર રાણીએ પોતાની ઉત્તમતાજ પ્રગટ કરી અને એ તો સ્પષ્ટજ છે કે ગુલાબવાટિકાને સ્પર્શ કરીને આવતો સમીર અવશ્ય સુગંધીજ આપે. પોતાના કટ્ટા શત્રુ પ્રત્યે પણ રાણીએ સન્મિત્રની ગરજ સારી અને હંમેશને માટે તેના અંતઃકરણમાં અને વાણીમાં પોતાનું સ્મરણ અને યશોગાન મૂકયું. સામાન્યતઃ દુનિયામાં ઉત્તમ જનની સ્થીતિ ઘણી ઉમદા હોય છે. તેના વિશાળ હૃદયમંદીરમાં સમગ્ર સૃષ્ટિમંડળ સમાઈ શકે છે. કહ્યું પણ છે કે—

**अयं निजः परो वेति, गणना लघुचेतसाम् ।**
**उदारचरितानां तु, वसुधैव कुटुम्बकम ॥**

'આ' મારો અને 'આ' પર આવી તુચ્છ ગણના ક્ષુદ્રસત્ત્વપ્રાણીઓના અંતરમાંજ પ્રાદુર્ભાવ પામે છે, નિર્માલ્ય અંતઃકરણ સિવાય આવી ભાવનાઓ કદી પણ ઉદ્‌ભવેજ નહિ, ત્યારે ઉદાર ચારિત્રસંપન્ન પ્રાણીઓના નિર્મલ અંતઃકરણમાં આખી દુનિયા મારી પોતાનીજ છે એવી ભાવના સ્કુરે છે અને તેના શ્રેયમાંજ પોતાનું શ્રેય માને છે, તેઓના નિર્મલ હૃદયપટપર સ્વાર્થાન્ધતાની છાયા સરખી પણ પડતી નથી, માટેજ તેઓના સઘળા પ્રયત્નોમાં સર્વનું કલ્યાણ સમાયેલું હોય છે.

રાણી **મદનવલ્લભાએ** તો ઉત્તમ પ્રાણીઓના આ સામાન્ય નિયમનું પણ ઉલ્લંઘન કરી પોતાની ઉત્તમતાની પરાકાષ્ટા પ્રગટ કરી. ઘોર અપકારી પ્રત્યે પણ હૃદયના ઉમળકાપૂર્વક ઉપકાર કરવાની ભાવના થઈ. સ્વાભાવિક જાતિ પરત્વેજ જેઓનામાં તુચ્છતાનો વાસ હોય તેમાં જ્યારે આવું ઔદાર્ય દૃષ્ટિગોચર થાય તો તે જગતના પ્રાણીઓને આશ્ચર્યમગ્ન કરે એમાં કાંઇ નવાઇ નથી. હવે નિર્માણ કરેલો રાજા રાણીનો ચિરકાલીન વિયોગ દૈવેયોગે આજે સમાપ્ત થયો.

સાર્થવાહના સમુદાયમાં બનેલા આ સઘળા બનાવની હકીકત વાયુવેગે આખા શ્રીપુરનગરમાં ફેલાઇ ગઇ. રાજમહાલયોમાં રહેલા સામંતો મંત્રીશ્વરો વિગેરે અધિકારીમંડળમાં પણ આ વાત પ્રચાર પામી. સઘળાઓ આ હકીકત સાંભળીને આશ્ચર્ય પામ્યા અને ચિરકાલથી રાજાની વિયોગી રાણીના દર્શનની ઉત્કંઠા ધરાવતા સાર્થવાહના સમુદાયમાં આવી પહોંચ્યા. આ બાજુએ નગરશેઠ વિગેરે પ્રજાવર્ગનો મ્હોટો સમુદાય રાજા સમક્ષ આવી હાજર થયો. આ અવસરે મનુષ્યોના મ્હોટા સમુદાયથી નગર બહારનો વિસ્તીર્ણ પ્રદેશ પણ અતિ સંકડામણવાળો થઇ ગયો અને સમગ્ર આકાશમંડળ પણ મનુષ્યોના બહુરૂપી કોલાહલમય શબ્દથી વ્યાપ્ત થયું. ત્યાં રહેલા સર્વ કોઇ મનુષ્ય માત્ર રાણીનાજ દર્શનની ઉત્કંઠા ધરાવતા ઉભા હતા. રાજાએ પણ તેઓની અભિલાષા પૂર્ણ કરવાનો પ્રબંધ રચ્યો. તરતજ પોતાની પાસે રહેલા મંત્રીશ્વરને બોલાવી અવસરોચિત રાણીને યોગ્ય દિવ્ય વેષ, અલંકાર વિગેરે સામગ્રી લાવવાની આજ્ઞા કરી. મંત્રીશ્વરે પણ તેના માટે પોતાના માણસને શીઘ્ર વેગથી રાજદરબારમાં મોકલ્યો. તે પણ જલ્દીથી સ્વામીનું કાર્ય કરી પાછો ફર્યો અને મંત્રીશ્વરના હાથમાં દિવ્ય વેષ, અલંકાર વિગેરે અર્પણ કર્યા. રાજાની ઇચ્છાનુસાર મંત્રીએ સખીઓ મારફત રાણીને સ્નાન વિલેપન વિગેરે કરાવી પાસે રહેલા દિવ્ય વસ્ત્રાલંકારો સખીઓને આપ્યા અને તેમણે રાણીના અંગ ઉપર યથાસ્થાને નિવેશ કરી તેની રમણીયતામાં વધારો કર્યો. ત્યારપછી છત્ર ચામર વિગેરે સર્વ રાજ્યચિન્હથી શોભિત રાજા રાણીની સાથે સજ્જ કરેલા હસ્તિસ્કંધ ઉપર આરૂઢ થયો અને દર્શનોત્કંઠિત મનુષ્યોની ઇચ્છા પરિપૂર્ણ તૃપ્ત કરી. આ અવસરે જનસમુદાય વિશુદ્ધ હૃદયથી મુક્ત કંઠે ઉભયના પ્રેમની પ્રશંસા કરવા લાગ્યો.

ત્યારબાદ નવપરિણિત વધુની જેમ સ્ત્રી વિગેરે સમુદાયથી પ્રસન્ન દૃષ્ટિએ જોવાતા આ પ્રેમી યુગલે વિવિધ પ્રકારના વાજીં-

ત્રોના ગંભીર સ્વર અને કલકંઠ રમણીઓના માંગલિક મધુર ગીતપૂર્વક મહોત્સવવડે નગરમાં પ્રવેશ કર્યો અને અનુક્રમે આખા શહેરમાં ફરી સર્વ સમુદાય સહિત સુંદરરાજા પોતાના ધવલમંદીરમાં આવી પહોંચ્યો.

પુણ્યશાલી રાજાને પુણ્યના યોગે એકાએક રાણીનો સમાગમ થયો અને બન્ને પુત્રોનો સમાગમ તો પોતાના સ્વાધિનમાંજ હતો. જલ્દીથી સેનાપતિને બોલાવ્યો અને તે બન્ને સિપાઇઓને બોલાવી લાવવાની આજ્ઞા કરી. તરતજ તેણે તે બન્નેને ત્યાં હાજર કર્યા. તે બન્નેને જોઇને નેત્રમાંથી હર્ષાશ્રુને વર્ષાવતા સુંદરરાજાએ પોતાના બન્ને વ્હાલા પુત્રનું અતિશય સ્નેહપૂર્વક દૃઢ આલિંગન કર્યું અને તેઓના વિયોગથી ઝુરતી રાણી મદનવલ્લભાને બન્ને પુત્રોનો સમાગમ કરાવ્યો. કીર્તિપાલ અને મહીપાલે પણ હજુ સુધી નહિ ઓળખેલાં પોતાના માતાપિતાને ઓળખ્યા અને તેથી તેઓ પણ અતિશય આલ્હાદ પામ્યા. આ સઘળો વિચિત્ર બનાવ જોઇ સર્વ રાજવર્ગ અને પ્રજાવર્ગ આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગયો.

દુષ્કર્મના ઉદયે લાંબી મુદતથી ભિન્ન ભિન્ન દિશામાં રખડતું આ કુટુંબ પુણ્યના ઉદયે આજે એકત્ર થયું. એકએકને જોઇને સઘળાઓ પોતાના ચિત્ત પ્રસન્ન કરતાં હતાં અને અરસપરસ પોતપોતાના વૃત્તાંત સંબંધી પ્રશ્નોત્તર કરીને અપૂર્વ આનંદરસનો અનુભવ લેતાં હતાં. લાંબા કાળ પર્યંત તેઓએ જે દુ:સહ્ય સંકટો અનુભવ્યાં તેના કરતાં અસંખ્યગુણું આ અવસરે તેઓને સુખ ઉત્પન્ન થયું કે જે માત્ર અનુભવ કરનાર તેઓનો આત્મા અગર કેવલજ્ઞાનીનો આત્માજ જાણે.

વાંચકો ! શયનમંદીરમાં કુળદેવીએ દર્શાવેલો દુષ્કર્મનો વિપાક આખા કુટુંબે સમતાપૂર્વક સહન કરી વચમાં આવતાં વિઘ્નોને દૂર કરી નાંખ્યાં. આ વિઘ્નકંટકોને દૂર કરવામાં રાજા અને રાણીએ અસાધારણ પરાક્રમ ફોરવ્યું. પ્રાણાન્તે પણ પોતાના સદ્વર્તનથી લેશ માત્ર પણ ચલાયમાન ન થયાં, તેમાં પણ સુંદરરાજાએ જે પુરૂષાર્થ ફોરવ્યું તેમાં તો તેણે

હદજ કરી. ક્યાં તે કૌટુમ્બિક સ્ત્રી અને દેવરમાણીના વિષમિશ્રિત વિષમ વિષયકંટકના પ્રહાર અને ક્યાં તે સુંદરરાજાની કદલીસ્તંભ સમાન કોમલદેહ! પરંતુ સાત્વિકશિરોમણી સુંદરરાજાએ તે અવસરે કોમલ દેહને માનસિક શક્તિદ્વારા એવી તો કઠીન વજ્રમય કરી દીધી કે જેના ઉપર તે તિક્ષ્ણ વિષયકંટકો લેશમાત્ર પણ અસર કરી શકયા નહિ.

વાંચકો! આ ઉપરથી આપણે જોયું કે પૂર્વ ભવમાં ઉપાર્જન કરેલા દુઃકર્મના ઉદયે સુંદરરાજાની સઘળી શોભા લુપ્ત પ્રાય થઈ ગઈ હતી અને પોતે તથા પોતાનું કુટુંબ વિષમ આપત્તિમાં ઘેરાઈ ગયું, પરંતુ સ્વભાવતઃ પ્રગટ થયેલા સત્ત્વે અને વિશુદ્ધ હૃદયથી પાળેલા શીલવ્રતે એ વિષમ આપત્તિની ઘનઘટાને વિખેરી નાંખી સુખના દિવસો પ્રગટ કર્યા.

આ પ્રમાણે શ્રીપુરનગરમાંજ સુંદરરાજા પોતાની પ્રાણપ્રિયા મદનવલ્લભા અને બન્ને પુત્રો કીર્તિપાલ અને મહીપાલની સાથે દેવલોકસમાન સુખમાં પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૨ મું.

## સુબુદ્ધિમંત્રીનો સંદેશ.



એક વિશાળ નગરની અંદર આવેલા રાજમહાલયના ગવાક્ષમાં કોઈ એક ભવ્યાકૃતિવાળો મનુષ્ય આકાશ તરફ દૃષ્ટિ રાખી વિચારસાગરના ઉછળતા તરંગોમાં તણાઈ રહ્યો હતો. તેની મુખાકૃતિ બિલકુલ નિસ્તેજ જણાતી હતી. વારંવાર તેના મુખમાંથી વિચિત્ર પ્રકારના વ્યક્ત ઉદ્ગારો નિકળતા હતા. “હા! હતાશ વિધિ! તારી વક્ર ગતિ કોઇથી કળી શકાતી નથી.* * *ઘણો સમય વીતિ ગયો છતાં પણ હજુ તેનું ઉપકારી દર્શન, અગર તે કયે સ્થળે છે તે

સ્થાનની પણ ભાળ મળી નહિ* * *તેમના વિના આમ શુન્યચિત્તે ક્યાં સુધી બેસી રહેવું* * *ભાવિ હિતખાતર આજ્ઞાખંડન દોષરૂપ નથી.* * *પણ અરે મારાથી તેમના વચનનો અનાદર શી રીતે થાય.* * *એકાંત હિતવત્સલની આજ્ઞામાં કાંઇને કાંઇ નવું તત્ત્વ સમાયલુંજ હોય છે* * * શું ! એમાંજ એમણે અમારી અને પોતાની ભાવી સુખમય જીવનરેખા જોઇ હશે !* * *હા એમજ હોય તો ના નહિ. * જો કે વિશ્વસ્ત પ્રત્યે વિશ્વાસઘાતી મહા પાપી છે તો પણ હવે તો આ ચંચળ અંતઃકરણ ઘણું અધીરૂં બને છે * * * ગમે તેમ પણ અવશ્ય તેને શોધવા માટે કાંઇ પણ પ્રબંધ કરવોજ જોઇએ." તે વ્યક્તિના આ ઉપર જણાવેલા ત્રુટક વાકયોના ઉચ્ચારથી સહજ એટલું અનુમાન થઈ શકે કે તેના અંતઃકરણમાં ઘણા કાલથી વિયોગી પોતાના નિકટ ઉપકારી મનુષ્યનું સ્મરણ હોવું જોઇએ અને તેને મેળવવા માટે શું પ્રયત્ન કરવો તે સંબંધી વિચારમાં પણ વારંવાર તેનું હૃદય લીન થતું હોવું જોઇએ.

ગવાક્ષમાં રહેલી આ વિચારક વ્યક્તિના અંતરમાં ઉદ્‌ભવતા આ વિચારો નૂતન નહોતા. ઘણી વખતે આજ વિચારો તેના હૃદયને સ્પર્શી ચુક્યા હતા પરંતુ વારંવાર તે વિચારોનું મનમાન્યું સમાધાન કરી ગુશીબતે પણ પોતાના ચિત્તને શાંત પમાડતો હતો અને અન્ય કાર્યમાં વ્યગ્ર થતો હતો પણ દિવસે દિવસે તે વિચારોએ પોતાના અસ્તિત્વને એવું મજબુત બનાવ્યું કે સામાન્ય સમાધાનો તેની આગળ કશું કાર્ય કરી શક્યા નહિં. પરિણામે જ્યારે એકપણ સમાધાન તેની કસોટીએ ચડી શક્યું નહિં ત્યારે તે થાકયો અને હૃદયની સાથે ચોક્કસ નિર્ણય કર્યો કે 'ગમે તેમ થાઓ પરંતુ કોઇપણ ઉપાયે અવશ્ય તેઓને શોધી કાઢવાજ જોઇએ.'

રાજમહાલયના ગવાક્ષમાં રહેલી આ એકજ વ્યક્તિ આવા વિચારો કરી રહી હતી એટલુંજ નહિ પણ નગરના પ્રત્યેક વિભાગમાં એજ વાતાવરણ ફેલાઇ રહ્યું હતું. કુવાકાંઠે

પાણી ભરવા આવતી સ્ત્રીઓના મુખમાંથી પણ એજ વિચારને અનુસરનારા ઉદ્‌ગારો નિકળતા હતા. બજારમાં કે ચોરા ઉપર, સામાન્ય ઝુંપડાઓમાં કે શેઠીઆઓની હવેલીમાં એજ વિચારોનું સામ્રાજ્ય સ્થપાયું હતું. પરંતુ આ સર્વ વિચારોનું કેંદ્રસ્થાન ગવાક્ષમાં રહેલી વ્યક્તિજ હતી કારણકે આ વિચારોને અંગે શું અમલ કરવો વિગેરે કુલ સત્તા તેનાજ સ્વાધિનમાં હતી.

હૃદયમાં વાસ કરીને રહેલી તે ઉપકારી વ્યક્તિના ગુણોનું સ્મરણ થવાથી વારંવાર તેનું અંતઃકરણ રૂદન કરતું હતું. તેના અસહ્ય વિયોગથી તેની કુશાગ્ર સમાન તિક્ષ્ણ બુદ્ધિ પણ કુંઠિત થઇ જતી હતી. પોતાની પ્રબલ સત્તાને પણ તે તરણા સમાન માનતો હતો અને કુલ સત્તાને અંગે પ્રાપ્ત થયેલી વિપુલ ઋદ્ધિનું સુખ પણ તેને અતિ અનિષ્ટ લાગતું હતું. ટુંકાણમાં કહીએ તો કોઇપણ કાર્યમાં તેનું મન ખુંચતુંજ ન હતું, જો કે પોતાને માથે આવી પડેલી ફરજનો નિર્વાહ કર્યા વિના તો તેનો છુટકો જ ન હતો. તે કાર્ય તો અવશ્ય તેને કરવુંજ પડે તેમ હતું માત્ર તેમાં તેને રસ તો નહોતોજ આવતો. આ પ્રમાણે અનેક વાર તે વ્યક્તિ ઉપર્યુક્ત વિચારશ્રેણિમાં ગરકાવ થઇ જતી હતી અને તેને લઇને ઘણી વાર તે પોતાના કાર્યને વીસરી જઇ જડની જેમ સ્થીર થઇ જતો હતો. કેટલીક વખતે તો પોતાની પાસે કોણ ઉભું છે પોતે કયા સ્થાનમાં છે, તેનું પણ ભાન તેને રહેતું નહિ.

એક અવસરે ફરી પણ તે પુરૂષ તેજ વિચારોને મગજમાં ભમાડતો પોતાના આવાસમાં બેઠો હતો. ફરી પણ હૃદયને ચપળ દોલા ઉપર આરોહણ કરાવ્યું. ઘડીમાં હૃદય સાથે ચોક્કસ નિર્ણય કર્યો કે બસ હવે તો સર્વત્ર સ્થળે તેમની ભાળ મેળવવા માટે હું મારા માણસોને મોકલીજ દઇશ કારણકે અત્યાર સુધી તેમની આજ્ઞાનુસાર રાહ જોઇ બેસી રહ્યો. પરિણામ શુન્ય જેવું જણાયું. વળી ઘડીમાં

વિચાર ફરી ગયો કે અરે! અનુલ્લંઘનીય તેમની આજ્ઞા મારાથી શી રીતે ઉલ્લંઘન કરી શકાય! રખે તેમાં તેઓનું અહિત સમાયું હોય તો. આ પ્રમાણે ઘણીવાર તેના વિચારોનું પરિવર્ત્તન થવા લાગ્યું પણ છેવટે પ્રતિબંધકોનો વિચાર બાજુ પર મુકી સ્વસ્થ ચિત્તે નિર્ણય કર્યો. બસ હવે તો હમણાંને હમણાંજ સર્વ દિશા અને વિદિશાઓમાં સત્વર મારા માણુસોને મોકલી ભાગ્યવાનની ભાળ મેળવું. આમ વિચાર કરી એકદમ તે પોતાના આસન ઉપરથી ઉઠયો.

એટલામાંજ પોતાના આવાસની અંદર અંતરમાં આનંદની ઉર્મીઓ ઉત્પન્ન થવાથી બાહ્યથી હર્ષપૂર્ણ હૃદયવાળો કોઇ મનુષ્ય તેજ વ્યક્તિને શોધતો ત્યાં આવી પહોંચ્યો. તેની મુખાકૃતિ ઉપરથી તેવો ભાસ થતો હતો કે તે મનુષ્ય કાંઇ શુભ સમાચાર કહેવાને માટે આવતોજ હોય નહિ કે શું? આવાસમાં રહેલી વ્યક્તિએ આવનાર વ્યક્તિનું ઉચિત સન્માન કરી તેને યોગ્ય આસને બેસવાનું કહ્યું. શુભ સમાચાર લઈને આવેલા આ મનુષ્યે પોતે જાણેલા સઘળા સમાચાર તેને કહી સંભળાવ્યા જેથી અત્યાર સુધી ચિંતાગ્રસ્ત અવસ્થામાં રહેલા તે ભાગ્યશાળીના મુખ પર એકદમ હર્ષની લાલી આવી ગઇ, આનંદના ઉભરાથી તેનું હૃદય ભરાઈ ગયું, તેની સઘળી ચિંતાઓ વિનાશ પામી અને ત્યાર પછી અરસપરસ બન્ને જણાઓ સાંભળેલા શુભ સમાચાર સંબંધી વિચારોની આપલે કરવા લાગ્યા.

વાંચકો! આનંદરસની લહેરોમાં ક્રીડા કરતા આ બન્ને ભાગ્યવાનને આજ આવાસમાં વાર્તાલાપ કરતા રહેવા દઇ આપણે જોઈએ કે શ્રીમાન્ સુંદરરાજાની અભિનવ રાજધાની શ્રીપુરનગરના રાજદરબારમાં શું બનાવ બની રહ્યો છે?

એક અવસરે આપણી કથાનો નાયક સાત્વિકશિરોમણી સુંદરરાજા સભામંડપના મધ્યભાગમાં રત્નજડિત સુવર્ણમય આસન ઉપર અલંકૃત થયો હતો. એક બાજુએ અનેક શુરવીર સામંત રાજાઓ પોતપોતાની યોગ્યતાને અનુસાર

બીછાવેલા આસનો ઉપર બિરાજમાન થયા હતા ત્યારે બીજી બાજુએ બુદ્ધિનિધાન વિચક્ષણ મંત્રીઓની શ્રેણી યોગ્યતા મુજબ આસન ઉપર બેસી ગઇ હતી, તે સિવાય અન્ય રાજવર્ગ તથા દેશાન્તરથી આવેલા અને નગરમાં વસતા અનેક વ્યવહારીઆઓ વિગેરે પ્રજાવર્ગનો મ્હોટો સમુદાય દરબારમાં હાજર થયો હતો. આ પ્રમાણે મનુષ્યની મેદનીથી ભરપુર દબદબાભર્યો દરબાર સુંદરરાજાની શોભામાં વિશેષ વધારો કરતો હતો. દરબારમાં અનેક રાજકાર્યો સંબંધી બુદ્ધિશાળી વિદ્વાનવર્ગ પોતાની બુદ્ધિ અને વિદ્વતાને અનુસાર યોગ્ય સલાહ આપી વિશેષ પ્રકારે રાજાની પ્રીતિ સંપાદન કરતા હતા.

આ અવસરે સભામંડપના દ્વારમાં એક માણસે પ્રવેશ કર્યો. રાજા વિગેરે સર્વ સભાની દૃષ્ટિ તેની તરફ વળી અને આવેલો માણસ શું કહે છે તે સાંભળવા સઘળાઓ તત્પર થયા. સભામંડપમાં આવેલો માણસ કચેરીનો દ્વારપાલજ હતો. તેણે રાજા સન્મુખ આવી પ્રણામ કરી નમ્રવદને વિજ્ઞપ્તિ કરી કે મહારાજાધિરાજ! આ ભૂમિપર અલકાપુરી સમાન અખંડ ઋદ્ધિપૂર્ણ ધારાપુરનગરથી સંદેશો લઇને કોઇ સંદેશહારક હજુરની પરિષદ્ સમક્ષ આવવાની ઇચ્છા ધરાવે છે અને તે આપની આજ્ઞાની રાહ જોતો સભામંડપની બહારજ ઉભો છે. કૃપાનાથ! આપની શી આજ્ઞા છે? તેને આપની હજુરમાં મોકલું કે કેમ?

"ધારાપુર" એ શબ્દ સાંભળતાંની સાથેજ રાજાની મુખાકૃતિમાં પ્રસન્નતા સ્પુરાયમાન થઇ તેમજ હૃદય વિકસ્વર થયું. બેશક રાજા અતુલ કષ્ટને અંતે પ્રાપ્ત થયેલા આ રાજવૈભવના સુખમાં પોતાની રાજધાની, સુબુદ્ધિ પ્રમુખ પોતાના વિશ્વાસુ મંત્રીઓ, અન્ય રાજવર્ગ તેમજ પોતાના વિયોગથી સંતપ્ત અને પોતાનાપ્રત્યે નિ:સિમ પ્રેમ ધારણ કરનાર પ્રજાવર્ગને પણ ભૂલી ગયો હતો, જેથી ધારાપુર શબ્દ સાંભળતાંજ સુબુદ્ધિમંત્રી પ્રમુખ સર્વ રાજવર્ગ તેમજ પ્રજાવર્ગ

તેની દૃષ્ટિ આગળ તરી આવ્યો. સુંદરરાજાએ એકદમ દ્વારપાલને આજ્ઞા કરી કે જલ્દીથી તે માણસને સભામંડપમાં મોકલ ! રાજાની આજ્ઞા મળતાંજ નમસ્કાર કરી દ્વારપાલ સભામંડપની બહાર નીકળ્યો અને ધારાપુરથી આવેલા સંદેશહારકને સભામાં પ્રવેશ કરાવ્યો. તે પણ રાજાની સન્મુખ આવ્યો અને ઘણા લાંબા કાળે સ્વામીનાં દર્શન થયાં તેથી તેને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. પ્રફુલ્લિત વદને નમસ્કાર કરી ધારાપુરથી લાવેલો પત્ર રાજાના ચરણપંકજ સમક્ષ મુકયો. સભામંડપમાં સઘળા સભાસદો લેખમાં લખેલી હકીકત જાણવાને તીવ્ર જીજ્ઞાસુ થયા. પોતાની અને જીજ્ઞાસુ સભાસદોની ઇચ્છા પાર પાડવા માટે સંદેશાવાંચનાર રાજાનો વિદ્વાન અંગલેખક પણ રાજા તરફથી સંદેશો વાંચવા માટે આજ્ઞાની રાહ જોતો તેની સન્મુખ અનિમેષ દૃષ્ટિએ જોઇ રહ્યો હતો. રાજાએ પ્રગટપણે તે લેખ વાંચી સંભળાવવા માટે અંગલેખકને આજ્ઞા કરી તેણે પણ નમન કરી સ્મિત વદને લેખ હાથમાં લીધો અને ઉઘાડીને સર્વ સભાસમક્ષ પ્રગટ શબ્દોથી વાંચવાનો પ્રારંભ કર્યો. આ અવસરે સર્વ જનતાનાં નેત્ર, અંતઃકરણ અને કર્ણયુગલ આ ત્રિપુટીએ એકજ સ્થળે પોતાની સ્થિરતા કરી હતી.

સ્વસ્તિ શ્રી શ્રીપુરનગરમધ્યે ક્ષત્રીયવંશવિભૂષણ; સોભાગ્યનિધિ, અસાધારણ પરાક્રમી, મહાપરાક્રમીશત્રુઓને પણ હંફાવનાર, ન્યાયધર્મવત્સલ, પ્રજાપાલક, ધીરોદાત્ત, પરનારી સહોદર, દિગ્કન્યાઓના કર્ણને કીર્તિરૂપ કમલોથી અલંકૃત કરનાર, મહારાજાધિરાજ શ્રીમાન સુંદરપ્રભુના ચરણકમલમાં–

ધારાપુરનગરથી લી. આપનો આજ્ઞાંકિત અનુચર સુબુદ્ધિ બહુમાનપૂર્વક આપને નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરે છે કે–આપની અનુપમ કૃપાથી અમો અત્રે સુખશાંતિમાં છીએ, આપની સુખશાંતિના સમાચાર સેવકને કૃપા કરી દર્શાવશોજી.

વિશેષ વિજ્ઞપ્તિ જે આપના વિરહકાળે આપે ફરમાવેલી શિરસાવંદ્ય આપની પરમપવિત્ર આજ્ઞાનુસાર પ્રભુપાદપંકજની સેવાનો ઉત્કટ અભિલાષી આપનો સુબુદ્ધિસેવક આપના

વિપુલ રાજ્યને અનાબાધપણે તેવી ઉન્નત સ્થીતિમાં જાળવી શકયો છે. આપની આજ્ઞાનું અખંડ પાલન કરવું એ મારી ફરજ છે અને તે ફરજને હું અદા કરી રહ્યો છું. આપ જેવા પ્રજાવત્સલ સ્વામીનો વિરહ છતાં પણ શ્રીપુરનગરનો જનસમુદાય આપના પવિત્ર નામનું સ્મરણ કરતો માત્ર આપના વિયોગજન્ય દુઃખને છોડીને રાજ્ય તરફથી કે પ્રજા તરફથી કોઈપણ પ્રકારના ઉપદ્રવવિના નિર્વિઘ્ને આનંદમાં દિવસો નિર્ગમન કરી રહ્યો છે, તે સઘળો પ્રભાવ આપ પ્રજાવત્સલ મહારાજાનોજ છે. આપના પ્રબળ પુણ્યોદયે એક પણ પ્રતિસ્પર્ધી રાજા કે એકપણ વિઘ્નસંતોષી અન્ય મનુષ્યનો ઉદય થયો નથી કે જે રાજનીતિમાં કે પ્રજાના સુખમાં વિઘ્ન નાંખી શકે આવા વિપુલ સુખમાં ઉછરતી પ્રજા માત્રએકજ દુઃખે કરી દુઃખી છે. એ દુઃખથી તેઓનું સઘળું સુખ દુઃખમિશ્રિત થઈ રહ્યું છે. કૃપાનાથ! એ દુઃખ દૂર કરવાનો અમોઘ ઉપાય આપને હસ્તગત છે, તે દુઃખ માત્ર આપનો ચિરકાલીન વિરહ છે. સ્વામીનાથ! અમોને આપના પવિત્ર દેહની શીતલ છાયાનો આશ્રય આપો. આપના કર્ણરસાયન સુધામય મધુર આજ્ઞાવચનોથી અમારા કર્ણયુગલને પવિત્ર કરો અને આપના પ્રફુલ્લ વદનચંદ્રની દિવ્ય પ્રભા સેવકોના નિમિલિત હૃદયામ્બુજને વિકસિત કરો! આપને અધિક શું કહીએ. પ્રભુ! આપના ચિરકાલ વિરહથી અતિશય વ્યથિત આપનો આ ચર્ણરજ સેવક, તથા રાજ્યના નિપુણ હિતચિંતક સામંત રાજાઓ, તથા નિમકહલાલ અધિકારીવર્ગ, તેમજ સમસ્ત પ્રજામંડળ, ચકોરપક્ષી જેમ ઉજ્વલ અને શીતલ કિરણોથી વ્યાપ્ત ચંદ્રદર્શનની ઇચ્છા ધરાવે, ચક્રવાકી જેમ પ્રચંડ રશ્મિવાન સૂર્યદર્શનની અભિલાષા કરે, ચાતકપક્ષી જેમ મેઘરાજાની રાહ જોયા કરે, કોકિલપક્ષી જેમ વસન્તઋતુની સમીક્ષા કરે, તેવીજ રીતે અતિઉત્કંઠિતહૃદયથી પ્રભુદર્શનની વાંછા કરે છે; માટે સ્વામિનાથ! આપને વિશેષ શું કહીએ. આપ કૃપાલુએ અમારી ઉપર કૃપા કરવી

જોઈએ. અન્તિમ પ્રાર્થના એજ કે અમારી ઉપર પ્રસન્ન થઇને શીઘ્રતાથી આપ આ ભૂમીને આપની પવિત્ર ચરણ-રજથી પુનિત કરો.

ધારાપુર રાજમહાલય } લિ. આપનો આજ્ઞાંકિત અનુચર સુબુદ્ધિના સહસ્ત્રશઃ વંદન.

વાંચકો સમજી શક્યા હશે કે અનેક વિચારમાં મશગુલ, રાજમહાલયના ગવાક્ષમાં રહેલો ભવ્ય આકૃતિવાળો મનુષ્ય, શયનમંદિરમાં કુળદેવીએ કહેલાં વચનથી કષ્ટ સહન કરવા દેશાંતરમાં પ્રયાણ કરતી વખતે સુંદરરાજાએ રાજ્યની આબાદી સાચવવા માટે યોગ્ય જાણી અખુટ દોલતવાળી રાજ્યની લગામ જેને અર્પણ કરી હતી અને પોતાની સ્થીતિને અંગે કોઈ પણ પ્રકારની સંભાળ નહિ લેવાને માટે જેને સખ્ત આજ્ઞા કરવામાં આવી હતી, તે મંત્રીશ્વર સુબુદ્ધિ પોતેજ હતો. રાજાની આજ્ઞાને શિરસાવંદ્ય માનનાર પ્રધાનને એજ ભય હતો કે રખે મારી ઉપર આજ્ઞાભંગનો દોષ આવે અને એટલાજ ખાતર આટલા લાંબા વખત સુધી તેને શોધવા માટે કોઈ પણ પ્રકારની હીલચાલ કર્યા વિના વારંવાર અનેક વિકલ્પોથી વ્યામૂઢ થઇને પણ રાજાનો અસહ્ય વિયોગ તેને સહન કરવો પડયો હતો. તે અવસરે પોતાના આવાસમાં રહેલા મંત્રીની પાસે આવનાર માણસ પણ તેનો મિત્ર હતો. તેણે શ્રીપુરનગરની સઘળી હકીકત કોઇ મનુષ્યદ્વારા જાણી હતી અને તેથી ચિંતાતુર મંત્રીને આશ્વાસન આપવા તે શીઘ્ર વેગથી ત્યાં આવી પહોંચ્યો હતો. ત્યારબાદ આપણે જોઇ ગયા કે તેની મારફત સઘળી હકીકત સાંભળી મંત્રીને નવું ચૈતન્ય આવ્યું. કેટલાક વખત સુધી તે બન્ને જણાઓએ સુંદરરાજાના સંબંધીજ કેટલોક વિચાર ચલાવી મંત્રી સુબુદ્ધિએ એક લેખ તૈયાર કર્યો અને કચેરીનો અવસર થતાં તે લેખ લઇ કચેરીમાં ગયો. સામંત રાજાઓ વિગેરે સર્વ સભાસમક્ષ મંત્રીએ સુંદરરાજા સંબંધી પોતે જાણેલી સઘળી હકીકત

જાહેર કરી. આ વૃત્તાંત સાંભળતાં સર્વનાં ચિત્ત અતિશય પ્રસન્ન થયાં અને સર્વના મનમાં એમ થયું કે હવે અલ્પ સમયમાંજ આપણને સ્વામીનો સમાગમ પ્રાપ્ત થશે. ત્યાર પછી તૈયાર કરેલો લેખ સર્વની સમ્મત્તિથી સુંદરરાજા તરફ મોકલ્યો. સુંદરરાજાની હકીકતના શુભ સમાચાર ધારાપુર નગરના પ્રત્યેક વિભાગમાં વાયુવેગે ફેલાઇ ગયા. જે નગર અત્યાર સુધી રાજચિંતાથી શોકાતુર અને નિસ્તેજ જણાતું હતું, તે નગર અલ્પ સમયમાં સ્વામીના માંગલિક સમાચાર સાંભળી હર્ષથી પુલકિત થએલ રાજભક્ત પ્રજાના હર્ષોદ્ગારથી વિકસ્વર થઇ ગયું. પ્રથમથી તે અત્યાર સુધી મંત્રી સુબુદ્ધિ રાજાના સિંહાસન ઉપર સ્વામીનીજ પાદુકા સ્થાપન કરી રાજાતુલ્ય તેની આજ્ઞાથીજ ધારાપુરનગરના રાજ્યનો નિર્વાહ કરતો હતો. આ પ્રમાણે વચમાં સુબુદ્ધિ મંત્રીની અને ધારાપુરનગરની હીલચાલના સમાચાર જાણી લઇ હવે ફરી આપણે જોઇએ કે શ્રીપુરનગરના સુંદરરાજાના દરબારમાં શું બનાવ બને છે.

સુવિદ્વાન અંગલેખકે વાંચેલો ધારાપુરનગરનો સંદેશો સાંભળી સર્વ સભાસદો આશ્ચર્યદૃષ્ટિથી નિહાળવા લાગ્યા. અહો ભાગ્યવાન! ધારાપુરનગરના સ્વામી પણ શું તમેજ છો! અત્યાર સુધી તો આ સર્વ હકીકત અંધારામાંજ રહી. અહો! આ સ્થિતિ છતાં શું ગાંભીર્ય! શું હૃદયની વિશાળતા! આ અવસરે સભામંડપમાં સર્વ કોઇ મનુષ્ય મુક્તકંઠે રાજાની ગંભીરતાનાં વખાણ કરવા લાગ્યાં અને સભાસદોના શબ્દોથી આખો સભામંડપ ગાજી ઉઠયો.

આ વખતે રાજા સુબુદ્ધિમંત્રીના સંદેશામાં લખેલી હકીકત સંબંધી વિચારમાંજ મશગુલ થયો હતો. સુબુદ્ધિનાં પ્રત્યેક વચનો તેના અંતઃકરણમાં રમણ કરતાં હતાં. અહા! કેવો નિમકહલાલ મંત્રી! તેના નિર્મલ અંતઃકરણમાં પોતાના સ્વામીપ્રત્યે કેવું બહુમાન છે તે તેના હૃદયસ્પર્શી ગંભીર અર્થસૂચક વચનોજ કહી આપે છે. વાહ વાહ મંત્રી!

તને તો અનેકશઃ ધન્યવાદ ઘટે છે કે અત્યાર સુધી પણ તેં મારી આજ્ઞાનું સંપૂર્ણપણે પાલન કર્યું, લેશમાત્ર પણ તેમાં તું ડગ્યો નહિ. હું ભૂલ્યો પણ તું ન ભૂલ્યો. મંત્રી ! આ દુનિયામાં તારા જેવા નિમકહલાલ પુરૂષરત્ન શોધ્યા મળવા મુશ્કેલ છે. વળી ધારાપુરનગરવાસી જનોની પણ મારા પ્રત્યે રહેલી અનન્ય ભક્તિનું પણ વર્ણન થઇ શકે એમ નથી. આટલા લાંબા કાળે પણ તેઓના રાગીપણામાં અને ભક્તિ-વાત્સલ્યમાં કિંચિત્માત્ર પણ ન્યૂનતા જણાતી નથી.

મંત્રીના વચન અને કાર્યથી આનંદિત થએલો રાજા સર્વ સભાસમક્ષ પ્રગટ શબ્દોથી બોલ્યો કે આ સૃષ્ટિમંડળ-માં સ્વામીના તેજ સાચા નિમકહલાલ સેવકો કહેવાય કે જેમાં સ્વામીના કાર્યને સિદ્ધ કરવાનું અખુટ બુદ્ધિબળ પ્રાપ્ત થયું હોય અર્થાત્ ચાહે તેવા વિષમ કાર્યની પણ ગુંચ ઉકેલી શકે તેવી તિક્ષણ બુદ્ધિ ધરાવતા હોય. એટલું-જ નહિ પણ વળી જેઓ તે કાર્યને સિદ્ધ કરવા ખાતર અથાગ પ્રયત્ન આરંભી તેને પાર પાડે અને કાર્યને સફળ કરે, આ ઉભય શક્તિની સાથે દરેક અવસરે જેઓનું હૃદય સ્વામિની ભક્તિ અને બહુમાનથી ભરપુરજ હોય, આ ગુણ-ત્રયીની વિદ્યમાનતામાંજ સાચું સેવકત્વ છુપાયેલું છે. જેઓ-નામાં ગુણત્રિપુટીનો વાસ નથી એટલે કે–નથી તો સ્વામી પ્રત્યે હાર્દિક ભક્તિ કે બહુમાન, નથી તો વિઘ્નવિદારક તેવી તિક્ષણ બુદ્ધિ અને નથી તેવી કાર્યસાધક શક્તિ. આ ત્રિ-પુટીના અભાવે તેઓનામાં સાચી સેવા સમાયેલી નથી તેઓ રાજાના નિમકહલાલ નોકરો નહિ પણ કલત્રો (સ્ત્રીઓ) જ સમજવા, આમ કહીને મંત્રીના ગુણથી આ-કર્ષાયેલા રાજાએ પ્રગટ શબ્દોથી મંત્રીની સ્તુતિ કરી અને ત્યારબાદ રાજાએ સભાસમક્ષ પોતાની મૂલ રાજધાની ધારા-પુરમાં જવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

ધારાપુરનગર જવાની પોતાની આંતરિક ઇચ્છાને વ્યક્ત કરતા સુંદરરાજાના શબ્દોએ સભામંડપમાં ભારે કોલાહલ

મચાવી મુકયો. પુણ્યોદયે પ્રાપ્ત થયેલ ગુણવાન સ્વામીનો એકાએક વિયોગ થાય એ કોઇને પણ ઇષ્ટ ન હોય. રાજાના ઉદ્દગારથી ભવિષ્યમાં થનારા વિરહની દુઃખમય છાયા ચારે બાજુએ ફરી વળી. સઘળાઓનાં પ્રફુલ્લિત મુખપંકજ નિસ્તેજ થયાં. સ્વાભાવિક છે કે જે રાજાએ અલ્પ સમયમાંજ પોતાના આદર્શચરિત્રથી સમગ્ર પ્રજાને પોતાના તરફ આકર્ષી, તે રાજાનો વિયોગ થાય તો પ્રજાનું હૃદય અવશ્ય દુઃખાયા વિના નજ રહે. શ્રીપુરનગરના સર્વ પ્રદેશમાં ધારાપુરનગરના સંદેશા સંબંધી અને પૃથ્વીપતિના ભાવી વિરહની હકીકત વાયુની માફક ફેલાઇ ગઈ જેથી ઘણો વર્ગ ઉદાસ જેવોજ જણાતો હતો અને પોતાની બુદ્ધિને અનુસાર ભિન્નભિન્ન પ્રકારના વિચાર અને ઉચ્ચાર કરી રહ્યો હતો. એક બાજુએ મધ્યમ બુદ્ધિવાળા કેટલાક મનુષ્યો અરસપરસ વાર્તાલાપ કરી રહ્યા હતા કે આપણા સુભાગ્યયોગે મળેલા સ્વામી, જેની છત્રછાયામાં રહી આપણે શાંતિનો અનુભવ કરી રહ્યા છીએ તે શું આપણા સર્વની વિનંતિનો અનાદર કરી એકાએક તરછોડીને ચાલ્યા જશે? કદીજ નહિ. આપણે સર્વ મળીને તેમની સમક્ષ અરજ ગુજારીશું. જ્યારે એક તરફ આ સ્થીતિ વર્તતી હતી ત્યારે બીજી તરફ કેટલાક વિચારક બુદ્ધિવાન મનુષ્યો એવો વિચાર કરી રહ્યા હતા કે—જ્યારે આપણને તો તાજેતરમાંજ સુસ્વામીનો સમાગમ પ્રાપ્ત થયેલો છે છતાં પણ તેના વિયોગની વાતથી આજે આપણે બધા કેવા કંપીએ છીએ તો જેઓએ ઘણા લાંબા સમય પર્યંત સ્વામીના સમાગમમાં રહી સુખનો અનુભવ કરેલો તેઓને તેનો વિયોગ કેવો દુઃખકર હશે તે તો આપણી કલ્પનાની પણ બાહ્ય છે, માટે તેઓના સંતપ્ત આત્માને શાંતિ મળે તેમાં આપણે પણ હર્ષ પામવા જેવુંજ છે. મહારાજા સાહેબને જ્યારે ધારાપુર જવાની તીવ્રઇચ્છાજ છે તો આપણે તેની ઇચ્છામાં અને ધારાપુરનગરના પ્રજાવર્ગની શાંતિમાં વિઘ્ન નહિ નાં-

ખતાં મહારાજાને એજ વિજ્ઞપ્તિ કરવાની કે—' સ્વામિનાથ! જો કે આપનો વિયોગ એ અમોને અતિશય દુઃખકર નિવડશે, છતાં પણ અમો આપની ઇચ્છાને રોકી શકતા નથી, આપની જો એજ અભિલાષા હોય તો ભલે તે ઇચ્છાને આપ અનુસરો, માત્ર અમો આપને એટલીજ અરજ કરીએ છીએ કે, ફરીથી આ ભૂમિને આપ શીઘ્રવેગે પવિત્ર કરી અમારા વ્યથિત અંતઃકરણને શાંત કરશો. આપના ઉદાર હૃદયમાં ઉભય પ્રજાને માટે એક સરખુંજ સ્થાન હોય. ધારાપુરની પ્રજા પણ આપનીજ પ્રજા અને શ્રીપુરનગરની પણ આપનીજ પ્રજા. ઉભય પ્રત્યે આપની દૃષ્ટિ તો સમાનજ હોય.' આ પ્રમાણે ભિન્નભિન્ન વિચારકો ભિન્નભિન્ન દિશામાં પોતાની વિચારમાળા વિસ્તારી રહ્યા હતા.

વિચક્ષણ રાજા પોતાના પ્રત્યે પ્રજાનું આવું આકર્ષણ થયેલું છે તે જાણતોજ હતો અને તે આકર્ષણ સ્હેજે તેને સ્તંભિત કરે એ સંભવિત છે. જો મંત્રી સુબુદ્ધિના પત્રથી રાજાના અંતઃકરણનું તેવું આકર્ષણ ન થયું હોત તો અવશ્ય રાજાને પોતાના વિચારો બદલવા પડત પણ તેના સદ્‌ગુણોથી પ્રેરાયેલો રાજા પોતાના વિચારને મક્કમપણે વળગી રહ્યો અને આત્મસાક્ષીએ ધારાપુર જવાનો ચોક્કસ નિર્ણય કર્યો.

સુંદરરાજાએ પોતાના પ્રયાણના આગલા દિવસે એક ગંજાવર સભા ભરી કે જે સભામાં શ્રીપુરનગરમાં વસતા શહેરીઓમાંથી ભાગ્યેજ કોઇક વ્યક્તિની ગેરહાજરી હોય. દરબાર સંપૂર્ણ ભરાયાબાદ સુંદરરાજાએ સુધારસવાહી મધુર વચનોદ્વારા ધારાપુરનગર જવાની પોતાની ઇચ્છા ફરીથી પણ વ્યક્ત કરી અને ત્યાં જવાનાં સઘળાં કારણો સમયસૂચક રાજાએ એવી રીતે વચનોદ્વારા દર્શાવ્યા કે—મહારાજાને ધારાપુર જતા અટકાવવા માટે વિચાર કરતી સ્વામિભક્ત પ્રજા પોતાના વિચારો વચનદ્વારા પ્રકાશિત કરી શકી નહિ. થોડા વખત પહેલાં જેઓ બોલતા હતા કે અમો આજે સભામાં જઇને મહારાજાને આમ કહીશું

તેમ કહીશું, તેઓના હૃદયપર પણ સુંદરરાજાનાં વચનોએ એવી વિજળીક અસર કરી કે રાજાસન્મુખ બોલવું તો દૂર રહો બલ્કે તેઓ પોતાનું માથું ધુણાવવા લાગ્યા. શું મહારાજાની વચન પદ્ધત્તિ ! શું મધુરતા ! શું આદેય વાક્યતા ! શું સામાને સમજાવવાની ચતુરાઈ ! તેઓને પણ એમજ લાગ્યું કે મહારાજાને અવશ્ય ગયા વિના ચાલી શકે એમજ નથી. રાજા ચારેબાજુએ સભાનું નિરીક્ષણ કરી રહ્યો હતો તે એટલાજ માટે કે મારા વાક્યોની સભા ઉપર શી અસર થઇ છે. છેવટે પોતાની ઇચ્છા ફલવતી થઇ એમ જાણી યથાયોગ્ય રીતે સુચવવા યોગ્ય સૂચનાઓ સૂચવવાને પ્રારંભ કર્યો.

પ્રથમ રાજાએ પોતાના રાજ્યવર્ગને ઉદ્દેશીને જણાવ્યું કે, હે સામંતનૃપતિઓ અને મંત્રીશ્વરો ! જો કે મારા જવાથી તમારૂં અંતઃકરણ ગ્લાનિ પામે છે તે હું સારી પેઠે સમજું છું, તમારી મારા પ્રત્યે પૂર્ણ ભક્તિ છે, તમોને છોડીને મારે જવું પડે છે તે મને પણ ઇષ્ટ નથી, પણ નિરૂપાય છું. મંત્રીશ્વરો ! હવે મારે તમોને છેવટમાં એટલું જ જણાવવાનું બાકી છે કે અત્યાર સુધી આ રાજ્યતંત્ર ચલાવવામાં તમોએ જે સહાયતા આપી છે અને રાજ્ય પ્રત્યે જેવી વફાદારી જાળવી છે તેજ પ્રમાણે સહાયતા આપી વફાદારીથી કાર્ય કરશો. આજ પર્યંત મારા પ્રત્યે તમોએ જેવી વર્તણુંક રાખી તેજ પ્રમાણે આ કીર્તિપાલની સાથે પણ રાખશો. રાજ્યમાં કોઇ પણ જાતની ન્યૂનતા યા અડચણ માલૂમ પડે તો સત્વર તેમને જણાવી તે ન્યૂનતા યા અડચણ દૂર કરવી. કોઈ અવસરે કારણ પામીને અગર કારણ વિના પણ કીર્તિપાલથી તમારા પ્રત્યે તેવું અનિષ્ટ વર્તન થાય તો તેને તે અવસરે ખામોશ રાખી, સહન કરી રાજ્યની જેમ ઉન્નતિ થાય અને પ્રજાને શાંતિ મળે તે પ્રમાણે કરવું.

આ પ્રમાણે મંત્રી અને સામંતોને યોગ્ય સલાહ આપી સર્વની સંમત્તિથી સભાસમક્ષ રાજાએ શ્રીપુરનગરની રાજ્યધુરા પોતાના યુવરાજ પુત્ર કીર્તિપાલને અર્પણ કરી. આ

અવસરે શોકમગ્ન સભા પણ રાજાના આ વિવેક ભર્યા કાર્યથી સંતોષ પામી અને હર્ષનો જયધ્વનિ કરવા લાગી.

ત્યારબાદ રાજાએ નગરવાસી જનોને પણ શાંતિના વચનોથી આશ્વાસન આપ્યું અને જણાવ્યું કે મારી ગેર-હાજરીમાં મારા પુત્ર કીર્તિપાલને હું અહીંઆંજ મુકી જાઉં છું અને તે મારા કરતાં પણ તમારી સારી સંભાળ લેશે. તમો પણ તેમના પ્રત્યે બહુમાનની દૃષ્ટિએ જોશો. વિયોગ-સૂચક મહારાજાના આ શબ્દોથી સર્વ સભાના નેત્રમાં ઝળ-ઝળીઆં આવી ગયાં, જો કે મહારાજાનો વિયોગ એ તો કષ્ટદાયી હતોજ પરંતુ તેમના સુપુત્ર સ્વામીના સંયોગે તે કષ્ટ તેવું દુઃખદાયી નહિ થશે, આ વિચારથી તેઓ સંતોષ પામવા લાગ્યા. ત્યાર પછી પોતાના પુત્રને પણ રાજાએ રાજ્યપાલન સંબંધી યોગ્ય સલાહ આપી.

આ પ્રમાણે પોતાનો મંત્રીવર્ગ, સામંતો, અન્ય અધિ-કારીવર્ગ તેમજ પ્રજાવર્ગ વિગેરેને રાજ્યયોગ્ય વ્યવસ્થા જાળવવાનું જણાવી અને પોતાના સ્થાનપર કીર્તિપાલને સ્થાપન કરી મહાન આદરપૂર્વક સર્વ સમુદાયને પુછી તેમને સંતોષિત કરી પોતાના પુત્ર મહિપાલ અને રાણી મદનવ-લ્લભા અને અનેક દાસદાસીના સમુદાય સહિત રાજાએ પ્રયા-ણની તૈયારી કરી. બીજે દિવસેજ પ્રાતઃકાલમાં પ્રયાણનું મુહૂર્ત હતું. તે અવસરે નગરની સૌભાગ્યવંતી સ્ત્રીઓએ મંગલ કર્યું અને કુલવૃદ્ધાઓએ રાજાને શુભ આશીર્વાદથી વધાવ્યા. ત્યારબાદ રાજાએ પોતાના પુત્ર પ્રમુખ સર્વ સમુદાયને શાંતિના વચનોથી ફરી આશ્વાસન આપ્યું. આ અવસરે મહારાજાના વિયોગથી સર્વજનસમૂહના નેત્રમાંથી અશ્રુ-ધારાનો પ્રવાહ વહેવા લાગ્યો. રાજાની આજ્ઞાથી સર્વ સમુ-દાય સ્થીર થયો અને ઘણે દૂર દ્રષ્ટિ પહોંચી ત્યાં સુધી પી-પાસુનેત્રને દર્શનામૃતનું પાન કરાવી સર્વ સમૂહ નગર તરફ પાછો ફર્યો અને સુંદરરાજા શીઘ્રવેગે અનવચ્છિન્ન પ્રયાણથી ધારાપુરનગર તરફ વિદાય થયો.

## પ્રકરણ ૧૩ મું.

## રાજધાની પ્રવેશ.



શ્રીમાન સુંદરનરેશની આજ્ઞાથી ધારાપુરનગરની રાજ્યધુરા હસ્તમાં ધારણ કરી ન્યાયપૂર્વક રાજ્યતંત્ર ચલાવનાર મંત્રી સુબુદ્ધિ હંમેશના રિવાજ મુજબ સુવર્ણમય સિંહાસન ઉપર સ્વામીની પાદુકા સ્થાપન કરી સભામંડપના મધ્ય ભાગમાં સિંહાસનની પાસેના આસન ઉપર અલંકૃત થયો હતો, આજુબાજુ સામંત રાજાઓ અને અન્ય મંત્રીઓ વિગેરે પણ પોતાને યોગ્ય આસન ઉપર બિરાજમાન થયા હતા. બે દિવસ થયાં આ રાજસભામાં નહિ જેવું રાજ્યકાર્ય ચાલતું હતું માત્ર શ્રીપુરનગરે મોકલેલ સંદેશહારકનીજ રાહ જોવાતી હતી. વિચારો અને ઉચ્ચારો પણ તેનેજ લગતા થતા હતા. આજે પણ મંત્રી સુબુદ્ધિ વિગેરે સર્વે એજ વિચારમાં પડયા હતા કે હજુ સુધી પણ સંદેશહારક કેમ ન આવી પહોંચ્યો! તેની ગતિ પ્રમાણે જવા આવવાના દિવસો પૂર્ણ થઇ ગયા અને આજે તો તે અવશ્ય આવવોજ જોઇએ, નહિ તો જાણવું કે શ્રીપુરનગરથી આવતાં માર્ગમાં અગર શ્રીપુરમાંજ તેને કોઈ કારણસર રોકાણ થયું હોવું જોઇએ. '**तुण्डे तुण्डे मतिर्भिन्ना**' સંદેશહારકને આટલી ઢીલ થવામાં સભામાં રહેલા કોઈ મનુષ્ય કાંઈ કલ્પના કરે તો કોઇ કાંઇ કરે, કારણકે મગજે મગજે મતિની ભિન્નતા હોય છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન કલ્પના કરી સભાસદોએ સભામંડપને ગજાવી મુકયો હતો, એટલામાંજ પ્રતિહારે મંડપના દ્વારમાં પ્રવેશ કર્યો અને મંત્રીને નમસ્કાર કરી નિવેદન કર્યું કે—સ્વામિનાથ! આપે આપણા મહારાજા સાહેબ ઉપર સંદેશો લખી સંદેશહારકને શ્રીપુરનગર તરફ રવાના કર્યો હતો, તે માણસ અત્રે આવી પહોંચ્યો છે અને હજુ-

રમાં આવવાની રજા માંગે છે. ફરમાવો આપની શી આજ્ઞા છે? તરતજ મંત્રીએ દ્વારપાલને હુકમ કર્યો કે તેને જલ્દીથી અત્રે મોકલ, અમો તેનીજ રાહ જોઈને બેઠા છીએ. દ્વારપાલ શીઘ્ર વેગે બહાર ગયો અને સંદેશહારકને સભામાં મોકલ્યો. થોડા વખત પહેલાં સભામાં જે ઘોંઘાટ થઈ રહ્યો હતો તે સઘળો શાંત થઇ ગયો અને સર્વ સભા એકચિત્તથી સંદેશહારકના શબ્દ સાંભળવા તત્પર થઈ. તેણે મંત્રીની સમક્ષ શ્રીપુરનગરમાં બનેલી સઘળી હકીકત અથથી ઇતિપર્યંત નિવેદન કરી અને તેમાં તેણે છેવટે જણાવ્યું કે આપણા ભાગ્યોદયે થોડાજ વખતમાં આપણા પૃથ્વીપતિ આ નગરીને પાવન કરશે. સંદેશહારકના મુખમાંથી નીકળતા આ શબ્દોએ આખી સભાને આનંદરસમાં ગરકાવ કરી. તેજ અવસરે સુબુદ્ધિમંત્રીશ્વરે પણ સભા વિસર્જન કરી. તરતજ 'શ્રીપુરનગરથી નીકળી આપણા મહારાજા અત્રે પધારે છે' એવા શુભ સમાચાર ઉત્કંઠિત પ્રજાના કાન સુધી પહોંચી ગયા. નગરનો કોઈપણ ભાગ એવો ન રહેવા પામ્યો કે જ્યાં તે શુભ સમાચાર ન પહોંચ્યા હોય. રાજભક્ત પ્રજાએ તેજ દિવસથી મહારાજાના આવાગમન નિમિત્તે શહેર શણગારવાનો પ્રારંભ કરી દીધો, ચારે બાજુએ વિચિત્ર પ્રકારની શોભા કરવાનાં સાધનો એકત્ર થવા લાગ્યાં, કોઇ ઠેકાણે વિવિધ પ્રકારનાં આકર્ષક ચિત્રો કાઢવા માટે ચિત્રકારો કામે લાગી ગયા, મ્હોટાં મકાનો અને દુકાનોને રંગરોગાન થવા લાગ્યા, સરીયામ રસ્તા ઉપર અને હવેલીઓના પ્રવેશદ્વાર આગળ માંગલિકસુચક વિવિધ પ્રકારનાં તોરણોની રચના થવા લાગી અને ઠેર ઠેર વિશાળ અને આકર્ષક મંડપો બંધાવા લાગ્યા, ટુંકાણુમાં કહીએ તો આખું ધારાપુરનગર સુંદર રચનાથી ધારાપુરની પ્રજાએ થોડાજ વખતમાં ઇંદ્રપુરી સમાન બનાવી દીધું અને લોકો મહારાજાના આગમનની રાહ જોવા લાગ્યા.

સુબુદ્ધિમંત્રી પણ મહારાજાના આગમનની રાહ જોઇ રહ્યો હતો એટલામાંજ ઉદ્યાનપાલકે આવી સ્વામીના આગ-

મનની વધામણી આપી. તેની ઉપર પ્રસન્ન થઇ મંત્રીએ સારૂં ઇનામ આપ્યું. પ્રભુઆગમનના શુભસમાચાર નગરમાં સર્વત્ર ફેલાઇ ગયા. સર્વ પ્રજા અતિશય આનંદ પામી, સર્વત્ર હર્ષભેર પૃથ્વીપતિનાં દર્શનની તૈયારી થવા લાગી. સ્વાભાવિક છે કે રાજા અને પ્રજા ઉભયને આજે આનંદનોજ અવસર હોય, કેમકે પ્રજાપ્રત્યે પોતાની સંતતિતુલ્ય અંતઃ-કરણવાળા રાજાને પણ આજે ઘણા લાંબા કાળે પ્રજાનાં દર્શન થવાં છે અને સ્વામીદર્શનની ઉત્કંઠિત પ્રજાને તો પોતાના શિરછત્ર સ્વામિનાં આજે દર્શન થશે એ આનંદ ઓછોજ છે. ઉભય પક્ષમાં આ આનંદની પરિસીમા પિતા અને સંતતિ તરિકેના પ્રેમસંગઠ્ઠનનેજ આભારી છે. જ્યાં તે સ્થિતિ નથી ત્યાં તે આનંદનો અવકાશ નથી. જે રાજાને કોઇપણ પ્રકારે પોતાનો ખજાનો કેમ ભરાય એજ લાલસા લાગી રહી હોય. જેને પોતાની પ્રજાના સુખદુઃખની સાથે કાંઇ લાગતુંવળગ-તુંજ ન હોય અને તેને લઇને ગુન્હેગારને ઓળખવાની દરકાર પણ જેનામાં ન હોય અને પોતાના એશઆરામમાં ન્યાયઅન્યાયની વિવેચક બુદ્ધિ પણ સદાને માટે જેનાથી વેગળીજ હોય, તે ભલે કહેવાતો રાજા હોય પણ સાચો પ્રજાનો નાથ થવાને માટે લેશમાત્ર પણ તેનામાં લાયકાત નથી હોતી અને તેથીજ કરીને અયોગ્ય પાત્રમાં પ્રાપ્ત થયેલો અધિકાર પરિણામે આખી દુનિયાને દુશ્મન બનાવે છે. દુનિ-યામાં પણ કહેવાય છે કે "સિંહણનું દૂધ સુવર્ણના પાત્રમાંજ ટકી શકે છે, અન્યપાત્રમાં નાંખવામાં આવ્યું હોય તો દૂધ અને પાત્ર ઉભયનો ધ્વંસ થાય છે," ત્યારે સાચું પૃથ્વીનાથ-પણું જનતાની યોગક્ષેમકારીમાંજ સમાયલું હોય છે. જ્યાં હૃદયની વિશાળતા છે, જેનામાં સન્મુખ રહેલી વ્યક્તિના અંતઃકરણને પારખવાની તેમજ ન્યાય અન્યાયને ઓળખવાની શક્તિ સંપાદન થયેલી છે, પ્રજાને દુઃખી જોઇ જેનું અંતઃ-કરણ દયાર્દ્ર બને છે એટલુંજ નહિ પણ તેના સંકટને દૂર કરવામાં અથાગ પ્રયત્ન સેવતાં પોતાના શરીરને અને ધનને

તરણાતુલ્ય માને છે, પ્રજાને સુખી અને ધનાઢય જોઇ જેનું અંતઃકરણ હમેશાં પ્રસન્ન થાય છે, તેજ સાચો પ્રજાનો નાથ હોઇ શકે છે અને તેના અંતઃકરણમાં પ્રજા પ્રત્યે પુત્ર વાત્સલ્ય હોય છે એમ સમજવું, આથીજ કરીને દેશાંતરમાં ગયેલા તે રાજાઓને પણ પોતાની પ્રજાને ભેટવાની આતુરતા હોય છેજ. જ્યાં રાજાની આ ઉદારતા હોય ત્યાં પ્રજાનું તેમના પ્રત્યે કેવું આકર્ષણ હોય તે કહેવાની જરૂર રહેતી નથી, પ્રજા તેને પોતાના જીવનદાતા અને રક્ષક પિતાતુલ્યજ ગણે છે, તેના પ્રત્યે તેઓને હૃદયમાં બહુમાન જાગૃત થાય છે.

સુંદરરાજાને તેના સદ્‌ભાગ્યે તેવી ઉત્તમ સ્થીતિનો અવલંબન કરનાર બનાવ્યો હતો. જેથી રાજા અને પ્રજા ઉભયના હૃદયમાં સ્વચ્છતાજ હતી. ધારાપુરનગરની પ્રજા **'रिक्तपाणिर्न पश्येच्च राजानं दैवतं गुरुम्'** ( રાજા દેવ અને ગુરૂનું દર્શન ખાલી હાથે ન હોય) એ ઉક્તિને અનુસાર હાર્દિકભક્તિથી વિવિધ પ્રકારનાં અમુલ્ય ભેટણા હાથમાં ધારણ કરી મંત્રીપ્રમુખ રાજવર્ગની સાથે મહામહોત્સવપૂર્વક સુંદરરાજાનાં દર્શન નિમિત્તે ઉદ્યાનમાં જવા લાગી. રાજાના સમાગમથી ઉલ્લાસ પામતું ઉદ્યાન દર્શન નિમિત્તે આવતા મનુષ્યસમુહથી વિશેષ પ્રકારે સુશોભિત થયું. સુબુદ્ધિમંત્રીએ જતાંની સાથે રાજાના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું. ઘણા દીર્ઘ સમયે સ્વામીનાં દર્શનથી અને સમાગમથી તેના નેત્રમાંથી અશ્રુપ્રવાહ ચાલુ થયો. સુંદરરાજાના હૃદયની પણ તે અવસરે અવર્ણનીય સ્થીતિ થઈ પડી. એકદમ ચરણમાં ઢળી પડેલા મંત્રીને પોતાના બન્ને હાથથી ઉભો કરી તેને ભેટી પડયો અને સર્વ સમક્ષ તેનું બહુમાન કરવા લાગ્યો. અનુક્રમે રાજાએ સર્વનું ઉચિત સન્માન કર્યું. સૂર્યાસ્તસમય સુધી આજ ક્રિયા ચાલુ રહી. અનેક મનુષ્યોના ગમનાગમનથી વિસ્તીર્ણ રાજમાર્ગ પણ અતિશય સંકિર્ણતાવાળો થઈ ગયો હતો. સૂર્યાસ્ત થયો અને અંધકારનું સામ્રાજ્ય ચારે બાજુએ ફેલાવા લાગ્યું. બીજેજ દિવસે પ્રાતઃકાલમાં

રાજાનો નગરપ્રવેશ હોવાથી ઉદ્યાનમાં રહેલા બાકીનાં મનુષ્યો પણ પીપાસુ નેત્રને તૃપ્ત કરી પોતાના સ્થાને જવા પાછા ફરી ચૂકયા હતા. શબ્દમય ઉદ્યાન ફરીને શાંત થયું, રાજા મંત્રી વિગેરે પણ શય્યામાં સૂતા અને સઘળાઓ નિદ્રાધીન થયા.

પ્રાતઃકાલનો સમય થયો, સુર્યવિમાન પોતાની શીઘ્ર ગતિએ સર્વત્ર તેજસ્વી કિરણોને ફેંકતું પૂર્વદિશાએ આવી પહોંચ્યું. આ અવસરે ધારાપુરમાં મહાન મહોત્સવ વર્ત્તી રહ્યો હતો. નગરના મનુષ્યો તો કયારનાયે જાગૃત થઇ પ્રાતઃકાલ સંબંધી કાર્ય કરવા મંડી પડયા હતા, ઘેર ઘેર મહોત્સવોનો દેખાવ થઇ રહ્યો હતો, નોબતોનો ગડગડાટ અને મધુર સ્વરવાળી સરણાઇ, પ્રભાતી, ભૈરવી વિગેરે રાગોથી લોકોનાં હૃદયને રંજીત કરી રહી હતી. સર્વ સમુદાય પોતાના કાર્યને આટોપી સુંદર વસ્ત્રાલંકારથી વિભુષિત થતો હતો અને કેટલાકો સજ્જ થઇને નગરના દરવાજા તરફ જવા નીકળી ચુકયા હતા. રાજવર્ગ પણ પોતપોતાનાં વાહનોને સજ્જ કરી સ્વામી માટે તૈયારી કરી રહ્યા હતા. નગરમાં રાજાના પ્રવેશ-મહોત્સવની સ્વારી આવવાના સરિયામ રસ્તા ઉપર બન્ને બાજુએ પ્રેક્ષકો માટે મહોટા મંડપો અને વિશાળ માંચડાઓ બાંધી દેવામાં આવ્યા હતા, જેમાં અત્યારથી સ્થાન માટે કોલાહલ મચી રહ્યો હતો સુંદરરાજાના દર્શનની પીપાસુ ઉચ્ચ કુલની ચંદ્રમુખી સૌભાગ્યવંતી ગૃહિણીઓ ઉંચા ધવલમંદીરના ગવાક્ષોમાં બેસી મહારાજાની રાહ જોઈ રહી હતી.

ગઇ કાલની જેમ આજે પણ સર્વ રાજવર્ગ અને નગરશેઠ વિગેરે પ્રજાવર્ગ મહારાજાને લેવા માટે ઉદ્યા-નમાં આવી પહોંચ્યો હતો. શુભમુહૂર્તે પ્રધાનની પ્રેરણાથી રાજા સજ્જ થઇ હસ્તિસ્કંધ ઉપર આરૂઢ થયો. વિવિધ પ્રકારના વાજીંત્રોના ગંભીર અને મધુર ઘોષપૂર્વક ચારે પ્રકારના સૈન્યયુક્ત મહારાજાની સ્વારી નગરના દરવાજા તરફ વિદાય થઈ. સઘળો માર્ગ મનુષ્યોના સમુહથી ભરચક ભરાઇ ગયો હતો, લેશમાત્ર પણ જગ્યા ખાલી જોવામાં આવતી નહતી. અનુક્રમે મહારાજાની સ્વારી નગરના વિશાળ રાજ-

માર્ગ ઉપર આવી પહોંચી, કોઈ સ્થળે અખંડ અને ઉજ્વલ અક્ષતની વૃષ્ટિ તો કોઇ સ્થળે સુગંધી પુષ્પવૃષ્ટિ અને કોઇ જગ્યાએ ઉજ્વળ મુક્તાફલની વૃષ્ટિ, આ પ્રમાણે અનેક પ્રકારના બહુમાનપૂર્વક રાજા રાજમાર્ગે ગમન કરી રહ્યો હતો.

અનુક્રમે માર્ગમાં વિવિધ પ્રકારના આશિર્વાદને ગ્રહણ કરતો સુંદરભૂપાળ સ્વારીસહિત રાજદરબારમાં આવી પહોંચ્યો અને હસ્તિસ્કંધથી નીચે ઉતરી જય જયના ગંભીરધ્વનિસાથે રત્નજડિત સુવર્ણમય સિંહાસન ઉપર અલંકૃત થયો. પોતાના અભાવમાં રાજ્યતંત્રની લગામ યોગ્ય માર્ગે વહન કરવામાં સહાયક પોતાના સઘળા અમલદારોની મુલાકાત લીધી અને તેના કાર્યની પ્રશંસા કરી નગરશેઠ વિગેરે પ્રજાવર્ગનું પણ સારી રીતે સન્માન કર્યું. ત્યાર પછી મનુષ્યોનો સમુદાય સુંદરરાજાના નામનો જયધ્વનિ આકાશમાં ગર્જાવતો પોતાના સ્થાને જવા લાગ્યો. રાજા પણ અન્યકાર્ય નિમિત્તે સભામાંથી ઉઠયો અને સભા વિસર્જન થઇ. કોઈ એક વખતે યોગ્ય અવસર પામીને સામંતોએ અને પ્રધાનોએ મળીને રાજાએ તેમના વિયોગ પછી થયેલા સઘળા બનાવોની હકિકત નિવેદન કરી અને રાજ્યની સઘળી પરિસ્થીતિનો ઇતિહાસ પણ જણાવ્યો, જેમાં દર્શાવેલા સુબુદ્ધિમંત્રીએ બજાવેલા અનુપમ કાર્યથી રાજા અતિશય આલ્હાદ પામ્યો અને પ્રશંસા કરી. મંડળમાં રહેલા સુબુદ્ધિમંત્રીએ તો પોતાની લઘુતાજ દર્શાવી અને મહારાજાને જણાવ્યું કે મહારાજા! તે સર્વ આપની પુણ્યપ્રકૃતિનોજ પ્રભાવ છે. આ પ્રમાણે સામંતો, મંત્રીશ્વરો અને અન્યરાજવર્ગ રાજાની સાથે વિનોદપૂર્વક પોતાનો કાલ નિર્ગમન કરતા પૂર્વની માફક સ્વામીની સેવા કરવા લાગ્યા.

દૂર રહ્યા છતાં પણ જેના પ્રત્યે નિર્દંભ બહુમાન અને હાર્દિક અવિહડ પ્રીતિ હોય તથા સુબુદ્ધિમંત્રીના પત્રમાં દર્શાવ્યા પ્રમાણે જેના દર્શનની ઉત્કંઠા ધરાવતી હોય તે પ્રજા ઘણા લાંબા સમયે સ્વામીના સમાગમથી કેવી આનંદમગ્ન થતી હશે તે તેનો આત્મા અગર અતિશય જ્ઞાનીજ જાણે.

# પ્રકરણ ૧૪ મું.

## સદ્દગુરૂ સમાગમ.



એક અવસરે રાજા સભામંડપમાં દરબાર ભરીને બેઠો હતો, મંત્રીઓ અને સામંતો પણ યોગ્ય આસન ઉપર ગોઠવાઇ ગયા હતા અને સઘળી સભા શાંત થઇને બેઠી હતી, તે અવસરમાં ઉદ્યાનપાલકે આવી પ્રસન્નવદને મહારાજાને વધામણી આપી કે—

મહારાજા ! જંગમ તીર્થસ્વરૂપ પ્રશાંતાત્મા કૃપારસસમુદ્ર સાક્ષાત્મૂર્તિમંત વૈરાગ્ય હોય નહિ તેવા પવિત્ર મહાત્મા પોતાના શિષ્યસમુદાય સહિત સમગ્ર વિશ્વ ઉપર ઉપકાર કરતા, અને પોતાના પવિત્ર ચરણોથી આ પૃથ્વીતલને પાવન કરતા, આપના પવિત્ર ઉદ્યાનમાં પધાર્યા છે. ઉદ્યાનપાલકના મુખથી ચારિત્રપાત્ર જ્ઞાનવંત મુનિનું આગમન સાંભળી રાજા મંત્રી વિગેરે સભા અતિશય આલ્હાદ પામી. સભાજનોના પ્રસન્ન વદનમાંથી એજ શબ્દોના ઉદ્દગારો નીકળ્યા કે અહો આજે તો વિનાવાદળની અમૃત સમાન જલધરની વૃષ્ટિ થઈ. અહો ! જ્યાં સામાન્ય ફળદ્રુપ વૃક્ષનો અભાવ હોય તેવા મરૂધરમાં આજે એકાએક સુરદ્રુમની પ્રાપ્તિ ! અરે આંગણામાંજ મુક્તાફલની વૃષ્ટિ ! સભામંડપમાં આ અવસરે આખી સભા અવ્યક્ત કોલાહલથી ગાજી ઉઠી. સર્વના મુખપર હર્ષની છાયા છવાઇ રહી હતી. સર્વ દિશાએથી એજ ઉદ્દગારો સંભળાતા હતા કે અહો ! આજે તો પવિત્ર મહર્ષિના મુખકમલમાંથી ઝરતી અમૃતમય મધુરી દેશના શ્રવણ કરી અમારા કર્ણયુગલ અને સંતપ્ત અંતઃકરણને શાંત કરીશું, આજે અનુપમ સુખનો અનુભવ કરીશું વિગેરે ભિન્ન ભિન્ન ઉદ્દગારોથી રાજસભા થોડા વખત સુધી શબ્દમય બની રહી.

ઉપર્યુક્ત વધામણી આપી પ્રસન્ન થયેલા સ્વામી પાસેથી અખુટ દ્રવ્ય મેળવી ઉદ્યાનપાલક પોતાના સ્થાન પ્રત્યે પાછો ફર્યો. તત્ક્ષણ સુંદરરાજાએ પણ સભાનું કામકાજ બીજા દિવસ ઉપર મુલત્તવી રાખી ગુરૂવંદન નિમિત્તે જવા સારૂં સભા વિસર્જન કરી. તે રાજાની ઇચ્છાને અનુસાર ઇંગિત અને આકારજ્ઞ વિચક્ષણ મંત્રીએ પટહવાદક મારફત જ્ઞાની ગુરૂનું ઉદ્યાનમાં આગમન અને તેમના દર્શન નિમિત્તે ચતુરંગ સૈન્ય અને મહાન વિભૂતિપૂર્વક મહારાજાનું ગમન, આ ઉભય હકીકત નગરના દરેક વિભાગમાં જણાવી દીધી. અલ્પ સમયમાં અનેક મનુષ્યો સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ થઈ દરબારગઢ તરફ આવવા લાગ્યા. સુંદરભૂપાલ પણ રાજચિહ્નથી સુશોભિત મંત્રિ–પ્રમુખ રાજવર્ગની સાથે તૈયાર થયો અને ચતુરંગ સૈન્યથી પરિવરિત સામંતરાજાઓ તેમજ અન્ય મનુષ્યોની સાથે ભિન્ન ભિન્ન વાજીંત્રોના ગંભીર અને કર્ણપ્રિય નિનાદની સાથે ગુરૂવંદન માટે નીકળ્યો. અનુક્રમે ભાવજ્યોતિથી ઉદ્યોતિત અને સાક્ષાત્પુણ્યરાશિથી પવિત્ર ઉદ્યાનમાં આવી પહોંચ્યો. દૂરથીજ વાહન ઉપરથી નીચે ઉતરી સર્વ રાજચિન્હનો ત્યાગ કરી શુભભાવપૂર્વક ગુરૂમહારાજને વંદના કરી. ગુરૂમહારાજાએ પણ ધર્મલાભની શુભઆશિષ દીધી. ત્યાર પછી રાજા પોતાના સર્વ પરિવાર સહિત ગુરૂમહારાજાની સન્મુખ ઉચિત સ્થાને ધર્મશ્રવણ કરવા માટે બેઠો. ભવોદધિતારક જ્ઞાની ગુરૂભગવંતે ભવ્ય પ્રાણીઓના હિતની ખાતર સંસારના ત્રિવિધ ક્લેશવિનાશીની ધર્મદેશનાનો પ્રારંભ કર્યો.

“ હે ભવ્ય પ્રાણીઓ ! અનંત દુઃખ–રાશિથી ભરપુર આ સંસારમહાર્ણવમાં અનાદિ કાલથી અનંતાનંત જીવો પર્યટન કરે છે, જેમાંના અનંતા પ્રાણીઓ અદ્યાપિ પર્યંત માત્ર એકજ ઇંદ્રિય ધારણ કરી તેની તેજ અવસ્થામાં વિવિધ પ્રકારનાં કષ્ટો અનુભવી રહ્યા છે, જેને શાસ્ત્રપરિભાષાએ અનાદિનિગોદના જીવો કહેવામાં આવે છે, ત્યારે અનંતા

પ્રાણીઓ એવા છે કે જે જીવો તે નિગોદમાંથી અનુક્રમે ઉચ્ચ ઉચ્ચતર અને ઉચ્ચતમ દશા પામ્યા છે. ઉચ્ચતમ દશા પામેલા જીવોને સિદ્ધ કહેવામાં આવે છે કે જેઓ આઠે કર્મનો વિલય કરી અવ્યાબાધ સુખમાં નિમગ્ન છે. બાકીના જીવોમાં કેટલાક જીવો એકેંદ્રિય કેટલાક બેઇંદ્રિયમાં કેટલાક તેઇંદ્રિયમાં કેટલાક ચૌરેંદ્રિયમાં તે તે જાતિમાં પણ અવાંતર વિવિધ આકારમાં રહી અનેક પ્રકારની દુઃસહ યાતનાઓ સહન કરે છે. કેટલાક પુણ્યના પરિબળે સાંગોપાંગ પંચેંદ્રિયપણું પ્રાપ્ત કરે છે. તે પંચેંદ્રિયપણું પણ ચાર વિભાગમાં વહેંચાયેલું છે, નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા. આ ચાર વિભાગમાં સર્વ કરતાં નિકૃષ્ટ દશા નારકીમાં રહેલી છે, જ્યાં જિનેશ્વરદેવના જન્મ વિગેરે કલ્યાણકોસંબંધી ક્ષણભર અવસર છોડીને એકાંતે દુઃખ રહેલું છે, જ્યાં પરમાધામીઓકૃત વિવિધ પ્રકારની કદર્થના રહેલી છે, તે સિવાય ક્ષેત્રવેદના, સ્વાભાવિક તે ક્ષેત્ર પણ તે જીવોને અતિશય પરિતાપ ઉત્પન્ન કરે છે, તેમજ પરસ્પર ઉદીરિત વેદના–શત્રુતાનું સ્મરણ થવાથી એક બીજા પ્રત્યે વૈરભાવના પ્રાદુર્ભાવ પામે છે અને પરસ્પર વૈક્રિયલબ્ધિદ્વારા શસ્ત્રાદિ વિકુર્વી પોતાનાં કાર્યોદ્વારા પોતેજ વિડંબના પામે છે. આ નારકીના જીવોને એવા પ્રકારનું દુઃખ રહેલું છે કે જેનું શ્રવણ પણ હૃદયને કંપાવે એવું છે. તિર્યંચ દશામાં પણ વધ બંધન પરતંત્રતા વિગેરે અનેક કષ્ટદાયી સ્થિતિનો અનુભવ કરવો પડે છે. દેવભવમાં જો કે તેવા પ્રકારનાં પૌદ્‌ગલિક સુખની પ્રાપ્તિ રહેલી છે પણ પુણ્યનાં ફળોના ઉપભોગ સિવાય પ્રકૃષ્ટ પુણ્ય ઉપાર્જન કરવાની દશા તે દેવભવમાં પ્રાપ્ત થઇ શકતી નથી. અક્ષય્ય સુખદાતા ધર્મસાધનનો આધાર માત્ર મનુષ્યજીવન ઉપરજ નિર્ભર છે. ધર્મમાંપ્રકૃષ્ટ સહાય્યક જે મનુષ્યજીંદગી, તેને પ્રાણીઓ ઉપર દર્શાવેલા વિવિધ પ્રકારની કદર્થનાઓ સહન કરતાં કાંઇક કાંઇક પુણ્યનો સંચય થતાં થતાં પ્રકૃષ્ટ પુણ્યના ઉદયે કોઇક અવસરે

પ્રાપ્ત કરી શકે છે. મનુષ્યજીવન પ્રાપ્ત કરવા માટે આત્માને તેવી ઉન્નત દશામાં મુકવાની જરૂર પડે છે. વિશુદ્ધ ભાવનાઓ હૃદયમાં પ્રાદુર્ભાવ થાય ત્યારેજ તે જીવન પ્રાપ્ત થઇ શકે છે. પૂર્વમહર્ષિઓ દર્શાવે છે કે મનુષ્યજીવન સંબંધી આયુઃકર્મના બંધ વખતે તે આત્મામાં સ્વાભાવિક કષાયની મંદ-

અન્ય પ્રત્યે દાન આપવાની રૂચિ, મધ્યમ ગુણો વિગેરે કાર્યાનુકુલ પ્રશસ્ત સામગ્રીનો અવશ્ય આવિર્ભાવ થયેલો હોવોજ જોઇએ, તોજ તે આત્મા મનુષ્યભવસંબંધી આયુષ્યનો બંધ કરી શકે છે. વાસ્તવિક અને પ્રકૃષ્ટ ધર્મઆરાધનનું મુખ્ય ક્ષેત્ર હોય તો તે મનુષ્યજીવનજ છે. ઉપર દર્શાવેલી અન્યગતિના જીવો તેવા પ્રકારે વિશિષ્ટ ધર્મનું પાલન ન કરી શકે કે જે ધર્મનું પાલન મનુષ્યાવસ્થામાં થઇ શકે છે. ધાર્મિક પ્રવૃત્તિને અંગે ઉપયોગમાં આવતી કેટલીક સામગ્રીઓ અન્યગતિઓમાં અસાધ્ય જણાતી હોય તે સામગ્રી મનુષ્યજીંદગીમાં સાધ્ય હોઈ શકે છે. અન્યજીવન પરતંત્રતાની મજબુત બેડી હોઈ સ્વઇષ્ટકાર્યમાં અનેક પ્રકારે કાર્યવિધ્વંસક પ્રતિબંધકો ઉત્પન્ન કરે છે ત્યારે મનુષ્યજીવન સ્વતંત્ર રીતે મનોવાંછિત કાર્યને અનુકુળ થઇ તેને સંપૂર્ણ સિદ્ધ કરી શકે છે. આ મનુષ્યજીંદગી અતિશય કષ્ટસાધ્ય છે, પુણ્યવંતા પ્રાણીઓ પોતાના પુણ્યના પરિબળેજ ઉત્તમ માનવજીવન પ્રાપ્ત કરી શકે છે જેની દુષ્પ્રાપ્યતાદર્શક અનેક નિદર્શનો આપણા પૂર્વજોએ સિદ્ધાંતમાં વર્ણવ્યા છે. જેમ મરૂદેશમાં રૂક્ષભૂમી અને વૃષ્ટિના અભાવે સામાન્ય ફળદ્રુપ વૃક્ષો ઉત્પન્ન થવાની સંભાવના પણ ઓછી હોય ત્યાં કલ્પવૃક્ષની દુર્લભ્યતા માટે શું કહેવું ? એટલે કે મરૂભૂમિમાં જેમ કલ્પવૃક્ષ દુર્લભ્ય છે તેવીજ રીતે આ ભવસમુદ્રમાં મનુષ્યભવ પ્રાણીને અતિ દુર્લભ્ય છે. મનુષ્યજીંદગી આવી અણમૂલી છતાં તેનીજ માત્ર પ્રાપ્તિમાં સાધ્યની પરિસમાપ્તિ નથી પરંતુ તેની સહચરિત સાનુકુળ સામગ્રી કે જેની દુર્લભતા શાસ્ત્રોમાં તેવાજ પ્રકારે વર્ણવી છે. કહેવાની

મતલબ કે કષ્ટસાધ્ય મનુષ્યજીવન પ્રાપ્ત થયા છતાં પણ જો અનાર્ય દેશ, અધમ જાતિ, નીચ કુલ વિગેરે પ્રતિકુળ સંયોગો પ્રાપ્ત થાય તો તે પ્રાણી પોતાના અમુલ્ય મનુષ્યજીવનને અવકેશીવૃક્ષની માફક નિરર્થક ગુમાવી બેસે છે, માટે દુર્લભ મનુષ્યાવસ્થાની પ્રાપ્તિ સાથે આર્ય દેશ, વિશિષ્ટજાતિ ઉત્તમ કુલ, સન્મતિ અને સંતસમાગમ વિગેરે સન્માર્ગપ્રવર્ત્તક સામગ્રીનો સદ્‌ભાવ હોવોજ જોઇએ તોજ તે જીવો પોતાની ઇચ્છિત ધારણા સફળ કરી શકે, કેમકે '**सामग्रि वै कार्यजनिका**' કાર્યાનુકુળ સામગ્રીઓ એકત્ર થવાથી કાર્યની ઉત્પત્તિ થાય છે, સામગ્રીવિના કાર્યની ઉત્પત્તિ હોઇ શકતી નથી.

અનેક જીવો મનુષ્યજીવન પામ્યા છતાં સર્વ મનુષ્યો અક્ષય્યસુખના ભોક્તા થયા નથી તેનું કારણ તેને અનુકુળ સામગ્રીઓનો અભાવ. કેટલાક મનુષ્યો એવા દેખવામાં આવે છે કે જેઓના હૃદયપટપર ઉપર દર્શાવેલી આર્ય દેશ વિગેરે સામગ્રીઓના અભાવે મિથ્યાત્વરજનીના ઘોર અંધકારનાં ઘનપડલો એટલાં બધાં વળી ગયાં છે કે જ્યાં સ્યાદ્વાદ-સિદ્ધાંતના તેજસ્વી ભાનુનો સત્ય પ્રકાશ પડી શકતો નથી. અનાર્ય દેશ, મ્લેચ્છ જાતિ, અધમ કુલ વિગેરે પ્રતિકૂલ સંયોગોથી તેઓ તાત્વિક વસ્તુસ્થીતિને ન ઓળખી શકે એ સ્વાભાવિક છે અને તેથીજ તેઓ પુણ્યસંપાદક પવિત્ર ધર્મારાધનથી વંચિત રહી અભિનવ પુણ્ય ઉપાર્જન કર્યા સિવાય પૂર્વપુણ્યનો ક્ષય કરી ભવાંતરમાં ચાલ્યા જાય છે, જેઓને માટે આ મનુષ્યભવ લેશ પણ ફળદાયી બની શકતો નથી. કોઇ કોઇ ભાગ્યવાન પ્રાણીઓનેજ સર્વ સામગ્રીસહિત મનુષ્યજીવન પ્રાપ્ત થાય છે કે જે જીવન વિશિષ્ટ ધર્મનું આરાધન કરાવી કલ્પવૃક્ષની માફક મધુર અને મનોરંજક ફળને આપનારૂં થાય છે.

સર્વ સાનુકુળ સામગ્રીઓનો સદ્‌ભાવ છતાં પણ તે પવિત્ર ધર્મનું આરાધન સર્વ મનુષ્યોના ભાગ્યમાં નથી હોઇ શકતું. જો કે મનુષ્યજીવનની સાચી સફળતા માર્ગના આરા-

ધનમાંજ રહેલી છે પરંતુ માર્ગની પ્રાપ્તિ, તેનું જ્ઞાન અને આરાધન ઉત્તરોત્તર અધિકાધિક પુણ્યોદયે સુપ્રાપ્ય છે. માર્ગની આરાધના પણ સમ્યકત્વને આધારે રહેલી છે. જ્યાંસુધી સમ્યકત્વની પ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી આચરણ કરેલા સઘળાં ધર્માનુષ્ઠાનો તુષખંડનતુલ્ય નિષ્ફળ છે. જેમ પ્રતિષ્ઠાન કાષ્ટ વિના ચાહે તેવું મજબુત વહાણુ મહાર્ણવથી સ્વપરતરણુતારણુ ક્રિયામાં અસમર્થ નિવડે છે. કાર્યકુશળ સુજ્ઞ કર્ણધાર પણ તેને ચલાવી શકતો નથી, ચાહે તેવી ઉંચી ઇમારત ચણવામાં આવી હોય છતાં જો તેનો પાયો તેના પ્રમાણમાં ઉંડો અને મજબુત ન હોય તો તે મહેલ લાંબી મુદત ટકી શકતો નથી. મજબુત મૂળ વિના ફાલેલું સુશોભિત વૃક્ષ પણ અલ્પ સમયમાં હતપ્રહત થઈ જાય છે, તેવીજ રીતે સમ્યકત્વસ્વરૂપ પ્રતિષ્ઠાનકાષ્ટ, પાયો અને મૂળવિના વહાણુ મહેલ અને વૃક્ષસમાન ધર્માનુષ્ઠાનો ટકી શકતાં નથી. સમકત્વસહિત અલ્પ માત્ર ધર્માનુષ્ઠાન જે ફળ સંપાદન કરવા સમર્થ થાય છે, તે ફળ અધિક ધર્માનુષ્ઠાનથી પણ સમ્યકત્વના અભાવે મળી શકતું નથી. દેવ, ગુરૂ અને ધર્મસ્વરૂપ તત્ત્વત્રયીના શ્રદ્ધાનસ્વરૂપ સમ્યકત્વ ભવ્ય પ્રાણીઓનેજ પ્રાપ્ત થાય છે. અભવ્ય પ્રાણીઓ કે જેઓ કદીપણુ મોક્ષસુખના અધિકારી બની શકવાનાજ નથી તેઓને સમ્યક્ત્વની પ્રાપ્તિ હોઇ શકતી નથી. ભવ્ય પ્રાણી જે ચારિત્રનું પાલન કરી મોક્ષસુખ મેળવી શકે તેવું ઉત્કૃષ્ટ ચારિત્ર પાલન કરનાર અભવ્ય, માત્ર તે ચારિત્રથી અધિકમાં અધિક નવમગ્રૈવેયક પર્યંતનું સુખ મેળવી શકે. અભવ્યત્વસહચરિત મિથ્યાત્વ અનાદિ અનંત કાળ પર્યંત રહેવાનુંજ છે, અર્થાત્ ભવ્ય જીવોનેજ સમ્યકત્વની પ્રાપ્તિ હોય છે. રાગદ્વેષ વિગેરે નિઃશેષ દોષ રહિત અને સર્વ ગુણસંપન્ન સુરાસુરસેવિત પરમપૂજ્ય વીતરાગ પ્રભુને વિષે જે પ્રભુત્વ બુદ્ધિ, બાહ્ય અભ્યંતર પરિગ્રહ મુક્ત, ધીરવીર ગંભીર ધર્મોપદેશક સ્વપરોપકારક સંવેગરસપૂર્ણ શાસ્ત્રસંપન્ન ગુરૂમાં ગુરૂત્વબુદ્ધિ,

કરામલકવત ત્રિકાલદર્શી પ્રભુપ્રદર્શિત અહિંસા વિગેરે ધર્માનુષ્ઠાનો પ્રત્યે ધર્મત્વબુદ્ધિ પ્રાપ્ત થવી તેનું નામ સમ્યકત્વ. મહાનુભાવો ! દુર્લભ મનુષ્યજીવન, આર્ય દેશ, ઉત્તમ જાતિ, વિમલમતિ, સદ્ગુરૂનો સમાગમ વિગેરે શુભ સામગ્રીઓ પામીને આલોક અને પરલોકસંબંધી સર્વ સંપત્તિના ફળ રૂપ સમ્યકત્વ પામવાની અવશ્ય જરૂર છે. દુનિયામાં પ્રાણીઓને વિપુલ રાજ્યઋદ્ધિની પ્રાપ્તિ દુર્લભ નથી. ચક્રવર્તી દેવેન્દ્ર દની પણ પ્રાપ્તિ થઇ શકે છે, અનુપમ ભોગોનો ઉપભોગ પણ સુલભ છે, પરંતુ સર્વ કલેશ વિનાશક શાસ્વત સુખદાયી સમ્યકત્વની પ્રાપ્તિ અતિશય દુર્લભ છે છતાં પણ અનંતા ભાગ્યવાનો મિથ્યાત્વાદિમોહનીય વિગેરે કર્મના બંધનો ત્રોડી ક્ષાયિક સમ્યકત્વાદિ પામી લોક શિખરને ફરસી શાશ્વત સુખનો અનુભવ કરી રહ્યા છે અને અનંતાઓ ભવિષ્યમાં કરશે અને વર્તમાન કાળે પણ કરે છે. જે પ્રાણીઓ આવી અચિંત્ય ચિંતામણિસમાન મનુષ્યભવ વિગેરે અનુકુળ સામગ્રીઓ પામીને જિનેશ્વરદેવનું ત્રિકાલાબાધિત પરમ પવિત્ર શાસન પામીને પણ સમ્યકત્વથી વંચિત રહે છે એટલે વસ્તુને વસ્તુસ્થિતિએ ઓળખતા નથી, ઓળખવાને માટે પ્રયત્ન પણ કરતા નથી, તે બિચારા પુણ્યદ્વારાએ મેળવેલી અનુપમ સામગ્રીઓને નિરર્થક ગુમાવી દે છે; માટે ભવ્ય પ્રાણીઓ ! આધિવ્યાધિઉપાધિમય સંસારના ત્રિવિધ તાપનો જો તમોને ભય લાગતો હોય, અતુલ કષ્ટો દેખી જો તમારૂ અંતર ભય પામતું હોય, તે દુઃખોને દૂર કરવાની તીવ્ર જીજ્ઞાસા ઉદ્ભવ પામતી હોય, મોક્ષનું અનુપમ સુખ સંપ્રાપ્ત કરવા ઉત્કૃષ્ટ અભિલાષા થતી હોય, તો વિનાવિલંબે ત્વરિત ગતિથી સમ્યકત્વાદિ ગુણો ઉપાર્જન કરવા માટે ઉલ્લસિત વીર્યે પ્રયત્ન કરો. ”

ગુરૂમહારાજાના ચંદ્રસમાન સૌમ્ય વદનમાંથી અમૃતરસના ઝરણા સમાન ઝરતી પ્રશમરસવાહી મધુરી દેશના શ્રવણ કરતાં રાજાના રોમાંચ વિકસ્વર થયાં. આખી જીંદગી-

પર્યંત કદીપણ નહિ અનુભવેલો અપૂર્વ આનંદ આ અવસરે પ્રાપ્ત થયો અને ગુરૂમહારાજાએ દેશનામાં દર્શાવેલા ધર્મસાધન પ્રત્યે તેની રૂચી થઇ. અદ્યાપિપર્યંત રાજા ધાર્મિક પ્રવૃત્તિથી તદ્દન અનભિજ્ઞજ હતો કારણ કે તેને તેવા પ્રકારના સદ્ગુરૂનો સમાગમ નહોતો થયો, જેથી યોગ્ય જીવદળ છતાં પણ તેનામાં તેવા સુંદરઘાટ થવા નહોતા પામ્યા. રાજા જે કાંઇ શુભપ્રવૃત્તિમાં પ્રવર્ત્તતો હતો તે કાંઈ તથાપ્રકારની ધાર્મિક બુદ્ધિએ નહિ પણ સ્વભાવતઃ પોતાના સંસ્કારી સદ્ગુણોને લઈનેજ પ્રવર્ત્તતો હતો.

દેશના સમાપ્ત થયા બાદ સુંદરરાજાએ હર્ષપૂર્ણ વદને હાથ જોડીને ગુરૂમહારાજાને વિજ્ઞપ્તિ કરી. એકાંત હિતમાર્ગદર્શક અને અજ્ઞાનતિમિરના વિનાશક હે દિવાકર પ્રભુ! આપની જ્ઞાનજ્યોતિના ઝળહળતા પ્રકાશથી મારા અંતરમાં રહેલા અજ્ઞાનાંધકારનાં ઘનપટલો આજે વિનાશ પામ્યાં, આપની કૃપાથી આજેજ હું માર્ગ જોઇ શકયો, નિબિડ અંધકારમય અવટમાં અથડાતા મને આપે જ્ઞાનદોરીના અવલંબનથી બહાર ખેંચી કાઢયો. હે ઉપકારી! જગજ્જંતુના એકાંત હિતવત્સલ પ્રભુ! આપે મારી ઉપર તો અનર્ગલ ઉપકાર કર્યો, આપના આ ઉપકારનો બદલો આ ભવમાં તો શું પણ ભવાંતરમાં પણ મારાથી એકાંતે આપની સેવા કર્યે વળી શકે કે કેમ તે પણ સંશયાસ્પદ છે. મહારાજા! આપ નિઃસ્વાર્થ ઉપગારીએ પ્રશમરસવાહી નિરૂપમ દેશના શ્રવણ કરાવી મારા જેવા પાષાણનું કઠોર હૃદય નવપલ્લવિત કર્યું. કૃપાનિધિ! હવે મારી આપના પ્રત્યે એક પ્રાર્થના છે. આપે મને ધર્મનો માર્ગ દેખાડી મારી ઉપર જેવી રીતે ઉપકાર કર્યો તેવીજ રીતે આ અભ્યર્થનાનો પણ સ્વીકાર કરી મારી ઉપર કૃપાળુ થશો. હે જ્ઞાની ગુરૂ મહારાજા! આપના સિવાય મારા અંતરના શલ્યશસ્ત્રનો કોણ ઉદ્ધાર કરશે આ પ્રમાણે કહી સુંદરરાજાએ ગુરૂમહારાજાને વિજ્ઞપ્તિ કરી કે— મહારાજા! ભવાંતરમાં મેં એવું શું અશુભ કર્મ ઉપાર્જન

કર્યું કે જેના પ્રભાવે મારા સુખી જીવનમાં અનેક વિષમ કંટકો આવી નડયા? સાતિશય જ્ઞાની ગુરૂએ જ્ઞાનદ્વારા રાજાનો પૂર્વભવ જાણી રાજાને કહ્યું હે પૃથ્વીપતિ! આ સંસારચક્રમાં પરિભ્રમણ કરતા પ્રાણીઓને સુખદુ:ખની પ્રાપ્તિ પોતે ઉપાર્જન કરેલા શુભાશુભ કર્મનેજ આભારી છે, એ તો સર્વ કોઇને વિદિતજ છે, ચાહે અનંતબલી તીર્થંકર હોય અગર પરાક્રમહીન સામાન્ય પ્રાણી હોય સર્વ કોઇને તે કર્મ છોડતું નથી. ભાગ્યવાન્! પૂર્વભવમાં અજ્ઞાનતાના પ્રભાવે કહો કે મોહપારતંત્ર્યે કહો, વિવેકશુન્ય થવાથી તું યોગ્યાયોગ્યને વિચારી શકયો નહિ, જેના પ્રભાવે આ કટુક ફળો તેં અનુભવ્યાં, સાંભળ તે તારો પૂર્વભવ. આ પ્રમાણે કહી ગુરૂમહારાજાએ રાજા વિગેરે પરિષદ્ સમક્ષ તેના પૂર્વભવ સંબંધી ચરિત્ર કહેવાનો પ્રારંભ કર્યો.



## પ્રકરણ ૧૫ મું.

## ધર્મ પ્રાપ્તિ અને સ્વર્ગ ગમન.



વિવિધ પ્રકારની ઋદ્ધિથી પરિપૂર્ણ અને વિશાળ ચંપા નામની નગરીમાં શંખ નામનો એક ધનાઢ્ય શેઠ વસતો હતો. તેને સ્વધર્માનુચારિણી અને શીલાલંકારથી સુશોભિત શ્રીનામની પત્નિ હતી. ધાર્મિક કુલમાં ઉત્પન્ન થયેલાં આ બન્નેને બાલ્યાવસ્થાથીજ ધર્મનો રાગ અનુપમ હતો, તેમના સંસ્કારી માબાપોએ ઉછરતા કુમળા છોડમાંજ ઉત્તમ સંસ્કારો સ્થાપન કર્યા હતા, જેના પરિણામે વયવૃદ્ધિની સાથે ધર્મરંગ પણ દિનપરદિન અતિશય વૃદ્ધિજ પામતો હતો. અનુક્રમે ગૃહસ્થાવસ્થામાં જોડાયા પછી પણ તે ધર્મરંગ ચોળ મજીઠના જેવોજ રહેવા પામ્યો હતો. હંમેશાં નિત્ય નિયમાનુસાર બન્ને જણા પોતાનો ઘણો કાલ ધાર્મિક ક્રિયામાં વ્યતીત કરતાં હતાં, ભવ્ય જિનાલયમાં પ્રભુપૂજનનો અપૂર્વ

લાભ તેઓ બન્ને સાથે લેતાં હતાં. દ્રવ્યપૂજા અને ભાવપૂજા ઉભય પૂજામાં કેટલીક વખતે તેઓ તલ્લીન બની અનેક કર્મની નિર્જરા કરતાં હતાં, આ પ્રમાણે વિશુદ્ધ ક્રિયાનુષ્ઠાનમાં સમયનો વ્યય કરતાં અનુક્રમે ભર યુવાવસ્થામાં આવી પહોંચ્યા.

દૈવયોગે કહો કે કર્મની વિચિત્ર ગતિએ કહો, અવસ્થાએ પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું, જેથી ધાર્મિક પ્રવૃત્તિઓમાં ઉભયનો મતિનો વિપર્યાસ થયો, દિનપરદિન ધર્માનુષ્ઠાનમાં શિથિલતા પ્રાપ્ત થવા લાગી, છેવટે ધર્મને છેક વિસરી ગયાં અરે એટલુંજ નહિ પરંતુ ધર્મસાધન પ્રત્યે અરૂચિ ઉત્પન્ન થઇ.

મદોન્મત્ત હસ્તિસમાન અનર્થકારિણી યુવાવસ્થા પ્રાપ્ત થયે છતે સ્વાભાવિક પ્રાણીઓમાં વિષયવાંછાની લોલુપતાથી નિર્વિવેકિતા ચંડાલણીનો પ્રવેશ થયા વિના રહી શકતો નથી, ધર્માધિવાસિત હૃદયવાળા કોઇ ભાગ્યવાનોજ તેનાથી વંચિત રહી શકે છે. મદોન્મત્ત યુવાવસ્થા એ ગુણરૂપી નવપલ્લવિત વનને જડમુળથી બાળીને ભસ્મ કરનાર દેદિપ્યમાન દાવાનળ સમાન છે અને ઉદ્ભવેલો તે દાવાનળ ગુણરૂપ ઇંધન બળી રહ્યા પછીજ શાંત થાય છે. દુનિયામાં ભાગ્યવાન તો તેજ કે જેઓ પ્રથમથીજ તેને શમ શિતલજલ સીંચી શાંત કરે છે. નિર્ધન, નિર્બલ, કુરૂપ અને મૂર્ખ વગેરે મનુષ્યોને પણ જ્યારે આ યુવાવસ્થા વિકાર કર્યા વિના રહેતી નથી તો પછી વિદ્યા, રૂપ, બલ, ઐશ્વર્ય વિગેરેથી ઉદ્ધત થયેલા પ્રાણીઓને માટે તો શુંજ કહેવું?

પત્નિસહિત **શંખશેઠ** યુવાવસ્થાના તોરમાં સઘળું વીસરી ગયો, ધર્મને ભૂલી ગયો, પરિણામે ધર્મપ્રત્યેના અનાદરથી તે દંપતીએ નિબિડ કર્મ ઉપાર્જન કર્યું. અનુક્રમે આયુષ્ય પૂર્ણ થયે હે ભાગ્યશાળી **સુંદરભૂપાલ** ! તે **શંખ**શેઠ કાળધર્મ પામી તું પોતે થયો અને પૂર્વભવની તારી તે **શ્રી** નામની પત્ની તે રાણી **મદનવલ્લભા** થઇ. પ્રથમાવસ્થામાં તમે બન્ને જણાંએ વિશુદ્ધ હૃદયથી ધર્મનું આરાધન કર્યું હતું જેના પ્રભાવે તમોએ વિપુલ રાજ્યઋદ્ધિનું સુખ અનુભવ્યું પણ

પાછળથી ઉપાર્જન કરેલા નિબિડ દુષ્કર્મના ઉદયે અસહ્ય સંકટો અનુભવ્યાં, વિષમ સંકટમાં પણ તમે બન્ને જણાએ સ્વાભાવિક થયેલી પોતાની નિર્મલ બુદ્ધિથી નિર્મલ શીલનું પાલન કર્યું, જેના પ્રભાવે આજ ભવમાં ફરી પણ તમો રાજવૈભવ પામ્યા.

આ પ્રમાણે ગુરૂમહારાજાના મુખથી પોતાના પૂર્વભવ-સંબંધી વૃતાંત શ્રવણ કરી રાજા અને રાણીનો આત્મા સંવેગરંગથી રંગાઈ ગયો. તેઓને પોતાના પાપનો અતિશય પશ્ચાતાપ થયો અને વારંવાર તે અધમ કૃત્યોની નિંદા કરતા ફરી કદીપણ એ દશા પ્રાપ્ત ન થાય તે માટે સંપૂર્ણ કાળજી રાખતા ગુરૂમહારાજાએ દર્શાવેલા ધર્મકૃત્યોમાં ઉદ્યુક્ત થયા. શકત્યનુસાર ગુરૂસમક્ષ સમ્યકત્વમૂલ અણુવ્રતો એટલે શ્રાવક-ધર્મ અંગીકાર કર્યો. પોતાના નગરમાં અને પોતાના દેશમાં ઠેકાણે ઠેકાણે પોતાના સમ્યકત્વને નિર્મલ કરવા ખાતર અને બીજાઓમાં સમ્યકત્વ વિગેરે અનુપમ ગુણો ઉત્પન્ન કરવા ખાતર ગગનની સાથે વાતો કરતાજ હોય નહિ તેવા અતિશય ઉંચાં ભવ્ય જિનમંદિરો બંધાવ્યાં, અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. આ પ્રમાણે ભાગ્યશાળી રાજા પોતાને પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો ઉત્તમ પાત્રોમાં સદ્વ્યય કરી લક્ષ્મીને પણ કૃતાર્થ કરવા લાગ્યો. પ્રભુપૂજામાં રક્ત રાજા અને રાણી હંમેશાં પોતાના નગરમાં બંધાવેલા ઉન્નત ચૈત્યોમાં વિધિ અને હૃદયના બહુમાનપૂર્વક મહાન ઋદ્ધિએ કરીને દ્રવ્ય અને ભાવપૂજામાં લીન થતાં હતાં.

દુનિયામાં કહેવત છે કે પારસમણિના સંસર્ગથી લોઢું પણ સુવર્ણ થાય છે, કહેવાની મતલબ કે દુનિયા જેને નીચ ધાતુ તારકે ઓળખે છે એવું લોઢું પણ સુસંસર્ગના પ્રતાપે સુવર્ણતાનો આશ્રય કરે છે, તેવીજ રીતે પ્રચંડ પાપી બહુલકર્મી અને તેને લઇને એકાન્તે પાપનીજ વાસનાથી શ્યામ હૃદયવાળા મનુષ્યો પણ ઉત્તમ ગુરૂ વિગેરેના સુસંસર્ગથી ધીમે ધીમે સર્વ પાપવાસનાનો ત્યાગ કરી શુદ્ધ સુવર્ણ અગર સ્ફટિકસમાન અંતઃકરણવાળા થઈ જાય છે, યાવત્ અનુક્રમે લોકોત્તર યાનપાત્ર પ્રાપ્ત કરી ભીષણ ભવસાગરના કિનારે પણ પહોંચી

જાય છે તો પછી સ્વચ્છ સ્ફટિકસમાન નિર્મલ હૃદયવાળા સુંદરરાજા અને રાણી મદનવલ્લભાને માટે તો કહેવુંજ શું ? તે દંપતીના નિર્મલ હૃદયરૂપ શુદ્ધ ભૂમિકા ઉપર મુનિની વચનવૃષ્ટિની અસર પુષ્કરાવર્ત્ત મેઘ સમાન થઈ જેમ તે મેઘ પોતાના સામર્થ્યથી ભૂમીમાં એવો રસકસ પોષે છે કે અનેક વર્ષો સુધી વૃષ્ટિ વિના પણ તે ભૂમિમાંથી ધાન્ય વિગેરેની નિષ્પત્તિ થાય છે, તેમ આ મુનિની દેશનાવૃષ્ટિએ એવી રીતે ધર્મ વરસાવ્યો કે આ ભવમાં તો શું પણ હમણાંજ આપણે જોઇશું કે ભવાંતરમાં પણ તેમને સુખ, સુખ અને સુખનીજ પ્રાપ્તિ થઇ.

તેઓના વિશુદ્ધ હૃદયમાં મૈત્રી આદિ ભાવના વિગેર તાત્ત્વિક ધર્મની નિર્મલ વાસનાઓ જાગૃત થઇ. દુઃખી પ્રાણીને દેખીને તેઓનું અંતઃકરણ દયાર્દ્ર બનતું હતું અને તેઓનાં દુઃખ દૂર કરવા ખાતર કટિબદ્ધ રહેતાં હતાં. આવી રીતે નાના કે મ્હોટા, વૃદ્ધ કે યુવાન, સ્વજન કે ઈતર, શત્રુ કે મિત્ર, દરેક પ્રાણી પ્રત્યે નિર્મળદયાથી અધિવાસિત, ચાહે તેવા કટોકટીના પ્રસંગોમાં પણ પોતાના સત્યવ્રતને સંપૂર્ણ તયા સાચવનાર, પરદ્રવ્યને ધૂળના ઢેફાં અગર પથ્થરના ટુકડા સમાન માનનાર, પરમ સંતોષી તથા પરોપકારપરાયણતાની ધુસરીને ધારણ કરનાર સુંદરરાજા પોતાની પ્રણયિની રાણી મદનવલ્લભાની સાથે ગુરૂસમક્ષ અંગીકાર કરેલાં શ્રાવકના વ્રતોને નિરતિચારપણે પાલન કરી રહ્યા હતા. ભવાંતરમાં કરેલી ધર્મની વિરાધનાના વિષમ આપાયને જ્ઞાની ગુરૂદ્વારા જાણેલ હોવાથી આ અવસરે તેઓ ચૂકે એમ નહોતા. અવશિષ્ટ જીવનની છેલ્લી ઘડી સુધી તેઓ ધાર્મિક ભાવનાઓથી ભાવિતજ રહ્યા. અનુક્રમે અંગીકાર કરેલા વ્રતોની ભાવના કરતા પ્રશસ્ત અધ્યવસાયપૂર્વક બન્ને જણ પોતપોતાનું આયુષ્ય પૂર્ણ થયે સ્વર્ગીય આનંદ ભોગવવા સ્વર્ગે સિધાવ્યા—**દેવલોકમાં મહાવિભુતિવાળા દેવ થયા.**

## ઉપસંહાર.

પ્રિય વાંચકો ! **ધારાપુર** નરેશ શ્રીમાન્ **સુંદર ભૂપાલ** અને સતીશીરોમણી રાણી **મદનવલ્લભાનું** જીવન વૃત્તાંત અહિંઆ સમાપ્ત થાય છે તેઓની પ્રશસ્ત જીવનચર્યા ઉપરથી ઉદ્ભવતા પ્રત્યેક પ્રસંગો આજે આપણને આનંદાબ્ધિના ઉત્તુંગ કલ્લોલોમાં આંદોલન કરાવે છે મુખ્યતાએ આ ચરિત્રમાં 'શીલ' અને 'સત્ત્વ' આ બે મુદ્દાઓ વાંચકોને વિશેષતઃ દૃષ્ટિગોચર થયા હશે. અને એજ કારણથી આ ચરિત્રનું ઉપનામ જે '**શીલ રત્નની કસોટી**' રાખવામાં આવેલું છે તે સાર્થક થયેલું જોવાશે.

ચરિત્રમાં દર્શાવેલા સત્રળા પુણ્યવંતા પવિત્ર પાત્રો સ્વપુણ્યાનું સાર આજે તો સ્વર્ગીય આનંદનો અનુભવ કરતા હશે તેઓ સ્વસ્થાને રહ્યા છતાં આપણને પવિત્ર અને ખુશબોદાર દિવ્યજીવન વાટિકામાં વિહરવાનો ઉપદેશ આપી રહ્યા છે તેઓ એજ દર્શાવે છે કેઃ—

તમો પણ તમારા જીવનને પવિત્ર કાર્યોદ્વારા પ્રશસ્તતર બનાવશો તો તમારા માટે સ્વર્ગ અપવર્ગના અનુપમ સુખો દૂર નથીજ. ભુલવું જોઇતું નથી કે તે આનંદમાં મહાલવાનું સૌભાગ્ય વિશિષ્ટ ગુણો અને પુણ્યકર્મોનેજ આભારી છે.

આ કથાની વસ્તુ પંડિત પ્રકાંડ મહાકવિ શ્રીમાન ભાવદેવ સૂરિશ્વરજીકૃત પાર્શ્વનાથ મહાકાવ્યના બીજા સર્ગમાં આવેલા સુંદરરાજાના સ્થાનક ઉપરથી તથા શ્રી પાર્શ્વનાથ ભગવાનના ગદ્ય બદ્ધ ચરિત્રમાંથી લેવામાં આવેલી છે.

છેવટે આપણે શાસનદેવ પ્રત્યે એજ પ્રાર્થના કરીએ કેઃ—આવા પવિત્ર પાત્રોની કાર્યશ્રેણીનું અંતરમાં સ્મરણ કરાવી તદનુસાર વર્ત્તન કરવામાં તેઓ આપણા સહાયક બની અપૂર્વ ઉત્સાહ બળ સમર્પે.

સંપૂર્ણ.



પ્રભુ શ્રીવીરના પ્રવચન માર્ગનું એકનું એક વાજીંત્ર

શ્રી વીર-સમાજનું સાપ્તાહિક પત્ર.

પ્રાકટ્ય ૧૯૭૮-૧૯૨૨.

# વીર-શાસન.

વીરધર્મ ગર્જના કરતું અમદાવાદમાં દર શુક્રવારે નિયમિત પ્રકટ થાય છે.

મહાત્માઓથી પસંદ કરાયેલા ઉચ્ચ કોટીના લેખો, પ્રાસંગીક ચર્ચાઓ, તથા શાસ્ત્રીય સત્ય વિચારો, શુદ્ધ અને સરળ ભાષામાં કેવળ **શાસન સેવાની** દષ્ટિએ નિષ્પક્ષપાતપણે આપવામાં આવે છે. તે ઉપરાંત વ્યક્તિ તથા સમષ્ટિગત જૈન જૈનેતર બીનાઓ, સમાચારો પુરી ખાત્રી અને તપાસ કર્યા પછી કશીપણ અતિશયોક્તિ આક્ષેપ કે બિભત્સ શબ્દને સ્થાન આપ્યા વિના પ્રકટ કરવામાં આવે છે. શ્રદ્ધાળુ મુનિવરો તથા વિદ્વાન લેખકોના મનનીય સ્વતંત્ર લેખો, નિબંધો આ પત્રમાં નિયમસર આપવામાં આવે છે. સ્થાનીક તેમજ બહાર ગામની અવનવી જૈન ખબરો, ધાર્મિક સમાચારો, પૂજ્ય મુનિવરોના વિહાર વિગેરે માહીતી મેળવવાનું ખરૂં સાધન આ પત્ર એની ઢબનું એકનું એકજ છે.

વર્તમાનપત્રોમાં શાસન શૈલીનું નિડર વર્તમાનપત્ર આ **વીર-શાસન** પહેલવહેલુંજ પત્ર છે, માટેજ ગ્રાહક થાઓ ! અમદાવાદ માટે લવાજમ રૂ. ૫-૦-૦ છુટક નકલના બે આના. બહારગામ માટે ટપાલ વી. પી. ખર્ચ સાથે રૂ. ૫-૯-૦ નમુના માટે અંક મંગાવનારે બે આનાની ટીકીટ બીડવી.

સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામેજ કરવો.

તંત્રીઃ—**શ્રી વીર-શાસન.**

ઠે. વીર-શાસન પ્રેસ, હાજાપટેલની પોળ-કાળુપુર,

**અમદાવાદ.**

